# અનુક્રમણિકા

" ॐ "

विद्यासप्रिय, न्याय परायण, शहानशाह

# જહાંગીર

## ૧ રાજ્યાભિષેક

ઈ. સ. ૧૬૦૫ ના અકટોમ્બર માસની દશમી તારીખના ગુરુવારે પ્રાતઃકાળના બે પ્રહર વ્યતીત થયા પછી મારી ઉમ્મરના આડત્રીશમા વર્ષે–મેં મારો આગ્રા શહેરના રાજ્યસિંહાસન ઉપર રાજ્યાભિષેક કરી લીધો. નશ્વર અને ક્ષણભંગુર એવી માનવી સંપત્તિને માયા અને મોહાંધતાથી ચિરકાલિક સુખ અને ઐશ્વર્ય સમજીને મેં તેનો સ્વીકાર કર્યો, તે માટે કોઇને પણ ઉપહાસ કરવાનું કાંઈ કારણ નથી. તે કેવળ ખુદાની–પરમેશ્વરની–આજ્ઞા હતી; તેથી તેના હુકમનું મારે પાલન કરવું પડ્યું. પ્રાતઃકાળમાં રાજ્યાભિષેક કરવા માટે મારા સિંહાસનારૂઢ થવાની સાથે સૂર્યોદય થયો અને તેનો સર્વત્ર પ્રકાશ પડ્યો. રાજ્યસમૃદ્ધિનું તે એક મહાન્ શુભ લક્ષણ છે, એવું મને ભાસ્યું અને તેથી જ તે મહાન્ સમારંભમાં જહાંગીર બાદશહા, એટલે પૃથ્વીવિજયી સામ્રાજ્યાધિપતિ જહાંગીરશહા એટલે પૃથ્વીવિજયી રાજા; એવાં બે નામ–અભિધાન ધારણ કર્યાં. "બાદશાહ અકબરના અત્યંત વિશ્વાસુ અને ગૌરવપૂર્ણ પ્રિયપુત્ર જહાંગીર અને પૃથ્વીરક્ષક ખુશરુ, (જહાંગીરનો જ્યેષ્ઠ પુત્ર–યુવરાજ) એમની આજ્ઞાથી આગ્રા શહેરમાં તૈયાર થયાં" એવા અક્ષરો રાજ્યમાં ચાલનારા નાણાંઓ ઉપર છાપીને નવીન નાણાં પાડવાનો હુકમ કર્યો.

એ જ વખતે નવીન વર્ષારંભ થયેલો હોવાથી મેં રાજ્યમાં મોટો ઉત્સવ શરુ કર્યો. ઉત્સવનિમિત્ત મારા પિતાએ તૈયાર કરેલા અત્યંત અભૂતપૂર્વ એવા સિંહાસનને મેં વિપુલ દ્રવ્યનો વ્યય કરી પુષ્કળ સુશોભિત કર્યું. એ સિંહાસન એટલે એક વિલક્ષણ વસ્તુ છે. તે તૈયાર કરવામાં નાના પ્રકારનાં રત્નો, મૌક્તિકો, મણિ વગેરે માટે દોઢ કોટિ ઉપર દ્રવ્યનો ખર્ચ થયો હતો, અને પંદર કોટિ રૂપૈયાનું સોનું વપરાયુ હતું. એ સિંહાસન જો કે બહુ મોટું છે, છતાં પણ અહીંથી તહીં ફેરવવામાં અડચણ પડે નહીં માટે તેના જૂદા જૂદા નાના મોટા વિભાગ પુનઃ સાંધી શકાય તેવી વ્યવસ્થાથી કર્યાં હતા. સિંહાસનનો પોકલ ભાગ ભરવા માટે પચાસ મણ સુગંધી પદાર્થોનો વ્યય કરવામાં આવ્યો હતો.

સિંહાસનારોહણ કરવાની ઘણા દિવસની મહત્વાકાંક્ષા જે દિવસે પૂર્ણ થઈ, તે જ દિવસે મેં રાજ્યમુકુટ ધારણ કર્યો. દરબારમાં વિશેષ પ્રમુખ એવા અમીર ઉમરાવ નિમેલે સમયે આવ્યા પછી મેં રાજ્ય-મુકુટ કોષાધ્યક્ષને લાવવાનો હુકમ કર્યો અને મારી આજ્ઞા થતાં જ સર્વની સમક્ષ તેણે તેને મારા મસ્તક ઉપર મૂક્યો. રાજ્યમાંહેના અમીર ઉમરાવોના મુજરા થતાં સુધી સુમારે એક કલાક પર્યંત તેને મેં મારા મસ્તિષ્ક ઉપર રાખ્યો હતો. આ મુકુટ મારા પિતાએ ઇરાનના રાજાના મુકુટ પ્રમાણેનો તૈયાર કરાવ્યો હતો. મુકુટને બાર કોણ હોઇને પ્રત્યેક કોણે પંદર પંદર લક્ષ રૂપૈયાનો એક એવા બાર હિરા જડ્યા હતા. મુકુટના મધ્ય ભાગમાં પંદર લક્ષ રૂપૈયાનું એક મોતી હોઇને અનેક જાતિનાં મણિ માણિક્ય વગેરે બસો ઉત્તમોત્તમ નંગો જડ્યાં હતાં. તે માંહેના પ્રત્યેક નંગની કિંમત ૭ હજાર રૂપૈયા હતી. આ મુકુટ માટે થયેલો ખર્ચ મારા પિતાએ પોતાની ખાસ સંપત્તિમાંથી ન કરતાં રાજ્યકોષમાંથી કર્યો હતો. મારા રાજ્યાભિષેકનાં આનંદદાયક વર્તમાન સર્વત્ર જાહેર કરવા માટે ચાલીશ દિવસ પર્યંત રાત્રિ દિવસ પૃથક્ પૃથક્ સ્થળે પૃથક્ પૃથક્ વાદ્યો વગાડવાની મેં વ્યવસ્થા કરી હતી. દરબારનું કાર્ય સમાપ્ત થતાં સિંહાસન ઉપર આચ્છાદિત કરવા માટે સુવર્ણરજ્જુથી જડેલ એક સુન્દર વસ્ત્ર મેં તૈયાર કરાવ્યું હતું. તેમ જ રાજ્યમહાલયમાં અને દરબારમાં સુગંધી ધૂપ બાળવા માટે સુવર્ણનાં અને રૌપ્યનાં અનેક શોભિત ધૂપદાનો તયાર કરાવ્યાં હતાં. રાજ્યારોહણને દિવસે ત્રણ હજાર દીપકો સુવર્ણ અને રૌપ્યપાત્રોમાં કરવામાં આવ્યા હતા. હજારો તરુણ અને સુન્દર સરદાર, સેનાપતિ, અમીર બહુમૂલ્ય વસ્ત્રોથી અને અનેક કિંમતી અલંકારોથી વિભૂષિત થઇને એક સરખા મારી આજ્ઞાની રાહ જોતા હસ્તદ્વય જોડી તે સમારંભમાં ઉભા હતા. તેમ જ રાજ્યના અન્ય પ્રદેશમાંથી અનેક અમીર ઉમરાવો અને પરાજિત રાજ્યના રાજાઓ વગેરે ઉત્તમ પોષાક સજી અને અલંકારો પહેરી તે સમારંભમાં આવ્યા હતા. ચાલીશ દિવસ પર્યંત મોટી ધામ-ધૂમથી ઉપર પ્રમાણે રાજ્યારોહણનો મહોત્સવ કરી મેં મારા ઐશ્વર્યથી સર્વ જગતને દીપાવી નાખ્યું.

## ૨ જન્મવૃત્તાંત

મારા પિતાને અઠ્ઠાવિશ વર્ષ થયા પૂર્વે જેટલાં બાળકો થયાં, તે પૈકી કોઈ પણ એક દિવસથી અધિક જીવતાં રહ્યાં નહોતાં; તેથી મારા પિતા અત્યંત વિષણ્ણ ચિત્તથી વ્યવહાર કરતા હતા. પોતાની પુત્રકામના પૂર્ણ થવા માટે તેઓ સદા સર્વદા શક્તિમાન્ પરમેશ્વરની

અંતઃકરણપૂર્વક કરુણા માગતા હતા. પિતા પુત્રચિંતાથી ઉદાસીન થઈને રાજ્યકારભાર તપાસતા હતા, તેવામાં એક દિવસે એક સરદારે—પિતાની સાધુ, ફકીરની ઉપર વિશેષ શ્રદ્ધા છે તે જાણીને—તેને અજમેરમાં સૈનુદ્દિન ફકીરના કબરસ્થાન પાસે રહેનારા એક ધર્મનિષ્ઠ ફકીરની ભેટ લેવાની સલાહ આપી. પિતાને તે સલાહ પસંદ પડી અને આનંદથી બોલ્યા, 'જો તેની કૃપાથી યથોચિત સંતતિ થશે, તો આગ્રાથી અજમેર પર્યંત (સુમારે ૧૪૦ કોશ) પગે ચાલીને જઈશ અને તે સાધુની હું પૂજા કરીશ.' પાછળથી અકબરનો મનોરથ થોડા દિવસમાં પૂર્ણ થયો. મારા મરણ પામેલ બંધુ પછી બરોબર છઠ્ઠે મહિને સર્વ શક્તિમાન્ પરમેશ્વરે મને જન્મ આપી આ જગતને સ્વાધીન કર્યો. અજમેરના ફકીરની કૃપાથી મનોરથ પૂર્ણ થયેલો જોઈને બાદશહાએ પોતાના સંકલ્પ પ્રમાણે પગે ચાલી અજમેર જવાનો નિશ્ચય કર્યો અને જલદીથી તૈયારી કરીને તેઓ અમીર ઉમરાવ વગેરે સરંજામ સહિત અજમેર જવા નિકળ્યા. દરરોજ પાંચ કોશ પ્રમાણે માર્ગક્રમણ કરતા કરતા તેઓ અજમેરના સૈનુદ્દિનના કબરસ્થાનમાં જઈ પહોંચ્યા. પિતાએ પ્રથમ તે કબરસ્થાનની યથાવિધિ પૂજા કર્યાં પછી તે ફકીરના દર્શને ગયા. આ ફકીરનું નામ સેલીમ હતું. પિતા મને હાથ ઉપર લઈને તે ફકીર પાસે ગયા અને તેનાં ચરણોમાં મને મૂકીને હું દીર્ઘાયુષી થાઉં, મને અન્ય બંધુ ભગિની થાય અને...મારાથી વંશવિસ્તાર પામે તે માટે તેમણે તે ફકીર પાસે આશીર્વાદ માગ્યો. પિતાની આ કૃતિથી સાધુ સેલીમ અત્યંત આનંદિત થયા. તેઓ બોલ્યા, "બાદશહા અકબર! તને ઈશ્વરકૃપાએ ત્રણ પુત્રો થશે."

પિતા બોલ્યા, "મહારાજ! તે પૈકી જ્યેષ્ઠ પુત્રને આપનાં ચરણમાં અર્પણ કર્યો છે."

સાધુ બોલ્યા, 'ઈશ્વર! તેનું કલ્યાણ કરો. શાહા. તેં જે અર્થથી તેને મારાં ચરણમાં અર્પણ કર્યો છે, તે અર્થથી જ તેનું નામ હું મારા નામ પ્રમાણે મહંમદ સેલીમ એવું રાખું છું.'

પિતાએ ફકીરના તે નામકરણ માટે બહુ આનંદ દર્શાવ્યો. આ ફકીર માટે પિતાને બહુ પૂજ્ય બુદ્ધિ હતી. તે દિવસથી ચૌદ વર્ષ પર્યંત પિતાનો અને તે સાધુનો વિશેષ સ્નેહસંબંધ હતો. પિતા મને 'સેલીમ' એ નામથી કદી પણ બોલાવતા નહીં, પણ હમેશાં 'બાપા' કહીને બોલાવતા હતા. ગમે તે હો, છતાં મારા આપ્તસ્વકીયોમાં હું મૃત્યુકાળ પર્યંત સુલતાન સેલીમ એ નામથી જ પરિચિત રહેનાર; તથાપિ તુર્ક સામ્રાજ્યના રાજરાજેશ્વર પ્રમાણે મને પોતાને એક છત્રી

સમ્રાટ્ કહેવડાવા અને મનાવા માટે મેં જહાંગીર બાદશાહ એવું નામ રાખ્યું. મને એવો વિશ્વાસ છે કે, દયામય ઈશ્વર મને દીર્ઘ આયુષ્ય આપીને મેં ધારણ કરેલા નામ પ્રમાણે મારી પાસેથી જગદ્વિજય કરાવશે જ.

### ૩ મહત્વનાં બાર ફરમાનો

રાજ્યારૂઢ થયા પછી મેં તુરત જ એક ન્યાયશૃંખલા તૈયાર કરાવી. આ શૃંખલા સુવર્ણની હતી ને તે ઉત્તમ કારીગરોએ બનાવી છે. તે શૃંખલા એકસો ચાળીશ ગજ લાંબી અને તેના થોડા થોડા અંતર ઉપર નાની નાની એંસી ઘંટાઓ લગાવી છે. આ શૃંખલા તૈયાર કરવા માટે એકવીશ મણ સુવર્ણ વપરાયું છે. આ શૃંખલાનો એક છેડો આગ્રાના રાજ્યમહાલયમાં બાંધીને બીજો છેડો શહેરનાં તટને સંબંધવાળા યમુના તટ ઉપર એક પથ્થરના સ્તંભ સાથે બાંધ્યો છે. આ શૃંખલા તે પ્રમાણે બાંધ્યા પછી મેં મારા પ્રધાનને બાર ફરમાનો કહ્યા અને તે પ્રમાણે વર્તવા માટે સર્વેને તાકીદ આપી.

૧ મારા રાજ્યની પ્રજા ઉપર **જેખત, સિરમુહારી, અને તુમ્રઘા** નામક ત્રણ કરો લેવાય છે, અને જે કરથી રાજ્યને દરસાલ સોળ હજાર મણ સુવર્ણની પ્રાપ્તિ થાય છે, તે કર (વેરો) આજથી માફ કરવામાં આવે છે.

૨ ઈશ્વરે જે પ્રજાનું સંરક્ષણનો ભાર મારા શિર ઉપર મૂકયો છે, તે પ્રજાની સંપત્તિ કોઈ ચોરનાર કિંવા અન્યાયથી તેનું કોઈએ અપહારણ કરનારને તે તે જિલ્હામાંહેના અધિકારીઓએ ગુન્હેગારોની તપાસ કરીને તેને ન્યાયાધીશ સમક્ષ ઉભો કરવો. એકાદો જિલ્હો જનશૂન્ય હોવાથી તે ઐશ્વર્યયુક્ત ન હોય, તો ત્યાં નૂતન ગ્રામ સ્થાપિત કરીને ઉદ્યોગી અને ધનિક લોકોને ત્યાં વસાવવા. પ્રજાને કોઈ પણ પ્રકારનો ત્રાસ આપવો નહીં અને તેને કોઈ પણ પ્રકારનું નુકસાન થાય નહીં, માટે અધિકારીઓને તેમની સાથે અત્યંત દક્ષતાથી વર્તવાની અત્યંત તાકીદ કરું છઉં. જનશૂન્ય પ્રદેશો જાહોજલાલીમાં લાવવા માટે ઠેકાણે ઠેકાણે મશીદો બંધાવવી, સારા રસ્તાઓ તૈયાર કરાવવા, અને પ્રવાસ માટે પથિકાશ્રમો બંધાવવા. જે જિલ્હાઓ ઉપર વેરો વસુલ કરનારા અધિકારી છે, તેણે પોતાના જિલ્હાને ઐશ્વર્યસંપન્ન બનાવવા માટેનો થતો ખર્ચ રાજ્યકોષમાંથી લેવો.

૩ વ્યાપારીઓનો માલ કોઈ પણ અધિકારીએ વેચવો નહીં, કિંવા તેનો અપહાર કરવો નહીં, તેનો વ્યવહાર સુલલિત ચાલે તે માટે તેને

મદદ કરવી. તેના ઉદ્યોગમાં અત્યંત લાવવાની પ્રત્યેક અધિકારીઓને સખ્ત મનાઈ કરું છઉં.

૪ કોઈ મનુષ્ય પોતાનાં અજ્ઞાન બાળકને પાછળ મૂકીને પરલોક ગત થતાં તેની સંપત્તિનું કોઇ અપહરણ કિંવા તેના ઉપર જુલૂમ કરશે તે અપરાધીને કડક શાસન કરવામાં આવશે. કોઈ મૃત મનુષ્યનો કોઈ ઉત્તરાધિકારી ન હોવાથી તેની સંપત્તિ સરકારમાં દાખલ ન કરતાં સાર્વજનિક ઉપયોગમાં આવે, એવી પુષ્કરિણી બાંધવામાં કિંવા ઉપાસના ગૃહો બંધાવવામાં, એટલે તેની સંપત્તિનો વિનિયોગ એવો થાય કે જેથી મૃતના આત્માનો ઉદ્ધાર થાય.

૫ કોઇએ પણ માદક દ્રવ્ય તૈયાર કરવો નહીં, તેમજ તેનો વિક્રય પણ કરવો નહીં. મને મારી સોળ વર્ષની વયથી મદ્યનું વ્યસન થયું હતું; તેથી મને તેનો સારો અનુભવ હોવાથી હું આ નિયમ કરું છઉં. મદ્યપાનથી મનુષ્ય તદ્દન નિ:સત્વ બને છે, મનથી દુર્બળ બને છે અને ખોટી વાસનાઓ જાગૃત થાય છે. હું એ બીના મુક્તમને કબૂલ કરું છઉં કે, મદ્યના વ્યસનથી મારી માનસિક સ્થિતિ અત્યંત શોચનીય થઈ હતી. મને મદ્યનું એટલું બધું વિલક્ષણ વ્યસન થયું હતું કે, એક કલાક પણ મદ્યપ્રાશન વિના જતાં, મારા હાથપગ અશક્ત બનીને કંપતા હતા અને હું તદ્દન શક્તિહીન થતો હતો. પ્રત્યેક જામમાં અર્ધશેર મદ્ય રહે, તેવા વીશ જામ હું દરરોજ મદ્ય પીતો હતો. વખતે વખતે તેનાથી પણ અધિક પીતો હતો; પરંતુ મદ્યપાનનું દુષ્પરિણામ જ્યારે મારી દષ્ટિએ આવવા લાગ્યું ત્યારે હું તે વિચારથી અતિશય ભયભીત થયો અને મને એવી ખાત્રી થઈ કે, આ મદ્યનું વ્યસન નહીં છૂટવાથી મારી અવસ્થા અત્યંત વિપજ્જનક થશે. મદ્યના દુષ્પરિણામ વિષયે જ્યારે મારા મનમાં વારંવાર વિચાર આવવા લાગ્યા, ત્યારે તે વ્યસનથી હું કયારે મુક્ત થઇશ એવું મને થયું અને ત્યારથી મેં તે વ્યસન છોડવાની પ્રતિજ્ઞા કરી. ઇશ્વરની કૃપાથી મારા પ્રયત્નમાં મને યશ પ્રાપ્ત થયો. તે વ્યસન ધીમે ધીમે ઓછું કરતાં પૂર્વે જે હું વીશ પ્યાલા મદ્ય પીતો હતો, તે ૭ માસની અંદર પાંચ પ્યાલાએ આવીને અટકયો અને પછી મેં એવો નિશ્ચય કર્યો કે, દિવસમાં ફક્ત એક વખતજ સંધ્યાકાળ પૂર્વે એ કલાકે થોડો મદ્ય પીવો; પરંતુ રાજ્યકારભારનો બોજો વિશેષ વધવાથી જ્યારે મારા સર્વ દિવસ તેમાંજ વ્યતીત થવા લાગ્યા, ત્યારે હું સંધ્યાકાળથી ઇશ્વરની પ્રાર્થના કર્યા પછી કેટલેક વખતે થોડો મદ્ય પીતો હતો. અદ્યાપિ પણ થોડો મદ્ય લીધા શિવાય મને ચાલતું નથી; પણ મને પૂર્ણ વિશ્વાસ છે કે, તે વ્યસન હું થોડા વખતમાંજ છોડીશ. હું ઇશ્વરને

સ્મરીને એવી પ્રતિજ્ઞા કરું છઉં કે, મારા પ્રપિતા બાદશાહ હુમાયૂનની પ્રમાણે હું મારી પીસ્તાળીશ વર્ષની ઉમરની અંદર જ મદ્યનું વ્યસન પૂર્ણ-પણે છોડી દઇશ. "ઇશ્વર જે ખરાબ બાબત માટે અંતઃકરણમાં તિરસ્કાર ઉત્પન્ન કરે છે, તે બાબત ન કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે અને એવું એક કર્તવ્ય કરવાથી સતત: કર્તવ્યરત મનુષ્યને તેનો મુક્તિ-પથ તેને સ્વાધીન થાય છે.

૬ મારા રાજ્યની પ્રજા પૈકી કોઇના પણ ગૃહમાં કોઇએ પણ તેના માલિકની પરવાનગી શિવાય રહેવું નહીં. સૈનિકો કિંવા કોઇપણ અધિકારીએ બળાત્કારથી કોઇના ગૃહમાં રહેવાનો પ્રયત્ન કરવો નહીં. ગૃહમાં રહેવાનું પ્રયોજન થતાં તેના માલિકની પરવાનગી લેવી અને ઘરધણીએ કાંઈ પણ રકમ ભાડા માટે માગતાં તે તેણે બિનતકરારે આપવી. સૈનિકોએ અને અધિકારીઓએ બને ત્યાં સુધી તંબૂઓમાં રહેવાનો પ્રયત્ન કરવો; કારણ કે એકદમ ઉતાવળથી અન્ય ગૃહમાં નિવાસી થતાં તે ગૃહસ્થને એકંદરે ઘણો જ ત્રાસ સોસવો પડે છે. વિશેષતઃ એવા પરોણાના આગમનથી ગૃહનાં સ્ત્રી સંતાનોને ઘણો ત્રાસ થાય છે. તે માટે જ સરકારી અધિકારીઓએ તંબૂઓમાં જ રહેવું.

૭ કોઈ પણ અપરાધ માટે કોઇના પણ નાક અને કાન કાપવા નહીં. ચોરીનો અપરાધ કોઈ પણ ઇસમ ઉપર સાબિત થતાં તેને તેના અપરાધ પ્રમાણે ખડબચડા ચામડાના ચાબકાથી માર મારવો અને તેના હાથમાં કુરાન આપીને પુનઃ ચોરી કરનાર નથી, એવા તેની પાસેથી સોગંદ લેવા.

૮ જિલ્હાધિકારી અને જહાગીરદારોએ કોઇની પણ જમીન બળાત્કારે ખુંચી લેવી નહીં અને તેમાં વાવેતર કરવું નહીં. તેણે પોતપોતાની સીમાની બહાર બીજાની હદમાં કશી ખટપટ કરવી નહીં. બીજા જિલ્હાનાં મનુષ્યો અને પશુઓને બલાત્કારે પોતાના જિલ્હામાં આણવાં નહીં. તેણે પોતપોતાના જિલ્હાની સુધારણા કરવાનો પ્રયત્ન એકસરખો જારી રાખવો જોઇએ.

૯ વિષ અને નાશક ઔષધોનો ઉપયોગ કોઇએ અનિયમિતપણે કરવો નહીં.

૧૦ મુખ્ય મુખ્ય શહેરોના અધિકારીઓએ પોતપોતાના શહેરોમાં દવાખાનાઓ સ્થાપન કરવાં. તે દવાખાનાઓ ઉપર વૈદ્યવિશારદ ભિષગ્વરો અને હકીમોની યોજના કરી રોગીઓનાં સ્વાસ્થ્યરક્ષણની બની શકે તેટલી વ્યવસ્થા કરવી. રોગી તંદુરસ્ત બનીને સ્વગૃહે જાય ત્યાં સુધી જે કાંઈ ખર્ચ થાય, તે સરકારી ખજિનામાંથી કરવો. કેટલાક રોગીઓની તેની સ્થિતિ જોઇને તે ઘરે જાય ત્યારે તેને કાંઈ રૂપીઆ આપવા.

૧૧ મારો જન્મ જે મહિનામાં થયો છે, તે મહિનામાં મારા રાજ્યમાંના કોઇએ પણ માંસાહાર કરવો નહીં. તેમ જ પ્રત્યેક વર્ષે એવા કેટલાક દિવસો જાહેર કરવામાં આવે છે કે, તે દિવસે કોઇએ પણ પશુવધ કરવો નહીં. મારા રાજ્યારોહણનો દિવસ ગુરુવાર હોવાથી તે દિવસે કોઇએ પણ માંસાહાર કરવો નહીં. રવિવારે કોઇએ માંસાહાર કરવો નહીં. કારણ જે દિવસે પરમેશ્વરે સર્વ જગત્ ઉત્પન્ન કર્યું, તે દિવસે પ્રાણિવધ કરવો એ મહત્પાપ છે. આ નિયમ મારા વડિલોએ કરેલો છે, અને તે આજ ઘણાં વર્ષોથી પળાતો હોવાથી હું તેજ નિયમ પાળવાનું મારી પ્રજાને જણાવું છઉં. સ્વતઃ અકબર બાદશાહાએ કોઈ પણ રવિવારે માંસાહાર કર્યો નથી; માટે જ આ નિયમ સર્વ પ્રજાએ પાળવો, એ આવશ્યક છે.

૧૨ મારા વડિલના સમયમાં જે નોકરો જે હુદ્દા ઉપર હતા, તેજ હુદ્દા ઉપર રહીને પૂર્વ પ્રમાણે પોતપોતાનાં કામો કરવાં. જે પોતપોતાના કાર્યમાં કર્તવ્યદક્ષ હશે, તેના હક્કોમાં વધારો થશે. જે દશ ઘોડેસ્વારનો અધિકારી હશે, તેને પંદર ઘોડેસ્વારના અધિકારી બનાવવામાં આવશે. રાજ્યમાં તદ્દન હલકા નોકરોથી માંડીને મુખ્ય પ્રધાન પર્યંત સર્વની તેની દક્ષતા પ્રમાણે બઢતી કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

## ૪ પ્રજારંજન

મારી પ્રજા સદા સર્વદા સુખ સમૃદ્ધશાલી રહે, એવી મારી ઘણી ઇચ્છા છે. પ્રજાના સુખ માટે હું બને તેટલી કાળજી લઉં છઉં અને સરકારી અધિકારીઓને તેજ દૃષ્ટિએ વર્તવું જોઇએ, એવો મેં તેને હુકમ કરેલો છે. કાયદાઓનું ધોરણ પણ પ્રજાને સુખ થાય તેવું જ કરવામાં આવ્યું છે; તથાપિ મારા આ સદ્દહેતુનો હેતુવિપર્યય કરીને મારા વિષયી લોકાદર ઓછો થાય, એવો કેટલાકોએ પ્રયત્ન ચલાવ્યો છે. રાજ્યમાં શાંતતા અને સૌખ્ય રહે, એવી જેની ઇચ્છા નથી, તેવા જ માણસો ફંદફિતુરો કરીને બંડો કરે છે. રાજ્ય સુવ્યવસ્થિત ચાલીને પ્રજાને શાંતિ સૌખ્ય મળે, એવી વ્યવસ્થા કરીને બંડખોરોના ઉપદ્રવથી પ્રજાને તેનો લાભ મળતો નથી.

સિંહાસનારૂઢ થતાં રાજ્યમાંહેના સર્વ નોકરોને સંતુષ્ટ કરવા માટે તેનો પગાર વધારવાની વ્યવસ્થા કરી છે. મેં તે શુભ પ્રસંગે મારા જ રાજ્યમાંહેના નોકરોનો પગાર વધાર્યો છે તેવું નથી, પણ ઇરાન, બુખારા વગેરે પ્રદેશોના રાજ્યોમાંના જે નોકરો મારા દરબારમાં છે, તેના વેતનની વધારવાની પણ વ્યવસ્થા કરી છે. મારી સંપત્તિ, વૈભવ અને ઐશ્વર્ય ઈશ્વરદત્ત હોઇને સર્વ પ્રજા પણ તેનાં જ બાળકો છે;

તેથી જે ઈશ્વરે આ સર્વનું સંરક્ષણ કરવા માટે મને સિંહાસનારૂઢ કર્યો છે, તે ઈશ્વરની આજ્ઞા એટલે પ્રજાને સુખ આપવું અને તેનું દુઃખ દૂર કરવું, એ મારું કર્તવ્ય છે. એ કર્તવ્ય જ્યારે હું ન બજાવું ત્યારે મેં મારાજ હાથે મારા પોતાને માટે નરકનું દ્વાર ખુલ્લું કરી મૂક્યા જેવું થાય.

નોકરોના પગાર વધારવાની વ્યવસ્થા કરવાની સાથે રાજ્યારોહણના આનંદોત્સવ નિમિત્તે મેં રાજ્યમાંહેના ઘણા બંદીવાનોને મુક્ત કરવાનો હુકમ કર્યો હતો. મારો આ હુકમ પહોંચતા પહોંચતા ઠેકઠેકાણાની તુરંગોના કેદીઓ મુક્ત થયા છે. ગ્વાલીયરના કિલ્લામાંથી સાત હજાર કેદીઓને છોડી દીધા. આ કેદીઓમાં કેટલાક ચાલીશથી પણ વધારે વરસથી બંદિવાસ ભોગવતા હતા. તે વખતે ઠેકઠેકાણાના જે કેદીઓ મુક્ત થયા હતા, તેની ગણત્રી કરવી એ કઠિણ હતું. બંગાલ પ્રાંતના કિલ્લામાં બે હજાર ચારસો જેટલા કેદીઓ હતા, તે સર્વને બંધનમુક્ત કરવામાં આવ્યા હતા. રાજા માનસિંહને બસો એંસી પુત્ર હતા. તે સર્વ તેની વિરુદ્ધ વારંવાર બંડ કરતા હોવાથી, તે સર્વને સારી શિક્ષા કરવાના ઉદ્દેશથી રાજા માનસિંહે તેમની સામે યુદ્ધ ચલાવ્યું, ત્યારે તે સર્વના આશ્રય માટે બંગાલામાં નાના નાના હજારો કિલ્લાઓ બાંધ્યા છે. પાછળથી આ સર્વ પ્રાંત મારા વડિલે ચાર વરસ યુદ્ધ કરીને તેના પાસેથી મેળવ્યો. રાજા માનસિંહના સર્વ પુત્રો યુદ્ધમાં કામ આવ્યા અને રાજા માનસિંહે પિતાની નોકરી સ્વીકારીને કેટલાક સૈન્યનું આધિપત્ય મેળવ્યું.

## ૫ રાજ્યકારભાર

રાજ્યારોહણ થયા પછી રાજ્યમાં વિશેષ પ્રકારના જે મૂલ્યવાન સિક્કા હતા, તેમાં વિશેષ ફેરફાર કરીને તે સિક્કા નવીન પાડવાનો મેં હુકમ કર્યો. પૂર્વના સિક્કાઓના આકાર અને નામો પણ બદલી નાંખ્યાં. બે હજાર તોલા સુવર્ણનો એક સુવર્ણ સિક્કો તૈયાર કર્યો અને તેનું નામ નૂરઈસાહિ (સામ્રાજ્ય પ્રકાશ) એવું રાખ્યું. તેવો જ એક હજાર સુવર્ણનો સિક્કો તૈયાર કરાવીને તેનું નામ નૂરજહાંન (પૃથ્વીનો પ્રકાશ) રાખ્યું. એ પ્રમાણે અનેક પ્રકારનાં સુવર્ણનાં અને રૌપ્યના સિક્કાએ તૈયાર કરાવીને તેનાં ભિન્ન ભિન્ન નામો રાખ્યાં. આ પ્રત્યેક સિક્કાએ ઉપર રાજ્યના સનનો આંકડો અને બીજી બાજુએ મહંમદી ધર્મનું મુખ્ય સૂત્ર જે 'लाईल्ला इलउल्ला, महंमद उररसुलल्ला' (એક પરમેશ્વર છે. બીજો ઈશ્વર નથી. મહંમદ એ ઈશ્વરનો દૂત.) એ મુદ્રિત કર્યું. સમસ્ત હિંદુસ્તાનમાં આગ્રા એ અતિ પ્રસિદ્ધ શહેર છે. અતિ પ્રાચીનકાળથી

આ શહેરની આસપાસ એક પથ્થરનો કોટ હતો; પરંતુ તે કોટ પિતાએ તોડી નખાવ્યો ને આગ્રા શહેરને શોભે તેવો એક બીજો મજબૂત કોટ બંધાવ્યો. યમુના નદીના બન્ને કિનારા ઉપર વસેલું હોવાથી આ શહેરની રચના સુવ્યવસ્થિત છે. શહેરનો વિસ્તાર મોટો હોવાથી લોકસંખ્યા વિપુલ છે. કુશળ કારીગરોએ બાંધેલી હજારો ઇમારતો, મસજિદો, પુષ્કરિણીઓ, સ્નાનાગારો, પ્રમોદગૃહો જોવાલાયક અને આશ્ચર્યતા ઉપજાવે તેવાં હોવાથી શહેર ભવ્ય અને સુશોભિત લાગે છે.

અફગાનિસ્તાન વગેરે પરદેશમાંથી હિંદુસ્તાનમાં પરચક્ર આવ્યા પહેલાં આગ્રા શહેર વિશેષ જાહોજહાલીમાં આવ્યું હતું. હિંદુઓએ લખેલા ગ્રન્થોમાં યમુના નદી પર્વતમાંથી ઉત્પન્ન થઈ છે એવું કહ્યું છે. હસરાબાદ પાસે જ્યાં યમુના પ્રથમ જ દગ્ગોચર થાય છે, ત્યાંથી તે એટલા બધા પ્રબળ વેગથી વહે છે કે, તેના પ્રવાહમાં હસ્તી પડતાં તે એકાદા કાષ્ઠ પ્રમાણે સરળતાથી તણાય છે. આગ્રા શહેરના તટ પાસેથી અને કિલ્લા પાસેથી તે નદી વહેતી વહેતી પૂર્વ તરફ ગઈ છે.

ગ્વાલીયર શહેર સર કરવા માટે સિકંદર લોદીએ જે વખતે ચઢાઈ કરી હતી, ત્યારે તેણે પોતાની ગાદી દિલ્લીથી ફેરવીને આગ્રા શહેરમાં સ્થાપી હતી. પાછળથી કેટલાક વખતે ઈશ્વરેચ્છા પ્રમાણે અમારા વંશના પૂર્વપુરુષ બાદશાહ બાબરે સિકંદર લોદીના પુત્ર ઇબ્રાહિમ લોદીનો પરાભવ કરીને દિલ્લી તથા સમસ્ત બંગપ્રદેશ અંકિત કર્યો. એવી રીતે આગ્રાના તખ્ત ઉપર બાબર બાદશાહનો અધિકાર થતાં તેણે યમુનાના સામેના તીર ઉપર એક અત્યંત વિશાળ અને સુંદર બગીચો તૈયાર કર્યો. બાગની એક બાજુએ ચાર માળનો સંગેમરમરના પત્થરનો એક સુશોભિત મંડપ તૈયાર કરાવ્યો છે. બાગના ચારે ખૂણે ચાર સુંદર પત્થરના મિનારા બાંધીને તે પ્રત્યેક મિનારા ઉપર એકેક વિશાળ ઘુમટ છે. તે ઘુમટનો પરિધ સુમારે ત્રીશથી બત્રીશ હાથ છે. મિનારાની ભીંતો અને છતો ઉપર પ્રેક્ષણીય નકસીકામ હોઇને સોનેરી વગેરે ભિન્ન ભિન્ન રંગોથી બહુ સુંદર ચિત્રો ચિત્રેલાં છે; બાગમાં બે કોશ લંબાઇનો એક રસ્તો તૈયાર કરેલો છે અને તે રસ્તામાં ગરમી અને વૃષ્ટિથી રક્ષણ થવા માટે થોડે થોડે અંતરે પાકા મંડપો બાંધેલા છે. આ રસ્તાની બંને બાજુએ સરખી રીતે સોપારીનાં વૃક્ષો રોપેલાં છે; અને તેમાંના કેટલાક તો એંશી હાથથી પણ અધિક ઉંચાઇનાં છે. આ વૃક્ષસમૂહથી આ રસ્તાએ વિશેષ સુંદરતા ધારણ કરી છે. બાગના મધ્યમાં એક કોશના સમસ્ત વિસ્તારની અત્યંત મનોહર પુષ્કરિણી છે. તેના કિનારાઓ બાંધીને તેની આસપાસ વિશ્રાન્તિ લેવાના ઉદ્દેશથી ઠેકાણે ઠેકાણે ભિન્ન ભિન્ન રૂપ-

રંગનાં આસનો ગોઠવ્યાં છે. પુષ્કરિણીના મધ્યભાગમાં બે માળનો સર્વોત્કૃષ્ટ મંડપ બાંધેલો છે. તે મંડપના સ્તંભો અને દ્વારો ઉપર પ્રતિમાઓ, પુષ્પવલ્લીઓ વગેરે નકશીકામ, પ્રેક્ષકને આશ્ચર્યમાં ગરકાવ કરે છે. આ મંડપમાં જવા માટે પુષ્કરિણીના તીરથી મંડપપર્યંત એક મજબૂત પણ સુંદર પૂલ બાંધેલો છે. આ પ્રકાંડ ઉપવનનો વિસ્તાર સાતશેં પચાસ વિઘા હોઇને તેનું નામ 'बेजुगई गुलफसान' (ગુલાબનો સુવાસ પ્રસરાવનાર) એવું છે. બાગના એક ખૂણામાં એક મસજિદ હોઇને તેની સમીપમાં જ એક વિહાર છે. બાબર બાદશહાએ આ બાગ તૈયાર કરાવ્યા પછી તેમાં અનેક પ્રકારનાં આશ્ચર્યકારક સુંદર, રંગબેરંગી દેશી અને વિદેશી વૃક્ષો રોપવામાં આવ્યાં છે. તે બાગમાં સર્વ પ્રકારનાં ફળઝાડો હતાં. યુરોપમાંથી જે વૃક્ષો લાવ્યા તેમાં અનનસનું વૃક્ષ મુખ્ય છે. એ વખત આ બાગમાંથી એક લક્ષ અનનસ નીકળ્યાં હતાં. કાબુલમાંથી દ્રાક્ષવલ્લી, અંજિર અને બદામોનાં વૃક્ષો લાવીને રોપ્યાં હતાં. દરસાલ આ ફળવૃક્ષોથી લક્ષાવધિ ફળો ઉત્પન્ન થતાં હતાં. હિંદુસ્તાનમાં ઉત્પન્ન થનારાં ફળવૃક્ષો તો આ બાગમાં એટલાં બધાં વિપુલ હતાં કે, તેની ગણત્રી કરવી ઘણી કઠિણ છે. ફૂલઝાડો તો અસંખ્ય હતાં અને છે તેમાં મુખ્ય ફૂલઝાડો ગુલાબ અને ચમેલીનાં છે. ભરતખંડમાં સર્વ ફૂલોમાં ચમેલી પુષ્પ બહુ આદરણીય છે. તે માંહેનાં કેટલાંક પુષ્પોના રંગ, વાસ અને આકાર અવર્ણનીય છે.

આગ્રાનો કિલ્લો ઘણો જીર્ણ થયો હતો. તે મારા વડિલ અકબર શાહે કુશલ શિલ્પશાસ્ત્રીઓ પાસે પુનઃ રક્તપાષાણથી બંધાવ્યો. આ કિલ્લાને ચાર મુખ્ય દ્વાર હોઇને બે લઘુદ્વાર છે. કિલ્લાનું કામ એટલું બધું સુંદર અને મનોહર થયું છે કે, તે કિલ્લો એક જ વિશાળ પત્થરથી બાંધેલો દેખાય છે. આ કિલ્લો તૈયાર કરવા માટે છવ્વીશ કોટિ પચીશ લક્ષ રૂપૈયાનો ખર્ચ થયો છે. તે પૂર્ણ થતાં અકબર બાદશહાની આજ્ઞાથી રાજ્યમાંહેના ધનિક લોકો આગ્રા શહેરમાં રહેવા માટે આવ્યા, અને તેમણે પોતાના વૈભવ પ્રમાણે ભવ્ય અને સુંદર ઇમારતો બંધાવી. તેથી આ શહેરને એટલી બધી શોભા આવી છે કે, હિંદુસ્તાનમાં તેની સરખામણીનું સુંદર અને વિશાળ શહેર નથી, એમ સર્વ લોકો બોલવા લાગ્યા છે. હિંદુઓ જે કૃષ્ણને ઇશ્વર માને છે, તે કૃષ્ણનું જન્મસ્થાન જે મથુરા શહેર અને ગ્વાલીયર શહેર, એ શહેરો આટલા દિવસ બહુ પ્રસિદ્ધ હતાં; પણ આગ્રા શહેરથી તે શહેરો હવે નીચે ગણાવા લાગ્યાં.

કાશી શહેરમાં રાજા માનસિંહે પાંચ કોટિ એકાવન લક્ષ રૂપૈયા

ખર્ચીને એક હિંદુ મંદિર બંધાવ્યું હતું. મંદિરમાંની મૂર્તિના મસ્તક ઉપર પીસ્તાલીશ લક્ષ રૂપૈયાની કિંમતનો ફક્ત રત્નખચિત મુકુટ જ હતો. ઘણા હિંદુઓનો એવો વિશ્વાસ હતો કે, તે દેવળની મૂર્તિ સમીપ મૃત મનુષ્યને ઉભું રાખવાથી તે જીવિત થાય છે. મને આ બીના ઉપર વિશ્વાસ ન હોવાથી સત્યાસત્યનો નિર્ણય કરવા માટે, મેં કેટલાક નોકરોની યોજના કરી અને તેની મારફત એક મનુષ્યનું પ્રેત મૂર્તિ સમીપ ઉભું રખાવ્યું, તેથી તે પ્રકાર તદ્દન અસત્ય છે, એવું જણાઈ આવ્યાથી મેં તે મંદિર પાડી નખાવીને ત્યાં સુંદર મસજિદ બંધાવી.

## ૬ હિંદુ લોક અને અકબર બાદશાહ.

મારા વડિલ-બાદશહા અકબર-કોઇના પણ ધર્મમાં હસ્તક્ષેપ કરતા નહીં. હિંદુ અને મુસલમાનને સમાન હક્ક આપતા હતા. મારા વડિલે જે મંદિરોમાં હિંદુ મૂર્તિ છે એવા કોઈ પણ મંદિરનો નાશ કર્યો નથી; અને હિંદુઓના જે અનેક મૂર્તઉત્સવો છે, તેનો ભંગ કરવાનો પણ પ્રયત્ન કર્યો નથી. મેં એક વખત તેમને આ બાબતનું કારણ પૂછતાં તેઓ બોલ્યા કે "બાપુ, આ વિશાળ પૃથ્વીપ્રતિ જોતાં હું એક ક્ષુદ્ર રાજા છઉં. મહાન્ શક્તિશાલી, પરમેશ્વરના એક અત્યંત સૂક્ષ્મ અંશસ્વરૂપ છઉં. સત્ય દૃષ્ટિએ જોતાં એવું જણાય છે કે, પરમેશ્વર નિષ્પક્ષપાત બુદ્ધિએ સર્વ પ્રાણિમાત્રનું સંરક્ષણ કરે છે. માટે જે અર્થે એવા ન્યાયી પરમેશ્વરે કેટલીક પ્રજાનો ભાર મારા ઉપર નાખ્યો છે, તે અર્થે મારે પણ પક્ષપાત બુદ્ધિએ વર્તવું યોગ્ય નથી. ઇશ્વિર જેટલી દયા અને નિષ્પક્ષપાત બુદ્ધિએ પ્રાણિમાત્રનું સંરક્ષણ કરે છે, તેટલી જ દયાથી અને નિષ્પક્ષપાત બુદ્ધિથી મેં પ્રજાનું પાલન ન કર્યાથી મારૂં કર્તવ્ય બજાવ્યું નહીં, એમ થશે અને તેથી હું તે પાપનો અધિકારી થઇશ. ઇશ્વિરને જેમ સર્વ પ્રાણિમાત્ર સરખા છે, તે પ્રમાણે મારે પણ સમાન ભાવે સર્વ પ્રજાને માનવી જોઇએ. પ્રજામાંહેના કેટલાક જનોને અન્યાયે ત્રાસ આપવાનો મને અધિકાર નથી. શિવાય એ બાબતનો પણ વિચાર કરવો જોઇએ કે, રાજ્યમાં જેટલી પ્રજા છે, તેમાં પાંચ ભાગ હિંદુ પ્રજા હોઇને એક જ ભાગ મુસલમાન છે. આ સર્વને મુસલમાની ધર્મની દીક્ષા દેવાનું મનમાં લાવતાં આ પાંચ ભાગ હિંદુઓને દેહાંતદંડની શિક્ષા ફરમાવતાં છતાં પણ તે મુસલમાન થનાર નથી. અર્થાત્ પાંચ ભાગ હિંદુઓનો ઉચ્છેદ કરીને મુઠ્ઠીભર મુસલમાનો પ્રજા ઉપર રાજ્ય કરવાથી રાજ્યનું ઐશ્વર્ય કેટલું વૃદ્ધિ પામશે? એવાં બે કારણોથી હું હિંદુ મુસલમાન ઉભયને સમાન હક્કના ગણું છઉં. શિવાય હિંદુઓ શિલ્પ, વિજ્ઞાન વગેરે શાસ્ત્રોમાં જ્ઞાત હોઇને ઉત્તરોત્તર જ્ઞાન સંપાદન કરવાથી કર્તત્વશક્તિ પણ તેમ-

નામાં અધિક છે. સર્વ મનુષ્ય પ્રાણીનું કલ્યાણ થાવ, એવી તેમની ઇચ્છા હોઇને તે પ્રમાણે વર્તવાનો તેઓ પ્રયત્ન પણ કરે છે. શૌર્યમાં અને રાજ્યકાર્યોમાં જાણુ તે અન્ય પ્રજા કરતાં ઓછા ન હોઇને કેવળ તે પોતાના અંગીકૃત્ય ગુણોથી આપણા રાજ્યમાં મુખ્ય પ્રધાનના અધિકારના પણ જોખમનાં કામો કરે છે. આપણા આ આગ્રા શહેરમાં પૃથ્વી ઉપરના સર્વ ધર્મના મનુષ્યો નિવાસ કરતા હોઇને તેઓ આપણા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને સુખથી રહે છે."

આગ્રાના કિલ્લામાં મારા જ્યેષ્ઠ પુત્ર ખુશરુને બંદીવાન કરીને રાખ્યો હતો. તેના ફંદફિતુરો માટે અને બીજી કેટલીક ખરાબ બીનાઓ માટે જ્યારે મને પુષ્કળ પુરાવા મળ્યા હતા છતાં, તેને તેના દરજ્જા પ્રમાણે સર્વ સગવડથી રહી શકાય તે હેતુથી હું તેને દરમાસે પીસતાલીશ રૂપૈયા દઉં છઉં. મહિનામાં એક દિવસ હું તેને ભેટવા જાઉં છઉં, તેનાં પુત્રપુત્રીઓને પ્રત્યેક અઠવાડિયામાં એક દિવસ ભેટવા જવાની પરવાનગી દીધી હતી.

સૈયદખાં મારા દાદાના સમયથી બાદશાહ અકબરની પાસે નોકર હતા. મેં તેને લાહોરના સૈન્યનું આધિપત્ય સોંપીને સર્વ પંજાબના સંરક્ષણનો ભાર તેના ઉપર નાખ્યો હતો. આ અધિકાર આપતી વખતે મેં તેને એક હસ્તી, એક રત્નજડિત શિરસ્ત્રાણ અને એક સુંદર પોષાક દીધો. સૈયદખાં સૈનિક સ્વભાવનો મનુષ્ય હોઈ તે મોગલ વંશમાંહેનો હતો. તેને સેનાપતિનો અધિકાર મળતાં તેને એવું દેખાવા લાગ્યું કે, તેના હાથ નીચેના કેટલાક અધિકારી અવિચારી, નિષ્ઠુર અને અત્યાચારી છે. એ બીનાની મને જાણ થતાં તેઓ પૈકી પ્રમુખ ખોજા સાદકને એવો હુકમ મોકલ્યો કે, "નીચવંશીય અને ઉચ્ચવંશીય એ સર્વને હું સમાન ભાવથી જોઉં છઉં. તે માટે મારા નોકરોએ કોઇના ઉપર કોઈ પણ કારણથી જુલમ કિંવા અત્યાચાર કરેલો મારી જાણમાં આવતાં તેને યથોચિત શિક્ષા કર્યા શિવાય હું રહેનાર નથી." મારો આ હુકમ સાંભળતાં ખોજા સાદકે સ્વતઃની સહી કરીને એક પ્રતિજ્ઞાપત્ર મારી પ્રતિ મોકલી આપ્યું. તેમાં તેણે લખ્યું હતું કે "હું કિંવા મારા હાથનીચેના નોકરોએ અન્યાયથી નિષ્ઠુરાચરણ કરવાથી તેના દંડ માટે હું મારું મસ્તક આપને દઇશ."

રાજ્યમાં જેટલા હસ્તી હતા, તે સર્વની સારી વ્યવસ્થા રાખવા માટે એક હજાર હસ્તી ઉપર એક ફોજદાર, એ પ્રમાણે ફોજદારોની નિમણુક કરી. મારા રાજ્યમાં કેટલા હસ્તી છે તેની મોજદાદ કરવી ઘણી દુઃસાધ્ય છે. આ હસ્તીઓની ખાવાપીવાની સામગ્રી અહીંથી તહીં લઈ જવા માટે નાના પ્રકારના એક હજાર હસ્તી છે. રાજ્ય મહાલયની સ્ત્રીઓ

માટે અને એકંદર રાજપરિવાર માટે બેસવાનાં અને ચાંદીનાં વાસણો, ગાલિચાઓ વગેરે લાવવા લઈ જવા માટે એકંદર એક લક્ષ હસ્તી છે. આ સર્વ હસ્તીના ખોરાકનો ખર્ચ દર માસે સાત લક્ષ સાઠ સહસ્ત્ર રૂપૈયા છે.

બુખારાંનો રહેવાશી શેખ ફરીદ મારા પિતા પાસે મીરબક્ષીના હુદ્દા ઉપર કામ કરતો હતો. મેં પણ તેને તે જ કામ ઉપર કાયમ રાખ્યો છે. તે વખતે મેં તેને એક રત્નખચિત તલવાર અને એક પોષાક દઇને તેનું સન્માન કર્યું. સૈનિક અને મુત્સદ્દી ઉભય દૃષ્ટિએ તેની યોગ્યતા બહુ મોટી હોઇને રણમેદાનમાં જેટલી હોશિયારી ને સફાઇથી તે પોતાની તલવાર ચલાવતો હતો, તેટલી શિતાબીથી તે પોતાની કલમ પણ ચલાવતો હતો. પિતાએ માકીમખાંને વજિરખાંનો કિતાબ દીધો હતો. મેં તેનો તે કિતાબ કાયમ રાખીને તેને વજિરનું કામ કરવાનું કહ્યું. ખોજા ફતા ઉલ્લાને ખાનગી કારભારીનું કામ સોંપ્યું. અબદર રજાક પોતાનું કામ છોડીને જ્યારે જતો રહેતો હતો, ત્યારે બાપાએ તેની બક્ષીના કામ ઉપર બઢતી કરીને તેને પુનઃ રાખ્યો. મેં પણ તેને તે જ કામ ઉપર રાખ્યો. બાપાની કારકીર્દીમાં જે જે મનુષ્યો જે જે હુદ્દા ઉપર હતા, તે જ હુદ્દાઓ ઉપર તેમને રાખ્યા છે. કર્તવ્યનિષ્ઠ અને વિશ્વાસુપણાની જેના વિશે મારી ખાત્રી થઈ છે, તેનું મેં યોગ્ય સન્માન કરીને તેને પૂર્વના કરતાં વિશેષ અધિકાર આપ્યો છે.

## ૭ મિત્રપ્રેમ

ચિત્રકાર અબદુલ હમિદનો પુત્ર સેરિફખાં પોતાના બાલ્યકાળથી તરુણાવસ્થા પર્યંત મારા સાથે જ રહ્યો હતો, જેથી તે મારો બાલસ્નેહી હતો. હું જ્યારે યુવરાજ હતો ત્યારે તેને **ખાં** એ કિતાબ આપવામાં આવ્યો હતો. પણ મારા હસ્તમાં રાજ્યસૂત્રો આવવાથી મેં તેને અમીર-ઉલ-ઉમરાવ એ કિતાબ દઇને તેનું પુષ્કળ સન્માન કર્યું. મારી તેના ઉપર બંધુ પ્રમાણે પ્રીતિ હોવાથી જ મેં તેને આ કિતાબ આપ્યો. મારા એકંદર મિત્રોમાં અકૃત્રિમ હૃદય એવો સેરીફખાં હતો. તેની મારા ઉપર બંધુ અને પુત્ર કરતાં અધિક પ્રીતિ છે. તેના પ્રેમનો તેને કોઈ પણ પુરસ્કાર દેવાથી હું તેના પ્રેમઋણમાંથી અંશતઃ પણ મુક્ત થઇશ, તે મને સત્યતઃ સમજાતું નથી. તેના અકૃત્રિમ પ્રેમથી હું તેને મારા શરીરનો એક ભાગ સમજું છઉં. હાલમાં સામ્રાજ્યમાં તેના સરખો વિદ્વાન્, સદ્‌ગુણી અને મુત્સદ્દી કોઈ પણ નથી, એવું મને જણાય છે. તેને એકાદો મોટો અધિકાર આપીને મારો બંધુપ્રેમ વ્યક્ત કરવો, એવું મને જણાય છે; પરંતુ

બાપાએ રાજ્યમાંના પ્રતિષ્ઠિત અમીરને પણ પાંચ હજાર સૈન્યના આધિપત્ય શિવાય અધિક અધિકાર દેવો નહીં, એવો નિયમ કરેલો હોવાથી મારાથી તે કરતાં અધિક કાંઈ પણ થઈ શક્યું નથી. કોઈ પણ સરદારને પાંચ હજારથી અધિક સૈન્યનો પ્રમુખ કરવો, એ રાજ્યની સુરક્ષિતતાની દૃષ્ટિએ ઘણું નુકસાનકારક હોવાથી વડિલે કરેલો આ નિયમ મેં સહેજ પણ તોડ્યો નથી, તથાપિ નિદાન તેટલું પણ સૈરીફ્ખાનું સન્માન કરવું જોઇએ, તેમ ધારીને મેં પાંચ હજાર સૈન્યની સરદારી તેને આપી છે. અમીર-ઉલ-ઉમરાવ એ કિતાબ તેની યોગ્યતા પ્રમાણે તદ્દન હલકો છે, છતાં પણ મેં જે કાંઈ મારું છે, તે સર્વ તારું જ છે, એમ કહીને તેનું સમાધાન કર્યું. મેં કરેલા સન્માન માટે તેણે આનંદ અને કૃતજ્ઞતા દર્શાવ્યાં અને જ્યાં સુધી 'હું મારું રાજ્ય કરું, ત્યાં સુધી પાંચ હજારથી આધક સૈન્યનું આધિપત્ય સ્વીકારનાર નથી' એવી તેણે પ્રતિજ્ઞા કરી.

અલાહાબાદથી પાછા આવતાં બાપાની સાથે જે કાંઈ વિશ્વાસુ અમીર ઉમરાવો હતા, તેમાં સૈરીફ્ખાં પણ હતો. જે દિવસે મેં રાજ્યારોહણ કર્યું, તે દિવસે ઇતર અમીર ઉમરાવો પ્રમાણે જ્યારે સૈરીફ્ખાં મારા નોકર તરીકે મને સલામ કરવા માટે દરબારમાં આવ્યો, ત્યારે મારો દક્ષિણ હસ્ત મને સહાય કરવા માટે આવે છે, એ વિચાર મનમાં આવતાં મારું અંતઃકરણ હર્ષિત થયું અને મેં પરમેશ્વર પાસે કૃતજ્ઞતા વ્યક્ત કરી. મને તો એમ ભાસે છે કે, સૈરીફ્ખાંનો પ્રેમ સંપાદન કરવાથી જ ઇશ્વિરે મને આવડા મોટા રાજ્યનો અધિપતિ બનાવ્યો. મારી આસપાસ અવિશ્વાસુ અને કપટપૂર્ણ મનુષ્યોનાં ફંદફિતુરનું વાતાવરણ નથી, છતાં પણ મને પૂર્ણ વિશ્વાસ છે કે, હું કાંઈ પણ વિપત્તિમાં પડતાં, તેમાંથી સૈરીફ્ખાં પોતાનો પ્રાણ આપીને મારું સંરક્ષણ કરશે. સૈરીફ્ખાંને અમીર-ઉલ-ઉમરાવનો કિતાબ દીધા પછી તેને બંગાલ પ્રાંતના સંરક્ષણ માટે ત્યાં મોકલી દીધો. જે દિવસે તે મને છોડીને પોતાની નોકરી ઉપર ગયો, તે દિવસ મને મનસ્વી ખરાબ લાગ્યો અને તે પછી કેટલાક દિવસો પણ તેવા જ વ્યતીત થયા. અસ્તુ. એ સંબંધે વિશેષ લખવામાં કાંઈ અર્થ નથી. સૈરીફ્ખાંનો જન્મ સિરાજ શહેરમાં થયો હતો. સેરીફ્ખાંના દાદા તેના જન્મ વખતે સિરાજના બાદશહા પાસે વજિરનું કામ કરતા હતા. તેના પિતા મારા પ્રપિતામહ બાદશહા હુમાયુના સ્નેહી હતા અને તે બાબા અકબારના દરબારમાં નોકર હતા. સૈરીફ્ની માતા, દેવદૂત જે મહંમદ, તેના વંશમાંહેની હતી.

## ૮ મારો પરિવાર

આ સમય પૂર્વે મેં કેટલાક કારણોથી રાજા માનસિંહ પાસેથી બંગાલ પ્રાંતની સુબેદારી લઈ લીધી હતી; પરંતુ આ વખતે એવાં કેટલાંક કારણો ઉપસ્થિત થવાથી, મારે પુનઃ બંગાલ ઉપર રાજા માનસિંહની નિમણુક કરવી પડી. રાજા માનસિંહ જ્યારે બંગાલ પ્રાંત ઉપર જવા માટે વિદાય થયા ત્યારે મેં તેને ભર જરીનો સર્વ પોષાક, એક રત્નજડિત તલવાર અને અશ્વશાળામાંથી 'કોરપારા' નામક કિંમતી હય બક્ષિસ આપીને તેનું સન્માન કર્યું. રાજપૂત સ્થાનના રાજાઓ પૈકી, પ્રથમ રાજા માનસિંહના પિતામહ ભારમલે અકબર બાદશાહની સામ્રાજ્ય સત્તા કબૂલ કરીને તેની સરદારી સ્વીકારી. તે વખતની રજપૂત જાતિમાં રાણા ભારમલ એ બહુ શૂર, સચ્ચરિત્ર અને વિશ્વાસુ હોઇને પ્રસિદ્ધ હતા. બાબા તેને પોતાના સુહૃદય પ્રમાણે સમજતા અને તેનું સન્માન કરવાના ઉદ્દેશથી તેના પરિવારને વારંવાર રાજ્યાલયમાં બોલાવતા હતા. વિશેષતઃ તેની કન્યા વારંવાર રાજમહેલમાં આવતી હતી. તેની સાથે મારા વિવાહ થયા અને તે સ્ત્રીથી જે પુત્ર થયો, તે જ ખુશરુ હતો. ખુશરુના જન્મકાળે મારું વય સત્તર વરસનું હતું. આજ ખુશરુનું વય વીશ વરસ કરતાં અધિક છે. હું ઈશ્વર પાસે એવી પ્રાર્થના કરું છઉં કે, તે ખુશરુને એકસો વીશ વરસનું આયુષ્ય આપે અને તેને યશસ્વી કરે. તેના ભક્તિપૂર્ણ અને આજ્ઞાધારક આચરણ માટે મને ઘણો સંતોષ જણાય છે. મને એવી આશા છે કે, ઈશ્વરને જે પસંદ છે, તે જ તે યાવજ્જીવ કરતો રહે! મારું પ્રથમ અપત્ય કન્યા હોઇને તે ખુશરુ કરતાં એક વરસે મોટી છે.

કાસોબારના રાજકુમાર સુલતાન સારંગના પુત્ર સૈયદખાંની પુત્રી સાથે મારા વિવાહ થયા. ખુશરુ પછી તેનાથી એક પુત્રી થઈ હતી. તેનું નામ ઉર્ફ્તબાની બેગમ રાખ્યું હતું. તે ત્રણ વરસની થયા પછી પરલોકવાસી થઈ. તે પછી ખોકાજેનિખાંની કાકાની છોકરી સાહેબ જમલથી કાબૂલ શહેરમાં એક પુત્ર થયો. બાબાએ તેનું નામ પારવ્હિજ રાખ્યું છે. હું ઈશ્વર પાસે પ્રાર્થના કરું છઉં કે અર્થાત્ એવું યાચું છઉં કે, તેને તેઓ પુષ્કળ આયુષ્ય આપે અને તેના નિરાલસ, સચ્ચરિત્ર અને શૌર્યપૂર્ણ આયુષ્યક્રમથી મારા સર્વ હેતુ પૂર્ણ કરાવે. બે વર્ષ પહેલાં મેં તેને ઉદયપૂરના રાણા સાથે યુદ્ધ કરવા માટે મોકલ્યો હતો. તેમાં તેણે જે કર્તવ્યદક્ષતા દેખાડી, તે જોઇને મને બહુ સંતોષ થયો. તેના હાથ નીચે જે સરદારો છે, તેનો તેના ઉપર બહુ પ્રેમ હોઇને તે તેના આચરણથી બહુ સંતુષ્ટ છે, તેની પાસે વીશ હજાર ઘોડેસ્વાર છે અને પ્રત્યેક સ્વાર પાસે ત્રણ ત્રણ ઘોડાઓ છે.

લાહોર પર્વતની તળેટીમાં આવેલા એક બલાઢ્ય રાજાની કન્યા સાથે મારાં લગ્ન થયાં હતાં. તે સ્ત્રીથી મને એ પુત્રી થઈ હતી. તેનું નામ દૌલતનિસા બેગમ પાડ્યું હતું. એ બાળકી સાત માસની થતાં મરણ પામી હતી. તે પછી રાયપૂરના રાજકુટુંબ માંહેની બિબિ કરમિતીથી મને એક કન્યા થઈ હતી. તેનું નામ બાહારબાનૂ બેગમ હતું. તેનું અસ્તિત્વ આ જગતમાં ફક્ત બે માસ જ હતું. તે પછી સમગ્ર ભારતવર્ષમાં પોતાની અત્યંત બલાઢ્યતાથી મશહૂર ગણાતા ઉદયસિંહની પુત્રીથી મને એક બાલિકા થઈ હતી. તેનું નામ બેગમ સુલતાન રાખ્યું હતું. તે એક વરસની વયની થતાં જ મરણશરણ થઈ છે. ખુરમ (શહાજાહાન) એ નામનો પ્રસિદ્ધ પુત્ર મને એ જ સ્ત્રીથી પ્રાપ્ત થયો છે. લકસોર રાજાની કન્યાથી એક દિકરી થઈ હતી; પણ તે ફક્ત સાત જ દિવસ જીવી હતી. ખુરમની તીક્ષ્ણ બુદ્ધિસંપન્નતાથી મને એવી આશા ઉત્પન્ન થઈ હતી કે, તે સર્વ વિષયમાં ઇશ્વરકૃપાથી ઉન્નતિ પ્રાપ્ત કરી લેશે. મારાં ઘણાં ખરાં બાળકોમાં મારા પિતાનો યોગ્ય સત્કાર રાખીને તેની વિશેષ સેવાસુશ્રૂષા ખુરમેં જ કરી છે. ખુરમના આ ગુણોથી બાપા સર્વ કરતાં તેના ઉપર અધિક પ્રીતિ કરતા અને મને વારંવાર કહેતા કે 'તારા એકંદર અપત્યોમાં મને આ જ સદ્દગુણી દેખાય છે.' ખુરમ વિશેષ સુંદર પણ છે. બાલ્યકાળમાં તો તે સ્વાભાવિકપણે જ બહુ મનોહર દેખાતો હતો. ખુરમ પછી કાસ્મીરના યુવરાજની કન્યાથી મને એક પુત્રી થઈ હતી. તે એક વરસની થઇને મરણ પામી. તે પછી ઇબ્રાહિમ હુસૈન મિર્જાની દિકરીથી એક કન્યા થઈ હતી. તે આઠ માસમાં જ મરણ પામી. સાહેબ જમલ (પારવ્હીજની માતા)થી એક પુત્રી થઈ હતી, પણ તે પાંચ મહિના જ જીવી હતી. તે પછી ખુરમની માથી એક દીકરી થઈ હતી. તેનું નામ લાજેત–ઉલ–નિસા એવું રાખ્યું હતું. તે પાંચ વરસની થતાં પરલોકગત થઈ. રાજ્યાભિષેકના દિવસે પારવ્હીજની માથી એક પુત્ર થયો, તેનું નામ જહાંદર રાખ્યું છે. તે પછી થોડા જ દિવસમાં ખુરમની માથી એક પુત્ર જન્મ્યો, તેનું નામ સૈહારાર રાખ્યું છે. આ બન્ને પુત્રો એક જ મહિનામાં જન્મ્યા છે.

રાજા માનસિંહે પોતાના કુટુંબમાંથી કન્યા મારા વેરે આપવા પછી તેનું અકબર બાદશહાની કારકીર્દીમાં દરબારમાં વિલક્ષણ વજન વધ્યું હતું. બાબાના સમયમાં તેની આજ્ઞાથી તેઓ ૭ માસ પોતાના સ્વતઃના રાજની વ્યવસ્થા જોતા અને ૭ માસ આગ્રાના દરબારમાં બાબાને સલાહ મસલત દેતા હતા. તે બહુ શ્રીમંત હતા. તે જ્યારે

જ્યારે અકબરના દરબારમાં પોતાના ગામથી આવતા હતા, ત્યારે ત્યારે બાદશાહને અઢાર લક્ષ રૂપૈયા નજરાણું દેતા હતા. રાજા માનસિંહે તેના પ્રપિતામહ ભારમલની સંપત્તિમાં વિલક્ષણ વૃદ્ધિ કરી છે. સમસ્ત હિંદુસ્થાનમાં રાજા માનસિંહ જેવો સંપત્તિશાળી કોઈ પણ રાજા નથી, એવું ઘણા જનો બોલે છે.

## ૯ ધર્મનિષ્ઠા

પરમેશ્વરનાં અનેકવિધ નામો શોધવા માટે મેં કેટલાક તત્ત્વજ્ઞ ગૃહસ્થોની નીમણુક કરી હતી. તેમણે મને પાંચસો બાવીશ નામો મેળવી દીધાં છે. મારા પિતાની જયમાળા ઉપર એટલાં નામો નથી, પણ આથી અરધાં છે. એ નામો મેં વીશ વર્ણમાળાના અનુક્રમ પ્રમાણે ગુંથાવ્યાં છે. મેં મારા પોષાક ઉપર પણ કુશળ કારીગરો પાસે એ પાંચસો બાવીશ નામો અત્યંત સુંદર રીતે વણાવ્યાં છે. સિંહાસનારૂઢ થયા પૂર્વે એક વર્ષથી કોઈ પણ શુક્રવારે મદ્યપ્રાશન કરવું નહીં, એવી મેં પ્રતિજ્ઞા લીધી છે. હું ઈશ્વરની પ્રાર્થના કરીને એવી યાચના કરું છું કે, તેઓ મને આ જીવનપર્યંત મારી આ પ્રતિજ્ઞા પાલન કરવાનું સામર્થ્ય આપે. ઈશ્વરકૃપાથી અદ્યાપિપર્યંત તો એ પ્રતિજ્ઞાનું પાલન થયું છે.

નોકર લોકોને કદી પણ ઉણપ પડે નહીં, માટે મેં તેના પગાર વધારવાનો હુકમ કર્યો છે. પિતાના મૃત્યુના દુઃખપ્રદર્શનાર્થે તે સમયમાં કોઇએ પણ વિવાહ કરવા નહીં, કોઈ પણ ઉત્સવ વગેરે આવતાં તે દિવસોમાં વાદ્યો વગાડવાં નહીં, તેમ જ ધામધૂમ કશી કરવી નહીં, એવો મેં હુકમ ફરમાવ્યો હતો. રાજ્યમાં આ હુકમ શરુ હતો. પિતાના મૃત્યુ દુઃખપ્રદર્શક દિવસોમાં એક વખત મારા નોકરોએ મને એવી ખબર આપી કે, 'આજ શહેરમાં હકીમઅલી નામક ગૃહસ્થના ગૃહમાં તેના પુત્રનો વિવાહ સમારંભ હોવાથી તેણે ગીત વાદ્ય ધ્વનિથી સમસ્ત નગર ગજાવી મૂક્યું છે.' મારા હુકમની અવમાન્યતા થાય છે, એવું જોતાં મને બહુ ખરાબ લાગ્યું. મેં મહમદતેકી નામક અમલદારને તુરત જ તેની પાસે કહાવી મોકલ્યું કે, 'બાબા અકબરના તમારા ઉપર અનેક ઉપકારો થયા છે. તેમ છતાં તેના મૃત્યુ દિવસોમાં આવા ઉત્સવ કરવા, એ તમોને ઉચિત નથી. આ દિવસો છોડીને ગમે તે દિવસોમાં તમો આ વિવાહસમારંભ સહજ કરી શકત.' લગ્નસમારંભમાં આનંદમગ્ન થયેલા નિમંત્રિત જનોને આ નિરોપ કર્ણગોચર થતાં તે સર્વ ભયભીત થયા અને પોતપોતાને ગૃહે ગુપચુપ ચાલ્યા ગયા. હકીમઅલીને તો બહુ પશ્ચાત્તાપ થયો અને આ ભૂલના પરિમાર્જન માટે તેણે એક લક્ષ રૂપિયા કિંમતની એક મોતીની માળા મારાપ્રતિ મોકલી

દીધી. મેં તે માળાનો સ્વીકાર કરીને તે મારા પાસે રાખી હતી; પરંતુ કેટલાક દિવસો ગયા પછી હકીમઅલીને બોલાવીને તે માળા મેં તેના ગળામાં પહેરાવીને તેને સ્વગૃહે મોકલ્યો. મારી પ્રજા પાસેથી નજરાણા માટે કોઇપણ વસ્તુ લેવાની મને બહુ શરમ થતી. કારણ કે મારી નેહમી એવી ઇચ્છા છે કે, પ્રજા પાસેથી મારે કાંઈ ન લેતાં, હુંજ મારી પ્રજાને કાંઈ પણ દેતો રહું. ઇશ્વરકૃપાથી જ્યાં સૂધી મને એ સામર્થ્ય છે, ત્યાં સૂધી હું મારી પ્રજાનો તેની યોગ્યતા પ્રમાણે તેનો પુરસ્કાર કરીશ.

## ૧૦ મુખ્ય અધિકારીઓની ઓળખ

પંજાબના સંરક્ષણનો ભાર જેને સોંપ્યો હતો, તે મહમદખાંને મેં એક લક્ષ રૂપિયા, એક ભરજરી પોષાક, રત્ન ખચિત મૂલ્યવાન્ કમરપટ્ટો, તેમ જ એક તલવાર અને એક રાજદંડ, એ વસ્તુઓ તેને બક્ષિસ આપી. મહંમદખા એ ફેરારખાંના વંશમાંથી છે. તેજ વખતે મહંમદ રેજાલને પચાસ હજાર રૂપિયા આપીને તે રૂપિયા દિલ્લી શહેરવાસીઓમાં જે ગરીબો હોય, તેને દેવા માટે દિલ્લી મોકલ્યો. વીજરખાંનો જન્મ રાજકુળમાં થયો છે. તેને પહેલાં મેં વજિર–ઉલ–મૌલકનો કિતાબ આપ્યો હતો. આ વખતે તેને પાંચસોથી એક હજાર ઘોડેસ્વારો છે. તેની યોગ્યતા જોઇને વઢતી કરવા વિષયે હુકમ આપ્યો.

શેખ ફરીદનો ચોથો પુરુષ અબદુલ ગફૂલ નામનો હતો. તેણે પોતાના પુત્રને એવી આજ્ઞા કરી હતી કે, કદી પણ શહેરમાં રહીને ખ્યાલી ખુશાલીમાં દિવસો ન વીતાડતાં સમરાંગણ ઉપર અક્ષય્ય જાગૃત રહીને પોતાનું કર્તવ્ય કરતા રહેવું. આ તેની આજ્ઞા પ્રમાણે તેનાં સંતાનો સત્યતઃ શૌર્યસંપન્ન હોઇને બુખારાના સૈયદોમાં તેમણે તે સંબંધી સારી નામના પ્રાપ્ત કરી છે. તેજ વંશના શેખફરીદ પૂર્વે ચાર હજાર ઘોડેસ્વારના અધિપતિ હતા. તેને સાંપ્રતમાં પાંચ હજાર ઘોડેસ્વારનું આધિપત્ય આપ્યું છે.

કંદહારના સંરક્ષક મિરજાં સુલતાન હુસેનના પુત્ર મિરજા રુસ્તમ, બહેરામખાં, ફજલખાંનો પુત્ર ખાંખાન અબ્દ રહિમખાં, તેના બે પુત્રો-ઇરિદજિ અને દેરાબ તેમજ સેરખોજા; એ સર્વને તેના તેના અધિકાર પ્રમાણે રત્નખચિત તલવાર, ભરજરી પોષાક અને ઉત્તમ જાતિના સર્વાલંકાર સહ ઘોડાઓ આપ્યા. અબદ રહમત બેગનો પુત્ર મારી અનુમતિ લીધા વિના પોતાનું કામ છોડીને ઘરે બેઠો હતો. મેં તેને બોલાવીને પુનઃ કામ કરવાનું કહ્યું; કારણ કે નોકરોએ કદી કોઈ

પણ કારણથી મારા ઉપર અસંતુષ્ટ ન થતાં, સદા સંતુષ્ટ રહે, એવી મારી ઇચ્છા છે.

મારા સિંહાસનારૂઢ થવા પહેલાં કાબૂલના લાલબેગને બાજ બહાદૂરનો કિતાબ મળ્યો હતો. રાજ્યપ્રાપ્તિ પછી એક મહિને જ્યારે મારા દરબારમાં 'હું આપનો દાસાનુદાસ છઉં' એ સૂચવવા માટે આવ્યો, ત્યારે મેં તેની નિમણુક બહાર પ્રાંતમાં કરી. પહેલાં તે એક હજાર ઘોડેસ્વારનો નાયક હતો, ત્યારથી તેને બે હજાર ઘોડેસ્વારનો પ્રમુખ બનાવી, એક લક્ષ રૂપિયા તેને દરબારમાં બક્ષિસ દીધા. બહાર પ્રાંતના અધિકારસૂત્રો તેના હાથમાં દીધાં. તે વખતે તેના હાથ નીચેના નોકરે જણાવ્યું 'રાજ્યની સુરક્ષિતતા માટે પ્રસંગે ગુન્હેગારને પ્રાણદંડની શિક્ષા દેવાનો અધિકાર પણ બાજ બહાદૂરને આપવામાં આવ્યો છે'. બાજબહાદૂરની જાગીર તેના નોકરોની જાગીર કરતાં વિશેષ કિંમતની થાય તેવી વ્યવસ્થા મેં કરી. તેના પૂર્વજો અમારા લશ્કરમાં આખરપર્યંત નોકર હતા અને તે સર્વ અત્યંત વિશ્વાસુ હોઇને તેની નોકરીની મહત્તા વિશેષ ગણાય છે. શિવાય સર્વ બાદશાહી પરિવાર સાથે તે અતિશય પ્રેમથી વર્તે છે. તે સર્વનો અલ્પ મોબદલો એટલે બહજ બહાદૂરની નિમણુક બહાર પ્રાંત ઉપર કરી. તેના બાપ કેટલાક દિવસ રાજ્યમહાલયની દીપમાળોની વ્યવસ્થા ઉપર હતા. તે નિજામ–ઇ–કબાબ એ નામથી મશહૂર હતા.

કાબૂલના મૃત મહંમદ હાકિમ મિરજાને એક જ પુત્ર હતો. તે પહેલાં પાંચસે ઘોડેસ્વારનો સરદાર હતો. તેની સાંપ્રતમાં બઢતી કરીને તેને એક હજાર ઘોડેસ્વારનો સરદાર બનાવ્યો છે. તે પ્રમાણે જ રજપૂત વીર કાનુજેનની વિલક્ષણ રાજનિષ્ઠાથી પ્રસન્ન થઇને મેં તેને આઠસો ઘોડેસ્વારની મુનસબદારી ઉપરથી તેની પંદરસો ઘોડેસ્વારના નાયકની જગ્યાએ નિમણુક કરી છે. મિરાન–સદર–ઉદ્દીન ત્રણસો સૈન્યનો અધિપતિ હતો. તેને એક હજાર સૈન્યનો પ્રમુખ બનાવ્યો. મારા પિતાના સમયના જૂના નોકરો પૈકી, સર્વમાં જૂનો નોકર તે જ છે. જે વખતે શેખ અબ્દુલનબી મને 'ચાલીશા' શિખવતા હતા, તે વખતે મિરાન એ રાજ્યાલયના ગ્રંથભાંડારના વ્યવસ્થાપક હતા. સત્યતઃ હું તેને ખલિફા એટલે લગભગ ઈશ્વરસમાન પૂજ્ય માનું છઉં. પણ બાબા, મિરાન કરતાં અબદુલનબીનું તેઓ વિસન્માન કરતા હતા. સેખદામ ઉલ–મૌલક, જેનું પૂર્વેનું નામ સેખ અબદુલ્લા હતું, તે ઉત્કૃષ્ટ વક્તા, વિજ્ઞાનશાસ્ત્રવિશારદ અને બુદ્ધિમત્તા માટે પ્રસિદ્ધ હતા. બાબાની પહેલાં તેના ઉપર વિશેષ પ્રીતિ હતી; પણ છેવટે કેટલાક કારણોને લીધે તે બાબાના મન-

માંથી તદ્દન ઉતરી ગયા અને બાબાનો પ્રેમ અબદુલ્લનબી ઉપર થયો. સેખ અબદુલ્લા એ બહુ વયોવૃદ્ધ હતા અને અફગાન સેરખા અને તેના પુત્ર સેલિમખા ઉભય ઉપર તેનું વિશેષ વર્ચસ્વ હતું. તેઓ જ્યોતિષ શાસ્ત્ર પણ સર્વોત્કૃષ્ટ જાણતા હતા.

## ૧૧ સંકલ્પપાલન અને ધર્મોપદેશ

હાકિમ હાજમ જે વખતે મેષયારાન્નેહાર (?) માં વકીલ હતો, ત્યારે આરજ બેકસખાંના રાજા અબદુલ્લાખાંના પિતા મરણ પામ્યાથી તેનું સાંત્વન કરવા માટે મિરાન—સદર—જાહાનને ત્યાં મોકલ્યો હતો. તે ત્યાં જઇને ત્રણ વરસે સ્વદેશ આવ્યો. ત્યારથી બાબાએ તેને લશ્કરમાં નીમ્યો. ત્યારથી તે અદ્યાપિપર્યંત તેની લશ્કરમાં એકસરખી ઉન્નતિ જ થતી ગઈ છે. બાબાની કારકીર્દીમાં તેણે માન અને મહત્વ એ દૃષ્ટિએ વિશેષ પ્રસિદ્ધ એવી જે રાજ્યમાંહેના નિરાધારોને ભિક્ષા દેવા બાબતની નોકરી, તે પણ મેળવી હતી. મિરાન બાલ્યકાળથી જ મારા સુખદુઃખનો સહચર હતો. હું વિપદવસ્થામાં હોઉં, અગર સૌખ્યાવસ્થામાં હોઉં, તેના તરફથી મને સદા યોગ્ય એવી જ સલાહ મળે છે. તે અત્યંત ધર્મનિષ્ઠ હોઇને બહુ પરાક્રમી છે. બાલ્યકાળથી અદ્યાપિ પર્યંત તે અમારા કુટુંબપ્રતિ કૃતજ્ઞતાથી વર્તે છે અને તેના ઉપર જેમ જેમ વિશ્વાસ મૂકી તેવાં કામો સોંપતા ગયા, તેમ તેમ તે તે કામો તે બિનચુક પૂર્ણ દક્ષતાએ કરતો હોવાથી મારો તેના ઉપર અધિકાધિક પ્રેમ વધતો જાય છે. હું જ્યારે યુવરાજ હતો, ત્યારે એવો સંકલ્પ કર્યો હતો કે, મારા હાથમાં રાજ્યસૂત્રો આવતાં મિરાનને સારા અધિકાર ઉપર નિમવો અને તેને લોકોના ઋણમાંથી સર્વસ્વ મુક્ત કરવાનો પ્રયત્ન કરાવવો. તે પ્રમાણે મારા હાથમાં રાજ્યાધિકાર આવતાં મેં તેને મારો પૂર્વ સંકલ્પ જણાવ્યો. ત્યારે તેણે મને એવો નિરોપ મોકલ્યો કે, 'મને જ્યારે ચાર હજાર ઘોડેસ્વારની સરદારી આપશો, ત્યારે મારી ઉપર જે કર્જ છે, તે હું સ્વતઃ જ પ્રયત્ન કરીને ફેડી નાંખીશ. આ કરતાં અધિક પારિતોષિક મળે તેવી મારી ઇચ્છા નથી.' મારો એવો નિયમ હતો કે, પ્રથમ નિમણુક કરવી, એટલે એક હજાર ઘોડેસ્વારનું આધિપત્ય આપવું; તથાપિ આ વખતે મેં મારો નિયમ તેને માટે તોડીને તેને ચાર હજાર ઘોડેસ્વારની સરદારી આપી. વાસ્તવિક સહસ્ર તીર્થોનાં સ્નાનપુણ્ય કરતાં એકાદા વિશ્વાસુ અને નિષ્કપટ મનુષ્યનો પ્રેમ સંપાદન કરવો, એ તે કરતાં અધિક મૂલ્યવાન્ છે, એવી મારી માન્યતા છે. મારી શક્તિ ઉપરાંત નહીં, એવી કોઇએ ઇચ્છા દર્શાવતાં—પછી તે ભલેને સ્વધર્મી

અથવા વિધર્મી હોય—હું તેની ઇચ્છા એટલા જ સદુદ્દેશથી પૂર્ણ કરવાનો પ્રયત્ન કરું છું.

મારા જેવા મોટા મોટા રાજાઓ આ જગતમાં આવીને કઈ દિશાએ નષ્ટ થાય છે, તેનો પત્તો પણ લાગતો નથી; પણ આ ચિરસ્થાયી સૃષ્ટિ જે માત્ર જેવીને તેવી જ કાયમ છે. કાળના અનંત પરિણામ-પ્રતિ દૃષ્ટિપાત કરતાં હું વિશેષતઃ આ જગતમાં એકાદો ક્ષણ રહેવા માટે આવ્યો છું. આટલા અલ્પ સમયમાં એવું કાંઈ પણ કરવું જોઇએ કે, જેનો લાભ ચિરકાલ થાય અને તે આ દેહ છોડ્યા પછી પણ ઉપયોગી પડે. સત્યતઃ જોતાં આ પૃથ્વી ઉપર સહૃદયતા અને પ્રેમપૂર્ણતા યુક્ત જે વ્યવહાર થાય છે, તે અત્યંત મૌલ્યવાન્ છે. મૂર્ખ બાળકોપ્રતિની તેની વિલક્ષણ મોજમજાહ માટે પોતાની સંપત્તિનો નાશ કરાવવા કરતાં એકાદુ નિષ્કપટ હૃદય વશ કરવા માટે, કદાચ તે કેવળ કનિષ્ઠ અધિ-કારનો મનુષ્ય ભલે હોય, પણ તેનો સત્ય પ્રેમ સંપાદન કરવા માટે તે સંપત્તિનો વ્યય કરવો, એ જ ધનશાળી મનુષ્યોનું કર્તવ્ય છે. કોઈ પણ મનુષ્યને સુખી કરવો, એ મને સર્વ કાર્યો કરતાં વિશેષ શ્રેયસ્કર ભાસે છે. એ સદા લક્ષમાં રાખવું જોઇએ કે, પૃથ્વી એ કાંઈ આપણે અક્ષયથી રહેવાનું સ્થાન નથી. થોડા ક્ષણ માટે પણ આ પૃથ્વી ઉપર એવી એક પણ વસ્તુ નથી, કે જેના ઉપર વિશ્વાસ મૂકી શકાય કિંવા તે 'મારી છે' એમ વદીને તેના ઉપર અધિકાર વ્યકત કરી શકાય. પાશ્ચાત્ય પ્રદેશ માંહેના પ્રસિદ્ધ સુલેમાનનું સિંહાસન પણ કાળના પચંડ વહનથી છિન્નભિન્ન થઈ ગયું! સત્યતાએ નિહાળતાં આ જગતમાં જેઓ સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, જેઓ ધર્માલોચનમાં જ જીવન વ્યતીત કરે છે અને જે પોતાના સર્વ પ્રયત્નો અન્યના સુખ માટે કરે છે, તે જ ખરેખરો સુખી છે. જ્ઞાનીઓ ધર્માલોચનમાં સમસ્ત જીવન વીતાડીને અક્ષય રહે છે; અને આ ઐહિક સુખલાલસાથી મહાન્ મહાન્ પ્રયત્નો કર્યા છતાં કાળના વહન સાથે વહીને છેવટે સર્વસ્વ નષ્ટ થાય છે. યક્ષ પ્રમાણે સંચય કરીને રાખેલી વડિલોપાર્જિત સંપત્તિની માલેકી હાથમાં આવતાં વડિલોની આજ્ઞા એટલે તે ભવિષ્યની સંતતિ માટે તેવી જ સુરક્ષિત રાખવી, એ એક પ્રકારનો ઉન્માદ છે. તમારો જીવનક્રમ જે પ્રયત્નથી અમર થાય અને તમારી કીર્તિ જે કાર્યથી અક્ષય રહે, એવા પ્રયત્નો કરવા, એ તે સંપત્તિને ભૂમિવાસ અર્પ્યાં કરતાં અધિક શ્રેયસ્કર છે. સંપત્તિનો સંચય કરવામાં આયુષ્યનો ક્ષેપ કરવા કરતાં ચિરસ્થાયી કીર્તિ મેળવવા માટે પ્રાણાંજલિ આપવી, એ અધિક મહત્વનું કાર્ય છે. જે જ્ઞાત છે, તેની પાસેથી જ્ઞાન મેળવવાનો અને

તેના ઉપદેશ પ્રમાણે વર્તવાનો પ્રત્યેક જને પ્રયત્ન કરવો જોઇએ. શિકારી ગમે તેટલો હુશિયાર હોય, છતાં પણ તે વૃદ્ધ સાવજને મળતો નથી; કારણ કે તે ધૂર્ત અને અનુભવિક હોય છે. શત્રુ સન્મુખી ન થતાં આ બાબત લક્ષમાં લેવા યોગ્ય છે. કોઇની સાથે લડાઇનો પ્રસંગ આવતાં પુરુષને શોભે તેવી રીતે વર્તવું અને ઉભય યોધાને અંતર હોય જ, ત્યારે તે વાઘ અને સિંહ પ્રમાણે જ હોય છે. તરુણ યોધાની તીક્ષ્ણ તલવારથી બીવા કરતાં અનેક યુદ્ધના જખમના ચિન્હો અંગ ઉપર ધારણ કરેલા વૃદ્ધ યોધાની તલવારના ઘાથી બચવું જોઇએ. તરુણ યોધાના અંગમાં હસ્તિ પ્રમાણે શક્તિ હોય, પણ અનુભવ ક્યાંથી હોય? સંસારમાંહેના કંટકપૂર્ણ માર્ગો ઉપર ચાલ્યા શિવાય-સંકટો અને દુઃખો ભોગવ્યા શિવાય-અનુભવિક જ્ઞાન મળતું નથી. સ્વતઃના દેશને ઉન્નત, જીવંત, ક્ષમતાશાલી અને સુખી બનાવવો હોય, તો રાજકારણમાં તરુણોની સલાહ કદી પણ લેવી નહીં. દેશના વિપત્કાળમાં અનેક કષ્ટો વેઠીને જેણે દેશસેવા કરી હોય, તેવા વૃદ્ધોની સલાહ લેવી. તરુણોનો યોગ્ય વખતે ઉપયોગ પડશે, એવું જેને ભાસે, તેણે પોતાના બાળકોને બાલ્ય-કાળથી સંકટ સમયે કેવું ધૈર્ય રાખી વર્તવું, તેનું શિક્ષણ આપવું, એ આવશ્યકનું છે. અનુભવિક અને સાહસી મનુષ્ય જો વિલાસલોલુપ હોય, તો સંકટ સમયે તેનાથી કાંઈ પણ કાર્ય થનાર નથી. યુદ્ધ પ્રસંગે જે રણાંગણમાંથી પલાયન કરે છે, તેને ક્ષમા કરવી, એ હું અનુચિત સમજું છઉં. એક વખત અવિશ્વાસી મનુષ્યને ક્ષમા કરવી એ ચાલશે; પણ હાથમાં અસિ હોવા છતાં જે શત્રુની ભીતિથી પલાયન થાય છે, તેને ક્ષમા કરવી યોગ્ય નથી; પણ તલવાર જેવું પવિત્ર શસ્ત્ર તેના રક્તથી કલંકિત કરવું નહીં.

## ૧૨ નૂરજહાંન

મિરજાં ઘિયાસબેગના જેવો મુત્સદ્દી અને સચ્ચરિત્ર મનુષ્યની પ્રશંસા કરવી તેટલી થોડી જ છે. બાબાના વખતમાં તે મુખ્ય દિવાન હતો. સિવાય તે એક હજાર સૈન્યનો સેનાપતિ હોઇને રાજ્યા-લય ઉપર દેખરેખ કરવાનું કામ તેના હાથમાં હતું. મારા હાથમાં રાજ્યસૂત્રો આવતાંની સાથે મેં તેને દિવાનનાં વસ્ત્રો આપીને સાત હજાર સૈન્યનો સેનાપતિ નિમ્યો અને એતમાદઉદ્દૌલાનો ખિતાબ તેને આપ્યો. તેના જેવો ગણિતશાસ્ત્રજ્ઞ સાંપ્રત સમયમાં કોઈ નથી. પ્રાચીન કાવ્યો ઉપર તેણે વિલક્ષણ વિચાર કરેલો હોવાને, તે લેખ-નકળામાં બહુ પ્રવીણ છે. તેની સ્મરણશક્તિ બહુ ઉત્કૃષ્ટ છે. પ્રાચીન

કાવ્યો તે જ્યારે પોતાની મધુર વાણીથી બોલે છે ત્યારે મને બહુ આશ્ચર્ય થાય છે. તેણે સારાં સારાં પ્રાચીન કાવ્યોનો બહુ પ્રયત્ને સંગ્રહ કર્યો છે અને તે પોતે પણ ઉત્કૃષ્ટ કાવ્યો બનાવે છે. તે રસાયનશાસ્ત્ર પણ જાણે છે. મૌક્તિક ભસ્મમાંથી તેણે એક ઉત્તેજક રસદ્રવ્ય તૈયાર કર્યું છે. રાજ્યમાંહેનું કોઈ પણ કાર્ય તેની સલાહ વિના થતું નથી. એ જ એતમાદઉદ્દૌલા મારી સહધર્મિણી જે નૂરજહાંન, તેનો જનક છે. તેના પુત્રનું નામ આસફખાં છે. તેને પાંચ હજાર સૈન્યનો સરદાર કર્યો છે. મને જે એકંદર ચારસો સ્ત્રીઓ છે, તેમાંહે પટરાણી નૂરજહાંન જ છે. મેં તેને ત્રીસ હજાર સૈન્યની સરદારી આપી છે! મારા રાજ્યમાં એવું એક પણ શહેર મળશે નહીં કે, જ્યાં નૂરજહાંને એકાદ ઉદ્યાન, એકાદ પુષ્કરિણી કિંવા એકાદ ભુવન બંધાવ્યું ન હોય. તેણે જે કાંઈ બંધાવ્યું છે, તે ઉપરથી તેની રસિકતા અને દાનશીલતાની વૃત્તિ સહજ જણાઈ આવશે. તેના નિકાહ મારી સાથે કરવા, એવી મારી પહેલી ઇચ્છા નહોતી. મારા પિતાના સમયમાં જ તેના નિકાહ શેર અફગાન સાથે કરવાનું ઠર્યું હતું; પરંતુ શેર અફગાન મરણ પામવાથી મેં કાજિને બોલાવીને તેની સાથે નિકાહ કર્યા અને તેને સાત કોટી વીશ લક્ષ રૂપિયા પલ્લાના આપ્યા. આ રકમ નૂરજહાંને દાગિના વગેરે માટે માગી હતી અને મેં તે કોઈ પણ પ્રકારનો સબબ નહીં કહેતાં તેને સ્વાધીન કરી. તે સિવાય તેને મેં મૌલ્યવાન્ એક મૌક્તિક માળ આપી. આ કંડીમાં ચાલીશ મૌક્તિક હોઇને પ્રત્યેક મૌક્તિકની કિંમત ચાલીશ હજાર રૂપિયા છે. રાજમહાલયમાંહેના અલંકારાદિ આવશ્યક દ્રવ્યભાંડાર હાલમાં તેને જ સ્વાધીન છે. તેના ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. રાજકારણમાંહેલાં ગુપ્ત રહસ્યો પણ હું તેને કહું છું. હું તેને મારા સુખનું અને વૈભવનું કેન્દ્રસ્થાન સમજું છું. સાંપ્રતમાં તે અને તેના પરિવાર ઉપર હું પૂર્ણ વિશ્વાસ રાખું છું અને તેના જ ધોરણે સર્વ રાજ્ય ચાલે છે. તે મારી અને મારા સર્વસ્વની અધિષ્ઠાત્રી છે. તેનો પિતા દિવાન અને બંધુ સેનાપતિ છે!

### ૧૩ રાયરાયન

રાજા વિક્રમાદિત્યના પુત્રને રાયરાયનનો ખિતાબ આપીને તેની નિમણુક રાજ્યમાંહેના સર્વ તોપખાનાના પ્રમુખ તરીકે કરી છે. રાજ્યમાં જેટલી તોપો અને ગોલંદાજો છે, તે સર્વને સદા તૈયાર રાખીને ફક્ત રાજધાની પાસે સાઠ હજાર ઉંટો ઉપર તોપખાનું સદા સર્વદા તદ્દન જય્યત તૈયારીએ રહેવું જોઇએ, એવો મારો તેને હુકમ છે. આ પ્રત્યેક ગોલંદાજો પાસે દશ શેર દારુ અને વીશ ગોળા હોય છે. મોટી

વીશ હજાર તોપો સદૈવ તૈયારીમાં રાખે છે. સર્વ તોપખાનાનો ખર્ચ ચલાવવા માટે વીશ પરગણામાંથી આવનાર નવલક્ષ રૂપિયા કર રાયરાયનને સ્વાધીન કરવામાં આવે છે. આ સમસ્ત તોપખાનું મારી આજ્ઞાની રાહ જોતું સદા તૈયાર હોય છે.

રાયરાયન એ મારા વડિલ પાસે દિવાનનું કામ કરતો હોઇને તે ઘણો જૂનો નોકર છે. તે આ વખતે જેટલો વૃદ્ધ થયો છે, તેટલો જ જ્ઞાન અને અનુભવથી તે વિલક્ષણ કાર્યકુશલ થયો છે. રાજકારણમાં તે જેટલો મુત્સદ્દી છે, તેટલો જ તે યુદ્ધવિદ્યાવિશારદ છે. તે પ્રથમથીજ બહુ સંપત્તિશાળી છે. સાંપ્રતમાં આગ્રા શહેરના મોટમોટા વ્યાપારીઓ પાસે તેના નવકોટિ રૂપિયા મુડી તરીકે જમા છે. પહેલાં તે હસ્તિશાળા ઉપર મુખ્ય હતો, ત્યાંથી તેની ઉન્નતિ થતાં થતાં હાલમાં તે વજીર–ઉલ–ઉમરાવ નામના બહુ માનના અધિકાર ઉપર છે. બુખારા શહેરમાં રહેનારા સૈયદચાંદનો પુત્ર સૈયદકમલ એ પહેલાં સાતસો સૈન્યનો નાયક હતો. તે હાલમાં હજાર સૈન્યનો પ્રમુખ છે. શિવાય હિંદુસ્થાનની પ્રાચીન રાજધાની જે દિલ્લી, તે તેને જહાગીરમાં આપી છે. અફગાનિસ્તાનમાં જે યુદ્ધ થયું હતું, તેમાં તેનો બાપ સૈયદચાંદ પેશાવરમાં મરણ પામ્યો છે. ખેરુ નિઆજિમના પુત્ર સિરજાંખુરમ પહેલાં બે હજાર ઘોડેસ્વારનો સેનાપતિ હતો. તેને હાલમાં ત્રણ હજાર ઘોડેસ્વારનો સેનાપતિ કર્યો છે.

## ૧૪ હિંદુઓમાં સતી થવાનો ચાલ

મેં આ પહેલાં એવો હુકમ કર્યો હતો કે, જે સ્ત્રીને સંતતિ હોય, તે સ્ત્રીને તેના પતિ સાથે સહગમન કરવાની ઇચ્છા હોય, છતાં તેણે સહગમન કરવું યોગ્ય નથી; પણ હવે એવો હુકમ ફર્માવ્યો છે કે, સ્ત્રી કોઈ પણ અવસ્થામાં હોય, તેને સહગમન કરવાની સખ્ત મનાઈ છે. કોઈ પણ સ્ત્રીને સહગમન કરવા વિષયી કોઇએ પ્રોત્સાહન દેવું નહીં. હિંદુ લોકોને ખરાબ ન ભાસે, માટે મેં તે હુકમ સાથે બીજો એવો હુકમ ફર્માવ્યો છે કે, હિંદુઓના કોઈ પણ ધર્મોત્સવ વગેરેમાં કોઈ પણ અધિકારીએ કોઈ પણ પ્રકારની અડચણ અગર ગડબડ કરવી નહીં.

સર્વ શક્તિમાન્ પરમેશ્વરે પોતાની કરુણાના પ્રતિબિંબ રૂપે મને પૃથ્વી ઉપર મોકલ્યો. તેની દયા સર્વત્ર સમાન છે. સૃષ્ટિમાંહેલા સર્વ પ્રાણિમાત્રને તેની દયાનો લાભ સમાનતાએ થાય છે. તેની પાસે પક્ષપાત નથી. અર્થાત્ એજ ઇશ્વરની આજ્ઞા પ્રમાણે મારે વર્તવું જોઇએ. હું હિંદુ નથી, માટે એક વિશાળ જાતિના ઉચ્છેદનો પ્રયત્ન કરવો, એ અત્યંત અનુચિત અને અદૂરદર્શીપણાનો વિચાર છે. સમસ્ત હિંદુસ્થાનની વસ્તીના ૭

ભાગ કરતાં તેના પાંચ ભાગ હિંદુ—મૂર્તિપૂજક છે. રાજ્યમાંહેનો વ્યાપાર ઉદ્યમ અને કલાકૌશલ્ય સાંપ્રતમાં હિંદુઓને સ્વાધીન છે. તેને સત્ય (!) ધર્મની દીક્ષા દેવાનું મનમાં લાવતાં, તો કોટચવધિ હિંદુઓનો નાશ કરવો જોઈએ, પણ કોઈ પણ મનુષ્યનો પ્રાણ લેવો એ મારું કર્તવ્ય નહિ હોવાથી હું હિંદુઓ ઉપર મુસલમાનો પ્રમાણે જ પ્રેમદૃષ્ટિ રાખું છું.

તે શિવાય બારીક સારીક નિયમો પણ આ વખતે સુધાર્યાં. ઉચ્ચ કુળના નોકરોને જ્યારે જ્યારે સ્વદેશ જવાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે તેણે મીરબક્ષ સેખફરીદને અર્જ કરવી; એટલે તેને વિશેષ ત્રાસ પડ્યા શિવાય રજા મળે, એવી વ્યવસ્થા કરી છે. તેમ જ આટલા દિવસ સુધી જહાંગીરનાં જે બક્ષિસ પત્રો લાલ કાગળો ઉપર લખી દેવામાં આવતાં, તે હવેથી સોનેરી રંગના કાગળ ઉપર લખી આપવાં એવો નિયમ કર્યો છે.

## ૧૫ મહબતખાં

વજિરખાંનો મેં બહુ માન મરતબો વધારીને તેને બંગાલા પ્રાંત ઉપર દીવાન નિમ્યો. દશ વરસમાં બંગાલ પ્રાંતના ખજિનાના હિસાબમાં ગોટાળો થયો હતો તેની તપાસ કરવા માટે તેને નીમ્યો છે. બાદ-કસનના રાજપુત્ર મિરઝાં સારોખ, તેનો પુત્ર સિરઝાં સુલતાન એ સારો-ખના સર્વ પુત્રોમાં સદ્ગુણી હોવાથી હું તેના ઉપર મારા બાલકો પ્રમાણે પ્રીતિ કરતો. તેનો માન મરતબો મેં અમીલ—ઉલ—ઉમરાવ પ્રમાણે વધાર્યો છે. રાજા માનસિહના સંતોષ માટે તેના પુત્ર રાજા ભાઉસિંહને પંદરસેં સૈન્યનું આધિપત્ય આપ્યું છે. રાજા માનસિંહને અદ્યાપિ પંદરસેં સ્ત્રીઓ છે. પ્રત્યેક સ્ત્રીને બે ત્રણ એ પ્રમાણે છોકરાં થયાં, પણ આજ રાજા ભાઉસિંહ શિવાયં એક પણ જિવંત નથી. પોતાના બાપની કીર્તિની વૃદ્ધિ કરવા માટે, પણ જોઈએ તેટલી કર્તબગારી ભાઉસિંહમાં નથી; તથાપિ તે કેવળ માનસિંહનો પુત્ર હોવાથી હું તેને આગળ વધારવાનો પ્રયત્ન કરું છું. કાબૂલના ઘોરબેગનો પુત્ર જેમૌનાબેગ બાલ્યકાળથી મારી પાસે નોકર છે. મારા રાજ્યારોહણ પૂર્વે તેને પાંચસેં સૈન્યનો નાયક કર્યો હતો, હાલમાં તેને મહબતખાંએ ખિતાબ આપીને પંદરસો સૈન્ય તેના હાથ નીચે આપ્યું અને રાજ્યમાંહેના વ્યાપાર અને શિલ્પના સંરક્ષણ અને વૃદ્ધિનો ભાર તેના ઉપર નાખ્યો છે. ઘોડેસ્વાર અને અન્ય નોકરોને ઘોડાઓ આપવા માટે અશ્વશાળા ઉપરના પ્રમુખ બિકનદાસને દરરોજ મારા સમક્ષ બસેં ઘોડાઓ લાવવાનો હુકમ આપ્યો છે.

## ૧૬ પારવિજના વિવાહ

ઈ. સ. ૧૬૧૦ ના સપટેંબરની અઢારમી તારીખે મારા પુત્ર પારઝ્હીજના મિરઝાં રુસ્તમની પુત્રી સાથે વિવાહ થયા. આ વિવાહમાં

પારબ્હીજને મેં નવલક્ષ રૂપિયા બક્ષિસ આપ્યા. પ્રત્યેક અમીર ઉમરાવોને એકેક બહુ મૂલ્ય પોશાક આપ્યા. વરવધૂનું આગમન જે વખતે રાજમહાલયમાં થયું ત્યારે વધૂને એક સાઠ મૌક્તિકની કંઠી બક્ષિસ આપી. આ કંઠીના પ્રત્યેક મૌક્તિકની કિંમત દશ સહસ્ર રૂપિયા છે. તે શિવાય તેને મેં એક પંચવિંશ સહસ્ર રૌપ્યકની સાડી આપી. તે ઉભયના ખર્ચ માટે દરસાલ સપ્તદશ રૌપ્યકની નિમનોક કરી અને તેને એકસો દાસદાસી આપ્યાં.

મિરજાં અલિ અકબરને ચાર હજાર સૈન્યનો સેનાપતિ બનાવી તેની નિમનોક કાશ્મીરની સરહદના સંરક્ષણ માટે કરી. તેને મેં સર્વાલંકાર સહ એક ઘોડો, કમરપટ્ટા, તલવાર અને એક લક્ષ રૂપિયા બક્ષિસ આપ્યા. બાકરખાં નુદજુમસાની બાબાના સમયમાં ત્રણસો સૈનિકોનો અધિકારી હતો. મેં તેની ધીમે ધીમે બઢતી કરીને બે હજાર સૈન્યનો સેનાપતિ કર્યો. આલીખાં નદીના આસપાસના પ્રાંતનું સંરક્ષણ કરવા માટે તેની નિમનોક મુલતાનમાં કરી. આ નિમનોક કરતાં તેને જે હુકમ લખી આપ્યો, તેમાં તેને મેં મારો 'પુત્ર' કહીને તેનું ગૌરવ કર્યું અને નૂરજાહાનની બેનની પુત્રી સાથે તેના નિકાહ કરી દીધા. તે એક વિલક્ષણ સાહસી અને તેટલો જ પરાક્રમી સેનાપતિ છે. જ્યારે જ્યારે યોગ્ય વખત આવે ત્યારે ત્યારે તેની બઢતી કરવાનો મેં નિશ્ચય કર્યો છે. રાણાસિંહને ત્રણ હજાર રૂપિયા બક્ષિસ આપીને તેની નિમનોક બાબાનું કબરસ્થાન (સેકંદ્રા,) સંભાળવા માટે કરી. આગ્રા શહેરની પશ્ચિમ દિશાએ આ કબરસ્થાન બાંધેલું છે. દરબારમાં આવનારા અમીર ઉમરાવોને મેં એવો હુકમ કર્યો છે કે, દરબારમાં આવતાં પ્રથમ મને અભિવંદન ન કરતાં પિતાના કબરસ્થાનને માન દેવા માટે રાણાસિંહને અભિવંદન કર્યાં પછી મને કરવું. મારા મનમાં એવો નિશ્ચય છે કે, રાજકારભાર ચલાવવા માટે જે લોકોની મદદ લેવી પડે છે, તે લોકો અનુભવી હોવા જ જોઇએ. અલ્પબુદ્ધિ મનુષ્યો પાસેથી લાભ થવાને સ્થાને ગેરલાભ થવાનો જ માત્ર અધિક સંભવ હોવાથી રાજ્ય કારભારમાં તો શું, પણ ખાનગીમાંના નોકરો પણ મેં અનુભવી, બુદ્ધિસંપન્ન અને વિશ્વાસુ રાખ્યા છે. સામ્રાજ્ય પરિચાલ માટે વાસ્તવિક એવા જ લોકોની આવશ્યકતા છે, નહિ તો કયે વખતે ગુંચવાડો થશે તેનો નિયમ નથી.

## ૧૭ ઉદયપૂર

આજ વખતે એવા સમાચાર મળ્યા કે, સમરકંદના શાસન કરતા બકીખાંના હાથ નીચે તમામ લોકોએ બકીખાંનો હુકમ અમાન્ય કરીને સમરકંદના રહેવાસી વાલીખાંના તંત્રે વર્તીને તેઓ બંડ કરવામાં પ્રવૃત્ત

થયા છે. આ હકીકત મળતાં પારવ્હીજને ત્યાં મોકલવાનું નક્કી ઠર્યું અને દક્ષિણ પ્રદેશ તાબે થતાં મેં સ્વતઃ ત્યાં જવાનો વિચાર કર્યો; પરંતુ જોઇએ તેટલું સૈન્ય ન હોવાથી અને તેટલામાં જ ઉદયપૂર પ્રાંતમાં કાંઈ ગડબડ થવાથી મેં પારવ્હીજને સસૈન્ય ઉદયપૂર મોકલી દીધો. તે રાજ્ય મારા સૈન્યે તાબે કરવાથી મેં તે પારવ્હીજને જાગીરમાં આપ્યું. તેમ જ અન્ય સરદારોને મુલતાન શહેર જાગીરમાં આપ્યાં. દક્ષિણનો પ્રદેશ કબજે કરવાનો મારો પહેલાંથી વિચાર છે. પરંતુ રાજપુતાના વગેરે સ્થળોમાં જે બંડો થયાં છે, તે શમાવ્યા વિના દક્ષિણમાં જવું નહિ, એવો મેં નિશ્ચય કર્યો છે. મને એવી આશા છે કે, ઈશ્વરકૃપાએ જલદી ત્યાં શાંતતા થશે અને પછી પુષ્કળ સૈન્ય દક્ષિણમાં મોકલાશે. રાજપુતસ્થાનમાંના રાણા જ્યારે ફંદફિતૂરો કરવાનું છોડી દેનાર નથી, ત્યારે તેનું સર્વસ્વ નિર્મૂલન કરવાનો મેં નિશ્ચય કર્યો છે. પારવ્હીજ સાથે જે સરદારો મોકલ્યા છે, તેમાં વજિર આસફખાં એ સર્વમાં મુખ્ય છે. મેં તે જરીપટકાનું નિશાન, નૌબત અને પાંચ હજાર સૈન્યની સરદારી આપીને અત્યંત મૂલ્યવાન્ સમશેર, ઘોડો અને હસ્તિઓ આપ્યાં છે. શિવાય મેં પારવ્હીજના શિક્ષક તરીકે તેની યોજના કરી છે. આસફખાંનું પૂર્વનું નામ જાફરબેગ હતું, તે કાજવાનો રહેનારો છે. બાબા અકબરે તેને આસફખાં એ ખિતાબ આપ્યો છે. આસફખાં પ્રથમ બાબાના દરબારમાં મીરબક્ષીનું કામ કરતો હતો; પણ તેનામાં વજિરના કામને યોગ્ય સર્વ ગુણો હોવાથી તેની ધીમે ધીમે ઉન્નતિ થઇને, તે આજ વજિર થયો છે. આજ બે વરસથી તે તે કામ કરતો હોઇને તેમાં તેણે દર્શાવેલી કાર્યદક્ષતા જોઇને મેં તેને તે શિવાય સરદાર બનાવ્યો છે. તેના હાથ નીચેના સર્વ નોકરોને મેં એવો હુકમ ફર્માવ્યો છે કે, આસફખાં જે આજ્ઞા કરે તે પ્રત્યેકે પાળવી જોઇએ. મારી એવી ખાત્રી છે કે, તે કદી પણ બેકાયદેસર હુકમ ફર્માવનાર નથી. તે જ વખતે મેં શાહજાદા પારવ્હીજને પાંચ લક્ષ રૂપિયાની કિંમતની એક મોતીની માળા ભેટ મોકલીને તેને એવો નિરોપ કહાવ્યો કે, હિંદુઓનું બનારસ કરીને એક પ્રસિદ્ધ શહેર છે તેવું એક મોટું શહેર મેવાડમાં બાંધીને તેને તારું નામ જોડજે. તે જ અરસામાં આબદરાજની નિમણુક પારવ્હીજના બક્ષિસ તરીકે કરી. આસફખાંના કાકા મૌક્તિયાર બેગને આઠસો સૈન્યનો સેનાપતિ બનાવીને તેની નિમણુક પારવ્હીજના અંગરક્ષક તરીકે કરી. અફઘાન શેખ રાણુદ્દીનને મેં રાજ્યારૂઢ થયા પહેલાં સેરખાં એવો ખિતાબ આપ્યો છે, તે બહુ સાહસિક અને પરાક્રમી છે. પરંતુ કેટલાક કાશ્મિરીઓના નાદમાં લાગીને તેણે પોતાને મદ્યનો પૂર્ણ વ્યસની બનાવ્યો છે.

## ૧૮ આબુલ ફજલ

આબુલફજલ એ જ્યારે ચંચલ પ્રકૃતિનો અને મને તદ્દન તિરસ્કરણીય ભાસનારો મનુષ્ય હતો, છતાં પણ તેના પુત્ર શેખ આબછર રહેમાનને મેં બે હજાર ઘોડેસ્વારનો સેનાનાયક બનાવીને તેનું યોગ્ય સન્માન કર્યું. આબુલફજલ એ વિદ્વાન્ અને પ્રતિભાશાલી ઇતિહાસલેખક હતો; પરંતુ તે અત્યંત નાસ્તિક હોઇને પોતાની વિદ્વત્તાના પ્રભાવથી તે લોકોને પોતાના મતનો સ્વીકાર કરાવતો હતો. પ્રત્યક્ષ બાબા અકબર ઉપર પણ તેના મતનો પ્રભાવ પડ્યો હતો. તેણે બાબાના મનમાં એવું ઠસાવ્યું હતું, "કે કુરાન એ કાંઈ ઈશ્વરનાં વાકયો નથી. તે મહંમદે તૈયાર કરીને રાખ્યાં છે, અને મહંમદ એ કાંઈ ઈશ્વરે મોકલેલો પૈગંબર નથી. તે એક અરબસ્થાન માંહેનો તમારા મારા જેવો મનુષ્ય હતો. તે વિશેષ કર્તૃત્વવાન્ હોવાથી તેણે કાંઈ પણ કહીને જગત્‌ને ચકિત કર્યું એટલું જ!" બાબા અકબર તેના આ મત ઉપર વિશ્વાસ રાખે છે. એ જોઇને મને બહુ ખરાબ લાગ્યું. અને આબુલફજલનો હું અત્યંત તિરસ્કાર કરવા લાગ્યો. છેવટે મેં જલાદો પાસે તેને ઠાર મરાવ્યો. બાબા મારો આ પ્રકાર જાણતાં એક વિદ્વાનનો આમ નાંશ થવા માટે તેમને જેટલું ખરાબ લાગ્યું; તેટલા જ મારા પ્રતિ અસંતુષ્ટ થયા. સેલીના હાથથી રાજ્યમાં આવા જ અનર્થ થતા રહેશે, એવું સમજીને તેમણે મારા મોટા પુત્ર ખુશરુને પોતાની પછી રાજ્ય ઉપર બેસાડવાનો વિચાર કર્યો. અને તેમણે ખુશરુનો માનમરતબો એકદમ મારા કરતાં બમણો વધાર્યો; પણ મને એવો પાકો વિશ્વાસ હતો, કે જે મહંમદ પૈગંબર માટે હું બાબા પાસે હલકો પડ્યો છું, તે જ મહંમદ પૈગંબર બાબાની પશ્ચાત્ મારે સ્વાધીન સિંહાસન કરશે. અને સત્યતઃ તે જ પ્રમાણે કેટલીક ખટપટ કર્યાં પછી હું હિંદુસ્થાનનો બાદશાહ થયો. સેખ શાદીએ પોતાના ગ્રંથમાં એક સ્થળે લખ્યું છે કે, 'નાસ્તિક મનુષ્યોએ આપણને ગમે તેટલા ભમાવ્યા, છતાં પણ ઈશ્વરને કયારેક પણ મળનાર જ.' તે પ્રમાણે આબુલફજલ મરણ પામવાંથી ધીમે ધીમે બાબાના નાસ્તિક વિચાર બદલાઇને તે પાછળથી પક્કા ઈશ્વરવાદી બન્યા, અર્થાત્ મારા ઉપરની તેમની ગેરસમજ પણ જલદીમાં દૂર થઈ.

તુર્ક વજિર સાદકખાંના પુત્ર જપેદખાંને બે હજાર સૈન્યનો સેનાપ્રતિ બનાવ્યો. બાબાના વખતમાં તે ગોલંદાજ સૈન્યનો અધિપતિ હોઇને તે કામ તેણે બહુ કુશળતાએ બજાવ્યું હતું. આસીરની લઢાઇમાં તેણે જે રણકૌશલ્ય જણાવ્યું હતું, તેથી તે સમસ્ત સૈન્યમાં પ્રસિદ્ધ થયો હતો. તેના તે ગુણો લક્ષમાં રાખીને મેં તેની બઢતી કરી

અને તેને ત્રીશ હજાર રૂપિયા અને એક શેલું બક્ષિસ દીધું. હિંદુવંશીદુમવે રાયમનોહર ઉપર બાબાની બહુ કૃપા હતી. તે ફારસી ભાષાનો સારો ગ્નાતા હોવાથી બાબા સદા તેની સાથે ફારસીમાં જ વાદવિવાદ કરતા હતા. તે સચ્ચરિત્ર હોઇને બહુ વિદ્વાન્ છે. બાબા પછી મેં તેની બઢતી કરીને મારા દરબારમાં લઈ લીધો છે. રાજા માનસિંહનો સાળો બે હજાર સૈન્યનો સેનાપતિ છે, તે બહુ પરાક્રમી અને સાહસિક છે; પણ તે અત્યંત એકાંત પ્રિય છે. જંગલમાં અને પહાડમાં રહેવાનો તેને વિલક્ષણ નાદ છે. તેના આ સ્વભાવથી લોકો તેને પહાડસિંહ-પહાડખાં એ નામ કહે છે. અને આજ નામાભિધાનથી તે પ્રસિદ્ધ છે. બાબાના જનાનખાના ઉપર દૌલતખાં નામક ખોજો હોઇને તેને નજિરઉદ્દૌલા એ ખિતાબ બાબાએ આપ્યો હતો. આ દૌલતખાં નામ પ્રમાણે પ્રથમ પંક્તિનો લાંચખાઉ અને વિશ્વાસઘાતક હતો. તેના નિધન પછી તેના ગૃહની જડતી લેતાં, તેના ગૃહમાંથી સુવર્ણ અને હિરાના બહુમૂલ્ય દાગીના, રૂપાનાં અને પિત્તળનાં વાસણો અને કાચનો બિલોરી સામાનવગેરે મળીને ત્રણ કોટિની સંપત્તિ મળી અને નવકોટિ રૂપિયા રોકડા મળ્યા. બાબાએ તેની આ સર્વ સંપત્તિ લાવીને પોતાના ખાનગી ખજિનામાં રાખી. જફરખાં અને ખાં-ઈ-આજમ એ ઉભય કિંકરો ઉપર બાબાની બહુ પ્રીતિ હતી. જફરખાંને તો તેઓ પોતાના સંતાન પ્રમાણે સમજતા હતા. તે સારો વિદ્વાન્ હોઇને ગણિતશાસ્ત્રની તેને વિલક્ષણ માહિતી હોઇને તે બહુ સાહસિક અને કુશલ યોદ્ધો છે. તે ઉભયનું યોગ્ય સન્માન કરીને તેને મેં મારા દરબારમાં આશ્રય આપ્યો છે.

## ૧૯ દસ્યુદમન

આગ્રા શહેરની આસપાસના ભાગના અડચણોવાળા માર્ગો ઉપર ધાડો પાડી લુંટફાટ કરવાનો ક્રમ ઘણા દિવસથી ફેંદિયા નામની એક લુંટારુ ટોળી ચલાવતી હતી. મારા રાજ્ય ઉપર બેઠા પછી આ લુંટારુઓનો નાશ કરવાના ઉદ્યોગમાં લાગ્યો અને જે લુંટારુઓ હાથ લાગ્યા, તેને હસ્તિચરણ નીચે દબાવી મારવાનો ક્રમ ચલાવ્યો. તેથી સર્વ ચોરોને બહુ દહેશત લાગવાથી ચોરી અને લુંટફાટનું નામશ્રવણ પણ બંધ થયું. રાયદુર્ગા સાતશેં સૈન્યનો સેનાપતિ હતો. તે બહુ વૃદ્ધ થયો છે, છતાં તેણે અનેક યુદ્ધમાં શૌર્ય દેખાડયું હોવાથી મેં તેને એક લક્ષ રૂપિયા બક્ષિસ આપી, એક સહસ્ર સૈનિકો ઉપર સેનાપતિ નિમ્યો છે. સુજાયતખાંનો પુત્ર મૌકિમખાં એ સાતશેં સૈન્યનો આધિપતિ હતો; પરંતુ તેના શૌર્યપ્રતિ લક્ષ આપીને મેં તેને એક હજાર સૈન્યના ઉપર નિમ્યો. સુજાયતખાં બાબા પાસે મુખ્ય સરદાર હતો. હું તરુણ હતો

ત્યારે તેમની પાસે બાબાના કહેવા ઉપરથી ધનુર્વિદ્યા શિખ્યો હતો. તેમના તે ગુણુનો બદલો આપવો જોઇએ તેમ ધારીને મેં તેમની સરદારગીરિ કાયમની કરીને તેમને પાંચ હજાર સૈન્યના સેનાપતિ કર્યા. રૂપખવાસ નામક એક મનુષ્યે બાબા પાસેના એકસો વીશ નોકરો (ગુલામો) ને કાંઈ આમિષ જણાવી નોકરીથી છોડવા માટે લાવ્યો અને પોતે સ્વતઃ નાસી ગયો. પાછળથી તે હિંમતપૂરની લઢાઇમાં પકડાયો. મારા સૈનિકાએ તેને યોગ્ય શિક્ષા થાય એ હેતુથી મારી સમક્ષ ખડો કર્યો. તે અત્યંત મદ્યપી હતો. સમસ્ત આયુષ્યમાં તે કદી પણ નિમાજ પઢ્યો નથી, પણ તેણે કદી રમજાનના ઉપવાસ પણ કર્યા નથી. તેને વાસ્તવિક તો ઠાર જ કરવો યોગ્ય હતો, પરંતુ નિમાજ અને ઉપવાસ કરવાની તેની પાસે પ્રતિજ્ઞા લેવરાવી મેં તેને જીવતો છોડ્યો. સાબાજખાં એ કનિષ્ઠ કુળમાંનો છે; પરંતુ તેને સૈન્યરચના વગેરેની પુષ્કળ માહિતી હોવાથી બાબાએ તેને પાંચ સહસ્ર સૈન્યનો સેનાનાયક કર્યો હતો. તેને તુર્કીભાષાનું સારું જ્ઞાન હોઇને યુદ્ધવિષયક બહુ સારી સમજ છે; પરંતુ પ્રત્યક્ષ યુદ્ધારંભ થઇને શત્રુની અસિ મ્યાનમાંથી બહાર નીકળી કે, રણાંગણ છોડીને નાસી જવાની તેને બહુ ખરાબ ટેવ હોવાથી મેં તેને ફક્ત બસો સૈનિકનો નાયક બનાવી તેની નિમણુક મુખ્ય શિકારી તરીકે કરી છે.

## ૨૦ સેનાપતિની વિશ્વાસઘાતકતા

ચાર ઘોડેસ્વારના નાયકથી માંડીને તે પાંચસેં ઘોડેસ્વારના સેનાનાયક પર્યંત તેની યોગ્યતા જોઇને તેની બઢતી કરવાનો મેં મુખ્ય સેનાપતિને હુકમ કર્યો. તેમ જ રાત્રિના સમયમાં પ્રજાને ચોર વગેરે લોકોથી ઉપદ્રવ થાય નહિ માટે ત્રીશ સહસ્ર ઘોડેસ્વારની નિમણુક તે કાર્ય ઉપર કરી અને સમસ્ત નિશામાં પહેરો કરવાનો હુકમ કર્યો. બાદકશાન તો રાજકુમાર મિરજા–સા–રોખ એ બાબાના વખતમાં પાંચ હજાર સૈન્યનો સેનાપતિ હતો. મેં આ વખતે તેને સપ્ત સહસ્ર સૈન્યનો સેનાનાયક નિમ્યો. મારો એવો નિયમ હતો, કોઈ પણ તુર્ક મનુષ્યને પંચ સહસ્રથી અધિક સૈન્ય ઉપર સેનાપતિ તરીકે મૂકવો નહિ; પરંતુ મિરજાં–સા–રોખ અત્યંત સચ્ચરિત હોવાથી મેં મારો નિયમ ઉલ્લંઘીને તેને સપ્ત સહસ્ર સૈન્યનો સેનાનાયક નિમ્યો. બાબાનો તેના ઉપર વિશેષ પ્રેમ હતો. ભર દરબારમાં તેને પોતાના સંતાનો પ્રમાણે આવીને બેસવાની પરવાનગી આપી હતી. તાતાર લોક સ્વભાવતઃ સરલ પ્રકૃતિના હોય છે. સા–રોખને હિંદુસ્થાનમાં આવ્યાને વીશથી અધિક વરસો થયાં હતાં; પણ તેને હિંદુસ્થાનમાંહેની કોઈ પણ ભાષાનો એક શબ્દ પણ

બોલતાં આવડતો નહોતો. તેનું જન્મસ્થાન જે બદકશાન ત્યાંના નિવાસીઓ વિલક્ષણ થાબાદ અને અસત્યવાદી માટે મશહૂર છે. તેઓ તે પ્રમાણે બુદ્ધિવાન્ અને હુશિયાર પણ હોય છે. મિરજાં–સા–રોખ એ આ નિયમનો ફક્ત અપવાદ છે. તે અતીવ સત્યપરાયણ હતો; પરંતુ છેવટે બાદકશાનના જ રહેવાસી મીર અલ્લાઉદ્દીનના કુમંત્રણથી તેણે કેટલાંક વિશ્વાસઘાતક કૃત્યો કર્યાં; તેથી બાબા અકબર તેના ઉપર અત્યંત અસંતુષ્ટ થયા અને તેને કેદ કરીને કાબૂલમાં ખાજા અબદુલ્લા પાસે મોકલી દીધો. આવા પ્રકારના રાજદ્રોહી કેદીઓને કાબૂલના કીલ્લામાં રાખવાનો નિયમ છે; એક વખતે તો ત્યાં એવા ચારસો કેદીઓ ભેગા થયા હતા. આ કેદીઓ ઉપર ખાજા અબદુલ્લાને દેખરેખ રાખવાની સાથે કેદીઓને તેના તેના ઇતમામ પ્રમાણે વર્તવાનો હુકમ છે. એ સર્વ બંદીવાનો શૂર અને બુદ્ધિવાન્ હોવાની બીના નિશ્ચયાત્મક હોવાથી તેને ન્યાયથી અને પોતાના ઇતબારથી વર્તવા વિષયી પ્રતિજ્ઞા લેવરાવીને તેને દિલ્લીમાં લઈ આવવા માટે ખાજા અબદુલ્લાને હુકમ કર્યો અને પછી તે સર્વને પુનઃ તેના તેના અધિકાર ઉપર નિમ્યા.

આ પૈકી મીર અલ્લાઉદ્દીન માત્ર પાછળથી ઘણે દિવસે આવ્યો. તેને કેદ કરીને ખાજા અબદુલ્લા કાબૂલમાં લઈ જતો હતો ત્યાં તેણે કાબૂલના અધિકારીઓને ફસાવીને સર્વ કેદીઓને શસ્ત્રાસ્ત્રો અને ઘોડા વગેરે આપવાનો બાદશાહનો હુકમ છે, એવું કહ્યું અને તે પ્રમાણે શસ્ત્રાસ્ત્રો મળતાં જ સમસ્ત કાબૂલ શહેર લૂંટીને તે બદકશાન તરફ નાસી ગયો. બાબાના સમયમાં તે બે હજાર ઘોડેસ્વારનો સરદાર હોઇને તેના ઉપર બાબાની મોટી કૃપા હતી; તથાપિ તેણે વિશ્વાસઘાત કરવામાં ન્યૂનતા રાખી નહીં. તે બનાવ પછી તેની અતીવ વિપન્નાવસ્થા થઈ અને કેટલાંક વરસો વિપદાવસ્થામાં વ્યતીત કર્યાં પછી તે મારો આશ્રય લેવા માટે મારી પાસે આવ્યો. 'તું પુનઃ દગલબાજ વર્તન નહીં વર્તે; તે માટે કેની હામી આપે છે?' એમ મેં તેને પૂછ્યું છતાં તે પશ્ચાત્તાપથી અશ્રુક્ષાલન કરવા લાગ્યો. મને તેની દયા આવી, અને મેં તેને પુનઃ અઢી હજાર સૈન્ય ઉપર સેનાપતિ નિમ્યો. અમીર–ઉલ–ઉમરાવે તેવી રીતે ક્ષમા આપીને તેને આશ્રય આપવાની મને સંમતિ આપી. તેઓ બોલ્યા કે, 'કોઈ પણ મનુષ્યથી કોઈ સમયે કુવર્તન થાય; તેટલા ઉપરથી તેના સદ્ગુણોપ્રતિ દુર્લક્ષ કરવું એ આપ જેવાને યોગ્ય નથી, અલ્લાઉદ્દીન જેવા શૂર અને સાહસી યોદ્ધાને ક્ષમા કરીને તેને પુનઃ નોકરીમાં રાખવો એ જ આપને યોગ્ય છે.' મને તેમનું કહેવું સત્ય જણાયાથી મેં તેને આશ્રય આપ્યો.

## ૨૧ અદ્વિતીય ઈતિહાસજ્ઞ

મારા સિંહાસન ઉપર સ્થિત થયા પૂર્વે સેખ હુસેન બુલનારને મોકારેબખાં એ ખિતાબ દીધો હતો. દક્ષિણમાં ખાંખાનની છાવણીમાંથી દાનિયલના સર્વ પરિવારને લાવવા માટે મેં તેને દક્ષિણમાં મોકલ્યો હતો. તે પ્રમાણે તે કાળજીથી દાનિયલના સર્વ પરિવારને બહુ બંદોબસ્તથી લાવ્યો અને તેની વિશાલ સંપત્તિની યત્કિંચિત્ પણ અફરાતફર ન કરતાં તે તેણે મારે સ્વાધીન કરી. દાનિયલના ખજિનામાં અઢાર કોટિ રોકડ રૂપિયા હોઇને પિસ્તાલીશ કોટિનું જડ જવાહીર છે. શિવાય તેના બસો મોટા હસ્તિ અને બે હજાર ઇરાની ઘોડા છે. તે સર્વ સંપત્તિ તેણે પૂર્ણ સભાળપૂર્વક લાવીને પોતાના વિશ્વાસુપણાની મને ખાત્રી કરી દેવાથી તેની બઢતી કરવાનું યોગ્ય જણાવાથી મેં તેને પાંચ સહસ્ર ઘોડેસ્વાર ઉપર સેનાપતિ નીમીને તેનું નામ સરદારમાં દાખલ કર્યું. તે જ વખતે મેં તેને દરબારમાં બોલાવીને એક રત્નજડિત તલવાર, સર્વાલંકાર સજ્જિત એક ઉત્કૃષ્ટ હય, હિરા, મૌક્તિ જડેલી એક પાઘ, સર્વ પોશાક અને એક કેળવાયેલો હસ્તિ આપીને તેની નિમણુક ગુજરાત પ્રાંતના સુબેદાર તરીકે કરી. એ જ અરસામાં મેં નેકિબખાંને બે હજાર ઘોડેસ્વાર ઉપર સેનાપતિ કર્યો. નેકિબખાંનું પૂર્વ નામ એનાયત ઉલ રહીમ અલ્લી હતું. તે કાજબીનનો રહેનારો છે. બાબા અકબરે તેને નેકિબખાં એ ખિતાબ આપ્યો હતો અને મેં તેને તેવા જ કામ ઉપર નિમ્યો છે. ઐતિહાસિક બાબતમાં તેનું જ્ઞાન વિલક્ષણ હોઇને તેની સ્મરણશક્તિ એટલી બધી તીવ્ર છે કે, પ્રસંગ આવતાં ગમે તેટલા દિવસ પહેલાંની માહિતી તે પૂર્વ સ્થિતિ પ્રમાણે કહી સંભળાવે છે. તેણે અનેક ઇતિહાસનું જ્ઞાન થવા માટે પુષ્કળ દિવસ અધ્યયન કરેલું હોઇને અદ્યાપિ ઇતિહાસવિષયક વાચન સતત ચાલે છે. કોઈ પણ ઐતિહાસિક માહિતી તેને ન હોય, એવું કદી પણ દેખાઈ આવ્યું નથી. તેના જેવો ઇતિહાસજ્ઞ પંડિત કોઇના પણ દરબારમાં નથી. હું બાળક હતો ત્યારે કેટલાક દિવસ તેની પાસે અધ્યયન કરતો હતો. (એમ કહેવાય છે કે, આ નેકિબખાંએ સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કરીને મહાભારત જેવા વિશાલ ગ્રંથનો ફારસીભાષામાં ઉત્કૃષ્ટ અનુવાદ કર્યો છે.)

## ૨૨ રાજપૂતોનાં બંડો

રાજા માનસિંહના ભાઈ ભગવાનદાસને રામજી, બેચારામ અને શ્યામ એવા ત્રણ દીકરા હતા, પણ ત્રણે વિશ્વાસઘાતક હોવાથી તેનાથી રાજ્યનું બહુ અનિષ્ટ થવા લાગ્યું. છેવટે તે ત્રિપુટીએ એક ભયંકર કાવત્રુ રચ્યાનું પ્રસિદ્ધ થવાથી તે ત્રણેને હસ્તિચરણ નીચે મરાવી નાંખ્યા. તે સર્વમાં રામજી એ બહુ દુષ્ટબુદ્ધિનો હતો. પહાડસિંહ એ અલાહાબાદમાં

બે હજાર ઘોડેસ્વારનિશીના કોટવાલનું કામ કરતો હતો. તેને ફિતુર કરવાનો આ રામજીએ પ્રયત્ન કર્યો હતો. એલિચારામ નામક એક દુષ્ટ મનુષ્ય આ રામજીનો અનુચર હતો. રામજી મરણ પામવાથી તેને રામજીનું વ્રત આગળ ચલાવતો જાણીને મેં તેને કેદ કરી બંગાલ પ્રાંતમાં લઈ જવાનો મહંમદ અમીનને હુકમ કર્યો. કારણ કે તે વખતે રાજા માનસિંહ બંગાલમાં હોઇને તેની પાસેથી યોગ્ય શિક્ષા એલિચારામને થાય એવી મારી ઇચ્છા હતી. મહંમદ અમીને એલિચારામને કેદ કરીને તેને બળદ ગાડીમાં બેસાડી તે ગાડી મોટા બંદોબસ્તથી લઇને બંગાલપ્રતિ ચાલ્યો. પણ માર્ગમાં ગાઝીપૂરપાસે અર્ધનિશાએ સર્વ મનુષ્ય નિદ્રાવશ થતાં એલિચારામ યુક્તિથી નાસી ગયો. થોડા જ વખતમાં તેના આ પ્રકારથી મહંમદ અમીન જ્ઞાત થતાં તે થોડાક માણસોને લઇને તેની પાછળ ગયો. માર્ગમાં યમુના નદી આડી આવવાથી દૂરથી તે દેખાયો અને હસ્તગત થવાનાં ચિન્હો દેખાયાં પણ તેટલામાં જ તે કિનારો ઉતરી સામી દિશાએ નીકળી ગયો, તથાપિ તેના તે પ્રયત્નમાં સફળ થયો નહીં. સામા કિનારા ઉપરના કેટલાક માણસોએ તેને તાબડતોબ પકડીને મહંમદ અમીનને સ્વાધીન કર્યો. એ હકીકત મહંમદ અમીને મને જણાવીને એલિચારામનું હવે શું કરવું? તે મને પૂછ્યું. મેં તેને જણાવ્યું કે જો કોઈ રાજપૂત સરદાર તેની જામિનગીરિ આપે, તો તેને છોડી દેવો, પણ કોઈ જામીન ન મળવાથી તેને ગ્વાલ્હેરના કિલ્લામાં કેદ કરી રાખવાનો મેં હુકમ કર્યો. તે હુકમ પ્રમાણે એલિચારામને ગ્વાલ્હેરમાં લઈ જવા માટે મહંમદ અમીનને આગ્રામાં બોલાવ્યો. એ જ અવધિમાં દિલબરખાં, શાહનવાજખાં અને ઘણા રાજપૂત સરદારોએ એક કાવત્રું કરીને એલિચારામને છોડાવીને લઈ જવા માટે તેમણે એક દિવસે મહંમદ અમીનના માણસો ઉપર એકાએક છાપો નાંખીને એલિચારામને તેઓ છોડવી ગયા. એ બીના મને નવાજખાંને આવીને જણાવવાથી મને તે સર્વ સરદારો માટે બહુ ઘૃણા ઉત્પન્ન થઈ અને તેમને પકડવા માટે કેટલુંક લશ્કર મોકલ્યું; પણ તે સરદારોએ આશરે વીશ હજાર માણસોનું સૈન્ય જમાવ્યું હોવાથી મેં મોકલેલા સૈન્યનો પરાભવ થયો, તેવામાં મેં દરેક સ્થળોનું સૈન્ય બોલાવ્યું અને તે બંડખોરોને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવા માટે તેને આજ્ઞા કરી ખુદ રાજધાનીના શહેરની બહાર મોટી લઢાઈ શરુ થઈ. ઉભયપક્ષ પોતપોતાના તરફથી જીવતોડ મહેનતે લઢવા લાગ્યા. એ યુદ્ધ જોવા માટે હું રાજ્યાલયના બહુ ઉંચા મિનારા ઉપર જઇને બેઠો હતો. ત્યાં બેસવાથી મને સત્વર જ જણાયું કે, રાજપૂત સૈન્ય બળમાં હોઇને મોગલ

સૈન્યનો એક સરખો પરાભવ થાય છે. ત્યારે મેં શહેર બહારના યમુના કિનારા ઉપરના સૈન્યને યુદ્ધમાટે આવવાનો હુકમ કર્યો. એ સૈન્ય આવવા અગાઉ કુતુબખાં વગેરે સારા સારા સેનાપતિ મરણ પામીને મોગલ સૈન્ય નિર્બળ થયું હતું, પણ તેવામાં સેનાપતિ સેખ ફરીદ દશ હજાર ઘોડેસ્વાર અને પાંચ હજાર સાંઢણી સ્વારસહ રણમેદાન ઉપર આવ્યો અને તેથી મોગલ સૈન્યને પ્રોત્સાહન દઇને રાજપૂતોને છિન્ન ભિન્ન કરી નાંખ્યા. યુદ્ધની ગર્દીમાં એક રાજપૂત યોદ્ધો ઠેઠ સેખ ફરીદના અંગ ઉપર ચાલી આવ્યો અને તેનું નિવારણ કોઇએ કર્યું નહોત, તો સેખ ફરીદ જેવો રણપટુ ત્યાં જ ગુમાવત. યુદ્ધના અંતમાં મોગલ સૈન્યથી રાજપૂતોની કત્તલ થઈ હતી. પુષ્કળ નાસી ગયા અને જે જીવતા હાથ લાગ્યા, તે સર્વને હસ્તિચરણ તળે ચગદાવી નાંખ્યા. સુમારે ચાર હજાર રજપૂતો હસ્તિચરણ તળે મરાણા હશે. આ ગડબડમાં એલિચારામ કયાં ગયો તેનો તપાસ કરતાં પત્તો લાગ્યો નહીં. તે ઘણું કરીને યુદ્ધમાં મરી ગયો હશે. પ્રત્યક્ષ યુદ્ધમાં સામેલ ન હોવા છતાં આ મોટો વ્યૂહ બખસારામ નામક રાજપૂતે રચ્યો છે, એવી મારી ઘણાં જનોએ પૂર્ણ ખાત્રી કરી દેવાથી મેં તેને જીવિત પર્યંત ગ્વાલ્હેરના કિલ્લામાં બંદિવાસમાં રાખ્યો, આ ઘટનાથી સર્વ રાજપૂતોનો ઉચ્છેદ કરવો, એવી મને કેટલાકોએ સલાહ દીધી; પરંતુ તેમ વર્તવું એ અન્યાયનું હોવાથી મેં તે સલાહ માની નહીં. મુઠ્ઠી ભર મનુષ્યોના સારા અથવા ખરાબ કૃત્ય ઉપરથી તે સમસ્ત જાતિને સારી અગર ખરાબ ગણવી અને પ્રસંગ વિશેષ થોડા માણસોના અપરાધનો દંડ આખી જાતિને આપવો એ અન્યાયમૂલક બીના છે, એવી મારી પૂર્ણ સમજ છે. મેં તો આ બંડના સમાયા પછી રાજપૂતોનો વિશ્વાસ સંપાદન કરવાનો પ્રયત્ન કર્યો. કારણ કે રાજ્યની ઇમારતનો તેઓ એક સ્તંભ હોઇને તેને મજબૂત અને સારી સ્થિતિમાં રાખવો એ મારું કતવ્ય છે.

## ૨૩ અનુચરોનો ઉત્કર્ષ

મારા જે નોકરો સત્યનિષ્ઠાથી નોકરી કરે છે, તેને તેના વિશ્વાસનો પૂર્ણ પુરસ્કાર મળે એવી મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા હોવાથી હું તે પ્રમાણે વર્તવાનો બને તેટલો પ્રયત્ન કરું છું. કાબુલી કજિ અબદુલ્લા પાંચશે ઘોડેસ્વારનો સરદાર હતો, તેણે એક પ્રસંગે પોતાની સત્યનિષ્ઠા પ્રત્યક્ષ જણાવવાથી મેં તેને એકદમ પાંચ હજાર ઘોડેસ્વારનો સેનાપતિ નિમ્યો. ખાજા મહંમદ અમુક અપરાધથી દરબારમાંથી નીકળી ગયો હતો, તથાપિ તેના દીકરા ખાજા જાકરિયાને મેં બોલાવીને પાંચસો સૈન્યનો નાયક બનાવ્યો. તેના ઉપર મારી વિલક્ષણ

શ્રદ્ધા હોવાથી તેનું બોલવું મને બહુ પ્રિય થતું હતું. હુસેન જૌલી એ રાજકારણપટુ હોઇને સચ્ચરિત્ર છે. તેથી તેના વર્તનપ્રતિ મને વિશ્વાસ છે. મારા સિંહાસનારૂઢ થયા પહેલાં તેણે મને એક પત્ર મોકલીને સ્વતઃનું સ્વપ્નવૃત્તાંત જણાવ્યું હતું. તે સ્વપ્નમાં તેણે મારો રાજ્યાભિષેક થાય છે, એવું જોયું હતું. કાબૂલના તાસખાને બે હજાર સૈન્યનો સેનાધ્યક્ષ નિમી એક રત્ન ખચિત પાઘ, એક તલવાર અને એક સર્વાલંકાર સુસજ્જ ઘોડો બક્ષિસ આપ્યાં. તાસખાંએ જૂના નોકરો પૈકીનો એક હોઇને તેના નિમકહલાલીપણા માટે બાબાએ પ્રસન્ન થઇને તેને તાસખાં એ ખિતાબ આપ્યો હતો. મારા પ્રપિતા હુમાયૂનના સમયથી તે સૈન્યમાં સૈનિક હોઇને મારા પુત્ર મહંમદ હાકીમ મિરજાંએ તેનું નામ સરદારોના દરજ્જામાં દાખલ કર્યું છે. તાસખાં અત્યારે અતિ વૃદ્ધ થયો છે; તથાપિ તેના ચહેરાનું રુઆબપણું અદ્યાપિ કાયમ છે. બેહાજા બેગખાં નામક બીજા એક કાબૂલી સરદારની મેં બઢતી આજ વખતમાં કરીને તેને પંદરશેં સૈન્યના સેનાપતિપદ ઉપરથી ત્રણ હજાર ઘોડેસ્વારનો પ્રમુખ કર્યો. ગનિમી અને મૈદાની એવા બે યુદ્ધમાં તે એક રણકુશલ યોદ્ધાથી પ્રસિદ્ધ હોઇને મહંમદ હાકીમના સર્વ સરદારોમાં તે વિશેપ સન્માનનીય છે. તેને પોતાની જાતિ અને ધર્મનું વિલક્ષણ અભિમાન હોઇને તે એક નિષ્ઠાવાન્ અને કર્મે મુસલમાન છે. તેનો દિવસનો ઘણો ખરો સમય નિમાજ વગેરે કાર્યમાં વ્યતીત થાય છે. આ વખતે મેં સુમારે એકસો કાબૂલી સરદારોની આ પ્રમાણે થોડી ઘણી ઉન્નતિ કરી. મિરજાં આબૂલ કાસમ બાબાના સમયથી એક હજાર સૈન્યનો સરદાર હતો, મેં તેને પંદરસો સૈન્યનું સેનાપતિત્વ આપ્યું. તે વિશ્વાસતામાટે પ્રસિદ્ધ હોઇને તેના જેવા રણપટુ યોદ્ધા બહુ થોડા છે. તેને ત્રીશ પુત્ર છે; પરંતુ તે માંહેના કેટલાક મૂર્ખ, કેટલાક દુરાચારી, તો કેટલાક આળસુ છે. પોતાના પિતાને સંતોષવા માટે થોડા ઘણા સદ્ગુણો પણ એકાદામાં નથી. આ જગતમાં ઘણાખરા એવા દૃષ્ટોત્પત્તિએ આવે છે કે, જેને પુષ્કળ સંતાનો હોય છે, પણ તે સુખી હોવાને સ્થાને સંતાનોના દુરાચારથી દુઃખી અને ત્રાસેલા જણાય છે. અજમેરના સેખ સેલીમના પુત્ર સેખ અલ્લીને ખાં એ પદવી આપીને તેના પ્રપિતાનો સાંવત્સરિક દિવસ મોટા સમારંભથી ઉજવાય તેમાટે તેને પચાસ હજાર રૂપિયા બક્ષિસ આપ્યા. સેખ અલ્લી મારાથી એક વરસે નાનો હોઇને તેનું સંગોપન મારી સાથે જ થવાથી મારામાટે તેના મનમાં બહુ આદર હોઇને હું તેના ઉપર પુત્ર પ્રમાણે પ્રેમ કરું છું, તે અત્યંત સાત્વિક અને સરળ વૃત્તિનો હોઇને કોઈ પણ માદક પદાર્થને સ્પર્શ ન કરવાનો તેનો નિશ્ચય અદ્યાપિ કાયમ છે. સમર અને દરબાર એ ઉભય સ્થાનમાં

પોતાનું વજન બેસાડવામાં તે અતિ હુશિયાર હોઇને રાજ્યનું કલ્યાણ એ એક જ વિષય તેની સમક્ષ અદા છે. સૈયદ અલી આસફને સૈફખાં એ ખિતાબ દીધો. બાબા અકબરના વખતમાં તેના બાપ સૈયદ મહમદ એ એક પ્રસિદ્ધ સરદાર હતો. બૌરામાં સૈયદવંશ બહુ પ્રાચીન શૌર્ય ધૈર્યાદિ ગુણો માટે પ્રસિદ્ધ હોઇને સૈયદ અલીના અંગમાં સૈયદવંશના સર્વ ગુણો છે. તે સૈયદવંશને યોગ્ય છે, એમ કહેવું એટલે તેની પૂર્ણ ઓળખ દેવા સમાન છે. પોતાના કુળ માટે અભિમાન રાખવું, પણ કુળના લૌકિકને યોગ્ય એવું વર્તન રાખે નહીં એવા લોકો માટે મને ઘણો તિરસ્કાર છે. સૈફખાં માટે કહેવાની બીના એ કે, હું તેને જાણું છું ત્યારથી તેના તરફથી કાંઈ પણ અન્યાય થયો હોય એવું એક દિવસ પણ મારી દૃષ્ટિએ આવ્યું નથી. મદ્યપાન કરવું નહીં એવો તેનો કૃતનિશ્ચય છે. ધીમે ધીમે હું તેનો દરજ્જો આ કરતાં વિશેષ વધારનાર છું. મહમદ કુલીખાંના પુત્ર ફેરિદાન એ એક હજાર ઘોડેસ્વાર ઉપર પ્રમુખ હતો. મેં તેને બે હજાર સ્વારનો નાયક બનાવ્યો. ફેરિદાન ઉચ્ચ વંશનો હોઇને તે રણવિદ્યામાં જેટલો કુશલ છે, તેટલો જ ઉદાર અને દયાળુ અંતઃકરણનો છે. તે થોડો અધિક સાહસી છે. યુદ્ધપ્રસંગે એકલાએ આગળ વધવું એ ભયપ્રદ છે, એવું જાણે છે છતાં પણ તે બે ધડક ગર્દીમાં આગળ વધે છે. એક વખત તેને તેના આ સ્વભાવથી સિંહ સાથે યુદ્ધ કરવું પડ્યું. અરણ્યમાં તે પોતાના સાથીદારો સાથે આગળ ચાલતાં અકસ્માત્ એક ગુફામાંથી સિંહ તેના અંગ ઉપર આવ્યો. તેની સાથેના માણસો ઘોડાને દોડાવીને તેને ભયંકર સ્થિતિમાં મૂકીને નાસી ગયા, પણ ફેરિદન ન નાસતાં ઘોડા ઉપરથી નીચે ઉતરીને તેણે.... સિંહ સાથે યુદ્ધ શરુ કર્યું. ડાબા હાથે મસ્તિષ્કનું મંડિલ વિંટીને જ્યારે પ્રસંગ પડે, ત્યારે તે હાથ સિંહના મોંમાં દઇને જમણે હાથે સિંહ ઉપર તલવારના વાર કરતો હતો. તે યુદ્ધમાં તે સિંહનો ભક્ષ થઈ પડ્યો હતો, સિંહને તેણે આવી રીતે અટકાવેલો જોઇને તેના સાથીદારો નાસીને દૂર ઉભા હતા ત્યાંથી આવીને સર્વેએ મળીને સિંહને મારી નાખ્યો.

## ૨૪ ન્યાય પરાયણતા

અત્રે હું એક ઘટનાનો ઉલ્લેખ કરી રાખું છું. તે ઉપરથી રાજા ઉપર ન્યાય બુદ્ધિએ વર્તવાની કેટલી જવાબદારી છે, તેનું સહજ અનુમાન કરી શકાશે. હું જેના ઉપર વિશેષ પ્રેમ કરું છું, એવા જ એક આપ્તવર્ગીયની તે ઘટનાનો ઉલ્લેખ કરતાં મને વિશેષ ખરાબ લાગે છે, પણ કર્તવ્યપ્રતિ લક્ષ દેતાં તેનો ઉલ્લેખ કરવો પડે છે. ખાન–ઈ–આજિમના પુત્ર મિરજાંનૂરે એક મનુષ્યની હત્યા કરેલી હોવાથી તેને યોગ્ય

શિક્ષા થાય તે માટે મારા સમક્ષ લાવીને ઉભો કર્યો. મિરજાંનૂર ઉપર બાબાઅકબર પુત્ર પ્રમાણે પ્રેમ કરતા હતા અને હું પણ તેમના પછી તેવો જ પ્રેમ રાખું છું. તેના હસ્તથી આવો ભયંકર અપરાધ થયેલો જોઇને મને બહુ ખરાબ લાગ્યું પણ કોઈ પણ હોય તેને તેના અપરાધની શિક્ષા મળવી જ જોઇએ, એવો મારો સખ્ત હુકમ હોવાથી મારાથી મારો નિયમ તોડાણો નહિ. અને તેમ નહિ વર્તવાથી રાજ્યમાં સર્વત્ર અન્યાયિવર્તન ઉત્પન્ન થવાની ભીતિ મને જણાવા લાગી. માટે મેં તેને ન્યાયાધીશ પાસે મોકલીને કાયદા પ્રમાણે યોગ્ય તે નિકાલ કરવાનું તેને જણાવ્યું. પુષ્કળ દિવસ પર્યંત ન્યાયાધીશોની સમક્ષ આવેલા પુરાવા ઉપર વિચાર કરતાં મને એવું ભાસ્યું કે, મિરજાંએ મનુષ્યવધ કર્યો છે, એવું સ્પષ્ટ પ્રમાણિત થયું હોય તો કાયદા પ્રમાણે તેને પ્રાણદંડ દેવો જોઇએ. આ બીના ઉપર બાદશાહની જેવી ઇચ્છા હોય તેમ વર્તવું. મિરજાંનૂર ઉપર જો કે મારો વિલક્ષણ પ્રેમ હતો, છતાં પણ તેના માટે કાયદાનું ઉલ્લંઘન કરવાનું મારામાં ધૈર્ય નથી. મેં તેને બહુ કષ્ટે જલ્લાદોને સ્વાધીન કરીને ફાંસી દેવાનો હુકમ કર્યો. મિરજાંનૂર એવી રીતે નષ્ટ થવાથી મારું મન કેટલાક મહિના પર્યંત અસ્વસ્થ હતું. વિશેષતઃ મિરજાંનૂરના વૃદ્ધ પિતાને પુત્રમરણની હકીકત કર્ણગોચર થતાં તેણે જે શોક કર્યો, તે જોઇને મારું હૃદય વિદીર્ણ થઈ ગયું. મિરજાંનૂરનો પિતા ખાન-ઈ-આજિમ મારા ઉપર પુત્રવત્ પ્રેમ કરે છે. તે પ્રેમ આ પ્રકારથી ઓછો થશે, એટલું જ નહિ, પણ તેઓ કદાચિત્ મારા ઉપર કોપ કરશે, એવી ભીતિ મને જણાવા લાગી, પણ આશ્ચર્યની બીના એ છે કે પુત્રહાનિથી તેને જેટલું ખરાબ લાગ્યું, તેટલી જ મારી ન્યાય પરાયણુતાની તેણે પ્રશંસા પણ કરી, 'બાદશાહાએ આ પ્રસંગે યોગ્ય મનોધૈર્ય વ્યક્ત કર્યું,' એવા તેણે તે વખતે અનેક જનો પાસે ઉદ્ગાર કાઢ્યા. ખાન-ઇ-આજિમ નેકિખાં પ્રમાણે જ ઇતિહાસજ્ઞ હોઇને સંપૂર્ણ કુરાન તેને મુખોદ્ગત છે.

મારા દરબારીઓમાંના આસફખાં નામક સરદારનું જ્ઞાન વિલક્ષણ હોઇને સમસ્ત કુરાન તેને મુખોદ્ગત છે. તે સ્વભાવે સરળ અને મિતભાષી છે. તેના સરખો વિદ્વાન્ અને સમયસૂચક સરદાર બીજો કોઈ નથી, એમ કહેવામાં અતિશયોક્તિ થશે નહિ. હું તેના ઉપર વડિલ પ્રમાણે શ્રદ્ધા રાખું છું અને તેને કાકા કહીને બોલાવું છું. તે જો કે બહુ વિદ્વાન્ છે, છતાં તેના અંગે બે મહાન્ દોષ છે. એક કૃપણુતા અને બીજો નાસ્તિકપણું. એકાદો પૈસો ઉંચકીને તેણે કોઇને ધર્માદા આપ્યો હોય તેવું કદી મારી દૃષ્ટિએ પડતું નથી. તેમ જ તે કદીપણુ નિમાજ પઢતો નથી. દયા અને ઉદારતા એ મનુષ્યના અંતઃકરણના બે મુખ્ય ગુણો છે, આ

ઉભયના અભાવથી આસફખાંના સર્વ ગુણો ઉપર પાણી ફરવા જેવું છે. 'તમે નિમાજ કેમ પઢતા નથી?' એવો પ્રશ્ન મેં તેને એક વખત પૂછ્યો હતો તે બોલ્યો.

'તમારા રાજ્યના સંરક્ષણ માટે હું મારો ખોરાક પણ ઘોડા ઉપર ખાઉં છું, તો પછી નિમાજનો વખત ક્યાંથી આણવો?'

હું તેના ઉપર કાંઈ બોલ્યો નહિ, બાબાઅકબરે બહુ આગ્રહ કરવાથી તે તેની સાથે મક્કે ગયા હતા. તેણે તે યાત્રા એકાદા શ્રદ્ધાવાન્ યાત્રાળુ પ્રમાણે પૂર્ણ કરી; પણ હિંદુસ્થાનમાં આવ્યા પછી તે સર્વ ભૂલી જઇને તે પૂર્વવત્ વર્તવા લાગ્યા, અને અદ્યાપિ પણ તેનું આચરણ તેવું જ છે.

મોયેજ–ઉલ્મુલ્ક એ પૂર્વે પાંચસેં સિપાયોનો સરદાર હતો. પણ તેણે દરબારી કેટલાંક કામો ઇમાનઇતબારથી બજાવ્યાં હોવાથી મેં તેને એક હજાર સિપાયનો સરદાર બનાવ્યો. તેનું મૂળનું નામ મોયેજ–ઉદ–હુસેન હતું. બાબાના સમયમાં તે પોતદાર હતો. તે કામ તેણે સારી રીતે બજાવવાથી તેને ઉલ્મુલ્ક એ ખિતાબ મળ્યો હતો. મેં તે ખિતાબ કાયમ રાખી તેને રાજ્યાલય ઉપર દેખરેખનું કામ સોંપ્યું. તે સુલેખક હોઇને સરળ અને સત્યવાદી છે. અજમેરના સેખસલીમનો પુત્ર સેખબાયજિદ બે હજાર ઘોડેસ્વારનો સરદાર હતો. મેં તેના અંગની હુશિયારી જોઇને ત્રણ હજાર ઘોડેસ્વાર ઉપર પ્રમુખ કર્યો. સેખબાયજિદની માતા મારી દાઈ હતી. માતૃગર્ભમાંથી મારો આ જગતમાં પદાર્પણ થતાં તેનું જ દુગ્ધપ્રાશન કર્યું છે. સેખબાયજિદ વિદ્વાન્ હોઇને તીક્ષ્ણ બુદ્ધિશાલી છે. તે જલદીથી સર્વ સરદારોમાં પ્રમુખત્વ લેશે.

## ૨૫ હિંદુ પંડિતો સાથે વાદવિવાદ

હિંદુઓમાં જે વિશેષ જ્ઞાની છે અને જેને લોકોને ધર્મોપદેશ કરવાનો અધિકાર છે, એવા બ્રાહ્મણોની પંડિત એવી સંજ્ઞા છે. મેં એક દિવસે સંધ્યા સમયે એવા કેટલાક પંડિતોને મારા મહેલમાં બોલાવીને તેની સાથે ધર્મવિષયક વાદવિવાદ ચલાવ્યો. તે વાદ ચાલૂ થતાં હું બોલ્યો. 'અનાદિ, અનંત, અનિશ્વર એવો જે પરમેશ્વર છે, તેનું પરિવર્તન કિંવા તેનો નાશ થવો શકય નથી. તેમ જ તે નિરાકાર છે. તેં દીર્ઘ, પ્હોળો, ગોળ અથવા અન્ય કોઈ પણ પ્રકારનો આકાર તેને સંભવનીય નથી. એમ હોવા છતાં તમો હિંદુઓ ભિન્ન ભિન્ન આકારની પત્થર, ધાતુ અથવા મૃત્તિકાની મૂર્તિ તૈયાર કરીને તે મૂર્તિને દેવ કહો છો અને તેનું પૂજાર્ચન કરો છો, એ શું મોટું આશ્ચર્ય નથી? તેમાં તમારું અજ્ઞાન હોઇને તે શિવાય તમો સર્વ એક પ્રકારનું પાપ કરો છો, એવું મને ભાસે છે. તમો એમ કહેશો

કે, મૂર્તિ ઉપર ઈશ્વરની કલ્પના કરીને તેની પૂજા કરવાથી તે ઈશ્વરને પ્રાપ્ત થાય છે, તો હું તમોને એમ પૂછું છું કે, જેણે આ સર્વ સૃષ્ટિ નિર્માણ કરી છે, અને જે સર્વ સૃષ્ટ પદાર્થમાં છે, તેની મૂર્તિ તૈયાર કરવામાં તમારો સ્વતઃનો કયો પદાર્થ છે? જે સકલ વિશ્વમાં વ્યાપિત છે, તેનું અસ્તિત્વ તમો મૂર્તિદ્વારા જ કેમ વ્યક્ત કરો છો? મૂર્તિદ્વારા ઈશ્વરના ગુણ પ્રાણિમાત્રને જ્ઞાત થવા શકય નથી, અને મૂર્તિમાટે જેમાં ઈશ્વરના સર્વ ગુણનો સમાવેશ છે, એવી કોઈ પણ વસ્તુ નથી; તો પછી મૂર્તિમાટે સમસ્ત જગત્‌માં એવી કોઈ પણ વસ્તુ નથી, એ શું નથી સ્પષ્ટ સિદ્ધ થતું? કોઈ પણ પાર્થિવ પદાર્થ સાથે ઈશ્વરની તુલના કરવી, એ કેવળ ગાંડપણ છે. એકાદા મનુષ્યે......પોતાની ઇચ્છા પ્રમાણે એકાદી વસ્તુ લઇને મૂર્તિ તૈયાર કરવી અને તમો સર્વેએ તે મૂર્તિને ઈશ્વર કહીને ઉપાસના કરવી, તે કેવળ ઉપહાસાસ્પદ છે. આ તમારા અજ્ઞાનાચરણમાટે તમારામાંના કોઇને શંકા આવી નથી. ઈશ્વરે મનુષ્યને જે વિશેષ પ્રકારનું જ્ઞાન આપ્યું છે, તેનો તમો કાંઈ ઉપયોગ ન કરતાં ગતાનુગતિક લોકોનું અનુકરણ કરીને ધાત્વાદિ, પાષાણ, મૃતિકાની પૂજા કરો છો. વાસ્તવિક જો કોઇની પૂજા કરવાની હોય તો તે નિરાકાર, અનશ્વર, અનંત, સર્વવ્યાપી પરમેશ્વરની જ પૂજા કરવી જોઇએ. મને તો ભાસે છે કે મૂર્તિપૂજા કરવી એ એક પાપ છે.

"મારું આ બોલવું હિંદુ પંડિતોને પસંદ પડયું નહિ. સાકાર અને નિરાકાર એ વિષયી તેમણે પુષ્કળ ઉહાપોહ કરીને મૂર્તિપૂજા કરવામાં કાંઈ પણ દોષ નથી, એવું પ્રસ્થાપિત કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. ઈશ્વરની આરાધના કરવામાં ભક્તિ એ જ મુખ્ય સાધન હોઇને તે અંતઃકરણમાં સદા રહીને ચિત્તશુદ્ધિ થવામાટે મૂર્તિ એ અવશ્ય છે–ધીમે ધીમે એ ભક્તિ વૃદ્ધિંગત થતાં મૂર્તિની આવશ્યક્તા ન રહેતાં માનસપૂજાથી એવા ભકતોને આનંદ પ્રાપ્તિ થાય છે. તેની જો કે આવી સ્થિતિ થાય છે, છતાં પણ તે મૂર્તિનો દ્વેષ કરતા નથી. ઉલટું સાધારણ જનસમૂહમાં પ્રસંગે મળી જઇને મૂર્તિપૂજા પણ કરે છે. સાકાર આ નિરાકારપ્રતિ જવાનો માર્ગ છે. તે પ્રત્યેક મનુષ્યને અવશ્ય છે. આ માર્ગ અસત્ય માનનારો ઈશ્વરનો સત્યભક્ત નથી, તે સ્વતઃના મતનો અભિમાની હોય છે અને અમારા ધર્મમાં અભિમાન એ નરકમૂલક હોવાનું કહ્યું છે.

હિંદુ પંડિતોનું આ બોલવું મને યોગ્ય લાગ્યું નહિ; પણ તેના સિદ્ધાંતો અસત્ય મનાવવા જેટલા પ્રત્યુત્તરો મને દેતાં આવડ્યા નહિ. મેં પછી આ વાદ બંધ કરીને પંડિતોનો યોગ્ય સત્કાર કરી તેમને પ્રસન્ન કરીને રજા આપી. મારા પિતા અકબર ભિન્ન ભિન્ન ધર્મના પંડિતોને

બોલાવીને વારંવાર ધર્મવિષયક વાદવિવાદ કરતા હતા. સર્વ કરતાં હિંદુધર્મતત્ત્વ વિશેષ ઉદાત્ત છે, એવું તેના મન ઉપર પરિણામ થવા તેમની સત્ય માનીનતા તેવી હતી. મને મારો મહંમદી ધર્મ જ વિશેષ પ્રિયકર અને અભિમાનાસ્પદ ભાસે છે.

## ૨૬ બાદશાહ અકબર

મારા પૂજ્ય પિતા સંબંધી વિશેષ પ્રકારની જે કાંઈ માહિતી મને છે, તેનું ચિરસ્મરણ રહે એ ઉદ્દેશથી અત્રે તેનો ઉલ્લેખ કરું છું. બાબાઅકબર ઉંચા હોઇને તેનો વર્ણ ગોરો હતો. તેનાં નેત્રો અને ભવાં તદ્દન શ્યામ રંગનાં હતાં. બંને ભવાં એક એકને મળી જઇને તેના પ્રતિ દૃષ્ટિપાત કરતાં તે ઇભ્રતદાર અને સુંદર હોવાથી મન ઉપર પ્રભાવ પડતો હતો. તે શરીરે બળવાન્ અને તેના ઉભય હસ્તો વિશેષ લાંબા હતા, તેના અંગમાં સિંહ સમાન શક્તિ હતી. તેના નાક ઉપર એક કાળા તલનું ચિહ્ન હોઈ નાક ઉંચું અને તરતરીત હતું. તે તલ ઉપરથી સામુદ્રિક જાણનારાઓએ એવું ભવિષ્ય વર્ત્યું હતું કે 'આ પુરુષ વિલક્ષણ સૌખ્ય અને ઐશ્વર્ય ભોગવીને અદ્વિતીય કીર્તિશાળી થશે.' એ ભવિષ્ય સર્વ પ્રકારે સત્ય થયું. અખિલ ભરતખંડ ઉપર કે, જેના એક છેડાથી બીજા છેડા પર્યંત પ્રવાસ કરતાં બે વરસ લાગે છે, તે દેશ ઉપર જેણે શત્રુનું નિર્મૂલન કરીને પચીસ વરસ પર્યંત એકછત્ર સમ્રાટ્ એટલે રાજ્ય કર્યું, તે પુરુષના ઐશ્વર્યવિષયી અધિક તે શું લખવું ? તેની કારકીર્દીમાં રાજ્યકોષમાં અગણિત સંપત્તિ હતી. એક વખત રાજ્યકોષમાં ફક્ત સુવર્ણ કેટલું છે, તે જોવાના ઉદ્દેશથી બાબાઅકબરે કિલજિખાં નામક એક અત્યંત વિશ્વાસુ સરદારને સુવણુ તોલવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તેણે શહેરમાંના શરાફ કાંટા ઉપર ચારસો કાંટાવાળાને બોલાવી મગાવીને તેની પાસે દરરોજ સુવર્ણતુલા કરવાનું કામ ચાલૂ કર્યું. આ કામ પાંચ માસ પર્યંત સતત ચાલ્યા પછી બાબાએ કિલજિખાંને બોલાવીને કેટલું સુવર્ણ છે, તેમ પૂછ્યું. ત્યારે કિલજિખાં બોલ્યો, 'સુમારે એક હજાર માણસો આ કામ ઉપર કામ કરે છે, પણ અદ્યાપિ આગ્રાના ખજિનામાંહેનું સુવર્ણ તોળી શકાણું નથી.' આ ઉત્તર સાંભળીને બાબાએ સુવર્ણ ભાંડારની તુલા કરવાનું બંધ કરાવ્યું. આ ઉપરથી એકંદર રાજકોષમાં કેટલી સંપત્તિ હશે, તેનું સહજ અનુમાન થઈ શકશે. રાજકોષ પ્રમાણે બાબાની હસ્તિશાળા પણ અત્યંત વિશાળ હતી. પૃથ્વી ઉપર આજ પર્યંત અનેક રાજા થયા અને ભવિષ્યમાં અનેક રાજા થશે; પણ અકબર બાદશાહની હસ્તિશાળા પ્રમાણે બીજી હસ્તિશાળા જોવાને મળવાની નથી. હસ્તિશાળામાં દ્વાદશ સહસ્ર જેષ્ઠ હસ્તિ અને વીશ સહસ્ર

હસ્તિણી હતી. આ સર્વના ખોરાકમાટે દરરોજ ચારલાખ રૂપિયાનો ખર્ચ થતો હતો, બાબાને મૃગયાનો અતિનાદ હોવાથી મૃગયામાટે દ્વાદશ સહસ્ર કાળિયાર અને દ્વાદશ સહસ્ર નીલગાઈ રાખ્યા હતા? તે શિવાય બીજાં પણ શિકારનાં અનેક જાનવરો હતાં. મેં ઉપરના હસ્તિઓ પૈકી, કેટલાક યુદ્ધમાટે અને કેટલાક શિકારમાટે રાખીને પુષ્કળ હસ્તિઓનો વિક્રય કર્યો અને જેનો વિક્રય થયો નહિ તેને અરણ્યમાં છૂટા મૂકી દીધા. પૃથ્વી વિજયી તૈમુરલંગના પછી દિલ્હીના તખ્ત ઉપર જે પુરુષો આરૂઢ થયા તેમાં બાબાઅકબર એ આઠમા છે; પરંતુ શહાનશાહ અકબરે જે ઐશ્વર્ય સંપાદન કર્યું અને જે રાજ્યનો વિસ્તાર કર્યો, તેનો એક દશાંશ પણ તેની પૂર્વના રાજાઓનો વૈભવ નહોતો. તેનું કારણ પૂર્વના બાદશાહોની ઇચ્છા હિંદુસ્થાનમાં રાજ્ય કરવું તેવી નહોતી, હિંદુસ્થાનમાં જે લૂંટ મળે તે સ્વદેશમાં લઈ જવી, એટલી હતી. બાબાએ તેમ કર્યું નહિ, તેણે અત્રે રાજ્ય સ્થાપન કરી તેને ચિરસ્થાયિત્વ આણ્યું. અકબર બાદશાહ જેવો સદ્ગુણી રાજા આજ પર્યંત ક્વચિત્ જ થયો હશે, એમ કહેવામાં અતિશયોક્તિ થનાર નથી.

## ૨૭ અકબર બાદશાહનો પરિવાર

બાબાનું વય વીશ વરસનું થતાં, બિબી પાંગબાઇથી એક પુત્રી જન્મી. એ જ તેમનું પ્રથમ અપત્ય હતું. તે પુત્રીનું નામ ફાતમાબાનૂ બેગમ પાડ્યું. એ પુત્રી એક વરસની થતાં તે મરણ પામી. તે પછી બિબી આરામબક્ષથી બે પુત્ર થયા તેનું નામ અનુક્રમે હાસન અને હુસૈન પાડ્યાં. આસફખાંની માતા બિરજા બેગમને સ્વાધીને હુસેનને કર્યો હતો; પણ હુસૈન ફક્ત અઢાર દિવસ જ જિવંત રહ્યો. હાસનના સંરક્ષણનો ભાર કાકા જૈનખાં ઉપર મૂક્યો હતો; પણ હાસન દશ દિવસનો થતાં મરણ પામ્યો. તે પછી બિબી સેલીમાથી એક કન્યા થઈ, તેનું નામ શાહજાદાખાઉ નામ હતું. બાબાની માતા—મારાંદાદી—મિરિયમ માકોનિર તેનું સંરક્ષણ કરતાં હતાં. મારી સર્વ ભગિનીઓમાં શાહજાદાખાઉ નામનો મારા ઉપર વિશેષ પ્રેમ હોઇને મારા કલ્યાણ માટે તે શકય તેટલા પ્રયત્નો કરે છે. તે બહુ ધર્માસક્ત હોઇને તેનો ઘણો સમય ઇશ્વરારાધનમાં જ જાય છે.. તેના પછી બિબી કસેરાને એક પુત્ર થયો. તેનું નામ પહાડી હતું. તે મોટો થયા પછી બાબાએ તેને દક્ષિણવિજય માટે દક્ષિણમાં મોકલ્યો. તેણે દક્ષિણમાં જઇને પનાળા, ગડગાઇલ વગેરે કિલ્લાઓ તાબે કરીને નર્મદાની પશ્ચિમનો ઘણો પ્રદેશ કબજે કર્યો હતો. તેનું વાસ્તવિક નામ સુલતાન મુરાદ હતું; પરંતુ તેનો જન્મ ફત્તેહપૂરના પહાડમાં થવાથી બાબા અને ઇતર વિનોદ માટે પહાડી કહેતા અને તે

જ નામથી તે પ્રસિદ્ધ હતો. તે શરીરે કૃશ પરંતુ ઉંચો હોઇને વર્ણે ગોરો હતો. તે શૂર, કાર્યદક્ષ અને વિનયસંપન્ન હતો. રાજ્યમાંહેની બાદશાહી ઇમારતો ઉપર દેખરેખ કરવાનું કામ તેને સોંપ્યું હતું. સુલતાન મુરાદ ખાનપૂર નામક ગ્રામે પોતાના વયના ત્રેવીશમે વરસે મરણ પામ્યો. પહાડી પછી બિબી બિહારસેમ્માથી એક દીકરી થઈ હતી, તેનું નામ મિઠી બેગમ હતું. મિઠી એટલે સુંદર આ નામ પ્રમાણે તે કન્યા ખરેખર બહુ મનોહર હતી. તે આઠ માસની થઈ મરણ પામી. તે પછી બિબી મરિયમને એક પુત્ર થયો તેનું રક્ષણ રાજા ભરમલ કરતો હતો.

સુલતાન મુરાદના નિધન પછી દક્ષિણના પ્રદેશ ઉપર દેખરેખ રાખવા અને અધિકાર મેળવવા માટે મારા બંધુ દાનિયલને બાબાએ મોકલ્યો હતો. તે વખતે બાબા બુરાનપૂરમાં છાવણી નાખી રહ્યા હતા. માર્ગમાં દાનિયલ અને તેઓ મળ્યા પછી ઉભય દક્ષિણમાં ગયા અને અહમદનગરનો કિલ્લો તથા તેની આસપાસનો પ્રદેશ જીતી લીધો. પછી બાબા બુરાનપૂર પાછા આવ્યા અને દાનિયલ દક્ષિણનો કાર્યભાર જોવા લાગ્યો. દાનિયલ પોતાના વયના ત્રેવીશમા વરસે મદ્યપાનથી મરણ પામ્યો. તેને મૃગયાનો નાદ વિલક્ષણ હોઇને બંદૂક છોડવામાં તે બહુ કુશળ હતો. એક ઉત્તમ કારિગર પાસે તેણે પક્ષી મારવામાટે એક નાની બંદૂક તૈયાર કરાવી હતી. તેનું નામ કૉફિન (મૃત્યુ) પાડ્યું હતું. એ જ બંદૂક તેના નાશની કારણભૂત હતી. તે બંદૂક ઉપર તેણે ફારસી ભાષામાં એક કવિતા લખી હતી. 'મૃગયાની સહચરી, તું જેના ઉપર નજર નાખે છે, તેને અનંત કાળને સ્વાધીન–અક્ષય નિદ્રિત કરે છે;' આ તે કવિતાનો અર્થ છે. દાનિયલને મદ્યનું વ્યસન વધતાં વધતાં બહુ જ વધ્યું હતું. મદ્યથી દાનિયલના સવ ગુણો મૃત થાય છે, એવું જોઇને બાબાએ તેના ઉપર દેખરેખ કરવા માટે ખાંખાન નામક સરદારની નિમણુક કરી અને જે કોઈ દાનિયલને મદ્ય આણી આપશે, તેને મૃત્યુની શિક્ષા થશે એવો હુકમ ફરમાવ્યો. એ હુકમ પ્રમાણે દાનિયલને ઘણા દિવસ સુરા મળી નહિ; પણ તેથી તેની સ્થિતિ દિવાના જેવી થઈ અને તે થોડી સુરા માટે મુર્શિદકુલીખાં જેવા સામાન્ય મનુષ્યની સજળ નેત્રે કરુણા માગવા લાગ્યો. તું મને થોડું મદ્ય આણી દે તારી બઢતી કરીશ, એવી તેણે તેને લાલચ દેખાડી. મુર્શિદકુલીખાં અતિ આર્દ્ર હૃદયનો માણસ હતો. 'મારે કોઈ પણ પ્રકારની લાલચ નથી. કેવળ આપની આ કરુણાજનક સ્થિતિપ્રતિ લક્ષ દઇને હું મદ્ય લાવું છું; પણ મદ્ય લાવવું દુરાપાસ્ત છે. કારણ અત્રે સર્વની દેખરેખ હોઇને હું હસ્તગત થતાં મને પ્રાણદંડ થશે, એ મારી જાણમાં છે.' એવું મુર્શિદખાને કહ્યું. ત્યારે દાનિયલે પોતાની

કૉફિન નામક બંદૂક તેને સ્વાધીન કરીને તે બોલ્યો, 'આ બંદૂકની નળીમાં જેટલું મદ્ય સમાય તેટલું લઈ આવ, બંદૂકમાં મદ્ય આણવાથી કોઇને જાણ નહિ થાય.' દાનિયલનું એવું કહેવાથી મુર્શિદકુલીખાં ગામમાંથી બંદૂકની નળીમાં મદ્ય ભરીને લઈ આવ્યો. નળીમાં ભરવાથી તે મદ્ય વિષમય બન્યું અને તે પેટમાં જતાં જ દાનિયલનો અંત થયો. એવી રીતે દાનિયલની કૉફિન બંદૂકથી જ દાનિયલનો અંત થયો. મદ્યપાન પ્રમાણે જ દાનિયલને હસ્તિ પાળવાનો બહુ નાદ હતો. એકાદા સરદાર અગર અન્ય કોઈ પાસે સારો હસ્તિ જોતાં, ગમે તે પ્રયત્ન કરીને તે હસ્તિને તે મેળવતો હતો. મોટ મોટા સરદારોના પણ તે હસ્તિની યોગ્ય કિંમત ન દેતાં ગમે તે આપતો હતો. તે ઉપરથી હસ્તિના વ્યાપારીઓને તેની પાસેથી શું મળશે તેની કલ્પના કોઈ કરી શકતું નહોતું. પુષ્કળ સારા હસ્તિ તેણે હસ્તિના માલિકોની અનિચ્છા હોવા છતાં પોતાની ગજશાળામાં લાવી બાંધ્યા હતા. તેને હિંદુઓના સંગીત શાસ્ત્રનો બહુ શોખ હતો અને તે ઉત્તમ ગાયક હતો.

નાન્બિબીને એક કન્યા થઈ હતી. બાબાએ તેનું નામ લાલબેગમ પાડ્યું હતું. તે બાલકી અઢાર માસની થતાં મરણ પામી. તે પછી બિબી દૌલતસાને એક પુત્રી થઈ. તેનું નામ આરામબાનુ બેગમ છે. તેના સંરક્ષણનો ભાર મને સોંપેલો હોઇને બાબાએ મરતી વખતે તેનું સારી રીતે પાલન કર, એમ મને કહ્યું. તેને એવો વિશ્વાસ હતો કે, હું તેની આજ્ઞા પ્રમાણે જ વર્તિશ.

## ૨૮ અકબરના ચરિત્રનું વિશેષત્વ

મારા પિતા અકબરની તરુણાવસ્થામાં તેને ભિન્ન ભિન્ન પ્રકારનાં સર્વોત્કૃષ્ટ પકવાન્નો સારાં આવડતાં હતાં તે અત્યંત નિરાલસી હોવાથી તેની ક્ષુધા અતિપ્રખર હતી. આ એક પ્રકારનો ઈશ્વરનો આશીર્વાદ જ સમજવો. મારા પિતા સાધારણતઃ હિંદુસ્થાનના એક સમ્રાટ્ હતા. તેનો વૈભવ વિશાલ અને અવર્ણનીય હતો; તથાપિ કહેવાની બાબત એ છે કે, વિલાસ લોલુપતાનો અંશ તેનામાં સહેજ પણ નહોતો. એટલું જ નહિ, પણ આ સર્વ ઈશ્વરનો પ્રસાદ એમ માનીને તે પ્રત્યે શ્રદ્ધા પૂર્વક ઇશસ્તવન તે કરતા. તેણે કદી ઇશ્વરની પ્રાર્થના કરી ન હોય, એવો એક પણ દિવસ મારી દ્રષ્ટિએ આવ્યો નથી. તે ઇશ્વરને ઉદ્દેશીને સદા કહેતા "ઇશ્વર, હું મનુષ્યાવસ્થા અથવા અન્ય સ્થિતિમાં હોઉં, છતાં તારા ઉપરની મારી દ્દષ્ટિ અને હૃદય દૂર કરતો નહિ." તેના ચરિત્રમાંની વિશેષ મહત્વની બાબત કહી એટલે તે કોઇના પણ ધર્મનો દ્વેષ ન કરતાં સર્વ ધર્મ સાથે સલગી અને સહાનુભૂતિથી વર્તતા. પ્રત્યેક ધર્મમાં પુષ્કળ સારી

વાતો છે અને તે સમજી લેવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે એમ તે બોલતા હતા. જ્યારે જ્યારે સવડ મળે ત્યારે ત્યારે તે પોતાનો વખત નાચતમાશામાં ન વિતાડતાં શાસ્ત્રી પંડિતો સાથે વાદવિવાદ કરવામાં વિતાડતા. કદી કદી તો રાત્રિના બબ્બે પ્રહર પર્યંત પંડિતો સાથે શાસ્ત્રાલાપ કરતા બેસતા. તે દિવસે કદી પણ ઉંઘ લેતા નહિ, અને રાત્રિએ લેતા તે પણ અઢીથી ત્રણ કલાકથી અધિક નહિ. તે બહુ સાહસી હતા. એક ચાલતા હસ્તિ ઉપરથી બીજા ચાલતા હસ્તિ ઉપર કૂદીને બેસતા હતા. એક હસ્તિ અતિ મદોન્મત્ત બનીને તેણે કેટલાક માવતોને માર્યા હતા. તેના ઉપર બેસવું અશક્ય થયું હતું, પરંતુ બાબાએ એક વૃક્ષ ઉપરથી કૂદકો મારીને તે હસ્તિની પીઠ ઉપર આરોહણ કર્યું અને તે પછી અંકુશ ચલાવીને તે હસ્તિને તેણે પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવ્યો. એ પ્રમાણે તેઓ ઘણા હસ્તિઓને ઉન્માદમાંથી ઠેકાણે લાવ્યા હતા. તેનું શરીર સુદૃઢ હોઇને તે બહુ શક્તિસંપન્ન હતા. તેમણે વ્યાયામ કરવામાટે એક સાઢા ત્રણ મણ વજનની એક લોખંડી સાંકળ તૈયાર કરાવી હતી. તે સાંકળ લઇને તે પ્રતિદિન નિયમિત વ્યાયામ કરતા હતા.

## ૨૯ અકબરનું રણકૌશલ્ય

આ નીચે જે બે બાબતનો ઉલ્લેખ કરી રાખું છું, તે ઉપરથી બાબાઅકબરના અંગમાં કેવા પ્રકારનું રણકૌશલ્ય હતું, તેની સહજ કલ્પના થઈ શકશે.

(૧) મારા પિતામહ બાદશાહ હુમાયૂન મરણ પામવાથી તેના તખ્ત ઉપર બાબાએ જ્યારે આરોહણ કર્યું, તે વખતે તેમનું વય ચૌદ વરસનું હતું. અર્થાત્ તે સમયે તે સાધારણ અજ્ઞાન જ હતા. એ વખતે હિમૂએ હિંદુસ્થાનનું રાજ્ય મેળવવા માટે હિંદુસ્થાન ઉપર સ્વારી કરી. હિમૂ અફગાનનો રાજા હતો. અફગાનોની તેના ઉપર વિશેષ ભક્તિ હોઇને તે તેને બહુ મહત્વ દેતા હતા. હિમૂ આગ્રા ઉપર આવતાં માર્ગમાં જ બે નાનાં રાજ્યો સાથે તેને યુદ્ધ થયું તેમાં તેને જય મળ્યો. તેથી હિમૂને બહુ અભિમાન આવ્યું અને તે મોટા ઉત્સાહથી દરકુચ દરમજલ કરતો આગ્રા પાસે આવી લાગ્યો. હિમૂ સાથે એક લક્ષ ઘોડેસ્વાર પચાસ હજાર સાંડણીસ્વાર અને ત્રણ હજાર હસ્તિ હતા. તેણે બાબાને એવો નિરોપ મોકલ્યો કે, 'તારા જેવા બાળક સાથે યુદ્ધ કરવું હાસ્યાસ્પદ છે, તને હું યમુનાના કાંઠાનો થોડો મુલક આપું છું, તે લઇને તું સુખથી રાજ્ય કર અને બાકીનું સર્વ હિન્દુસ્તાન મારે સ્વાધીન કર.' બાબાએ તે ઉપરથી હિમૂપ્રતિ નિરોપ મોકલ્યો કે, 'માર્ગમાં બે ક્ષુદ્ર રાજાને હરાવીને આવો ગર્વ કરવો એ હિમૂને શોભે. મારી તલવાર અને મારું

સૈન્ય આ ગર્વનું પરિમાર્જન કરવાને સમર્થ છે. કાલે સૂર્યોદય થાય નહિ ત્યાં જ યુદ્ધારંભ થશે. તને તારા સૈન્યની સારી રચના કરવાની સવડ મળે માટે જ મુદ્દામ સૂચવ્યું છે. રણભૂમિપર જે નિર્ણય થશે તે જ નિર્ણય ખરો. ઈશ્વરને હિંદુસ્થાનના સિંહાસન ઉપર જેને અધિષ્ઠિત કરવાનો હશે તેને જય મળશે.'

બાબાનો આ નિરોપ હિમૂને પહોંચતાં જ તેણે સૈન્યની તૈયારી કરીને બીજે દિવસે એટલે તારીખ ૨૦ નવેંબર સન ૧૫૫૫ ને દિવસે યુદ્ધનો આરંભ કર્યો. હિમૂએ એક હજાર હાથી આગળ અને બે હજાર હાથી પાછળ રાખીને તેની મધ્યમાં સૈન્ય ઉભું કર્યું હતું. હિમૂ સ્વતઃ ઘોડઃ ઉપર બેસીને હાથી આગળ ઉભો હતો. બાબાએ એક હજાર હસ્તિ આગળ ઉભા કરીને તેની પાછળ પચાસ હજાર ઘોડેસ્વાર અને આઠ હજાર સાંડણીસ્વાર ઉભા કર્યા. સ્વતઃ બાબા હસ્તિ ઉપર બેસીને સૈન્યને ઉત્સાહ અને ઇષારત દેતા હતા. ઉભય સૈન્યનાં રણવાદ્યો શરુ થતાં જ ઉભય સૈન્યમાંહેના હસ્તિઓ એકમેકના અંગ ઉપર આવવા લાગ્યા અને યુદ્ધનો આરંભ થયો. યુદ્ધારંભને થોડો વખત થયો નથી ત્યાં જ હસ્તિનાં તોફાન અને પોતાના સૈન્ય તરફ વળવાથી હિમૂના સૈન્યમાં ગડબડાટ થઈને તેનું સૈન્ય છિન્ન વિછિન્ન થવા લાગ્યું. હિમૂનું સૈન્ય આવી રીતે વિસ્ખલિત થવાથી બાબાના સૈન્યે તેને ઘેરી લીધું. અને તેણે હિમૂના સૈન્ય ઉપર જોરથી મારો શરુ કર્યો. હિમૂનું સૈન્ય તેથી અધિક ગભરાયું અને તે આસપાસ નાસવા માંડયું. યુદ્ધની આવી ગડબડમાં હિમૂની ડાબી આંખ બાણ વાગવાથી ફુટી ગઈ અને તદ્દન હત્‌વીર્ય અને પોતાના સૈન્યને નાસતું જોઇને તે હતાશ થયો. આવી સ્થિતિમાં તેને બૈરામખાં નામક સરદારે પકડીને બાબા સમક્ષ લાવી ઉભો કર્યો. આવા શૂર પુરુષનો વધ ન કરતાં તેને તેના માનમરતબા પ્રમાણે પોતાની પાસે રાખવો, એવી સલાહ અબુલફજલે દીધી હતી; પણ ઇતરોએ તેનો વધ કરવાનું સૂચવ્યું અને તે પ્રમાણે બાબાનો હુકમ થતાં જ બૈરામખાંએ એક જ અસિ પ્રહારથી તેનું મસ્તક ધડથી જૂદુ કર્યું. હિમૂનું પ્રેત ભૂમિ ઉપર પડ્યા ઉપર લાત મારવી એ ઇરાદાથી બૈરામખાંએ પગ ઉંચકયો; પણ તેમ ન વર્તવાનું તેને બાબાએ સૂચવ્યું. બાબા બોલ્યા, 'પ્રેતની વિટંબના કરવી, એ નીચતા છે. હિમૂનો મારાથી પરાભવ થનાર છે એવું અનુમાન મેં થોડા વરસ પૂર્વે જ કર્યું હતું. હું જ્યારે મારા શિક્ષક પાસે શિક્ષણ લેતો હતો ત્યારે પ્રસિદ્ધ ચિત્રકાર આબદાસામાદનાં ચિત્રેલાં કેટલાંક ચિત્રો મને જોવામાટે આપ્યાં તેમાં હિમૂનું એક ચિત્ર હતું તે વખતે મેં તે ચિત્રના ટુકડે ટુકડા કરીને ફેંકી દીધા. આજ પ્રત્યક્ષ

હિમૂની સ્થિતિ તે ચિત્ર કરતાં અધિક શોચનીય થઈ. થયું એટલું પૂરૂં. પ્રેતની વિટંબના કરવી, એ શૂર મનુષ્યને લાંછનાસ્પદ છે.' એ યુદ્ધ જો કે થોડો જ વખત ચાલ્યું, પણ તેમાં હિમૂના પક્ષના ચૌદ હજાર લોક મરણ પામ્યા, ઘાયલ કેટલાં થયાં તેની ગણત્રી રહી નથી.

(૨) તે પછી ગુજરાતના યુદ્ધમાં જે રણચાતુર્ય દાખવ્યું તે તો કેવળ અપૂર્વ છે. ગુજરાતની રાજધાની અમદાવાદ છે. આ શહેરમાં ખાન-ઈ-આજમ નામક એક વિશ્વાસુ સરદાર રહીને તે સમસ્ત ગુર્જરપ્રાંતનો કાર્યભાર દક્ષતાથી કરતો હતો. આ સરદાર બાબાની તદન પાસેનો સંબંધી હતો. ગુજરાતમાંહેના કેટલાક ક્ષુદ્ર બુદ્ધિના સરદાર ગુર્જરપ્રાંત પચાવવાનો ઘણા દિવસથી વિચાર કરતા હતા. ગુપ્તપણે તેની સર્વ તૈયારીઓ થયા પછી પ્રસિદ્ધ રીતે બંડ કરવાનો આરંભ કર્યો. મિરજાં ઇબ્રાહિમહુસૈન અને મિરજાં મહામિરજાં એ ઉભય સરદાર આ બંડના અગ્રેસર હોઇને તેને પુષ્કળ જનોની સહાય હતી. તેણે પ્રથમ અમદાવાદ શહેરને ઘેરો ઘાલી તે શહેર તાબે કરવાનો પ્રયત્ન ચલાવ્યો. શહેરને ઓચીંતો ઘેરો પડેલો જોઇને ખાન-ઇ-આજમ આશ્ચર્યચકિત થયો અને તેણે તે સર્વ હકીકત ગુપ્ત જાસુદથી બાબાને જણાવી. બાબા આ વખતે ફતેહપૂરમાં હતા. તેમને તે હકીકત જણાતાં શકય તેટલી ત્વરાએ સૈન્ય તૈયાર કર્યું ને બીજું સૈન્ય લઇને આવવામાટે જૂદા જૂદા સ્થાનના સેનાપતિઓને સાંડણીસ્વાર મોકલીને જમાવેલા થોડા સૈન્ય સાથે ગુજરાતપ્રતિ પ્રયાણ કર્યું. ફતેહપૂરથી અમદાવાદ જતાં બે માસ થાય છે. પણ ઘોડેસ્વાર સાંડણી-સ્વાર અને કેટલુંક પાયદળ તેણે રાત્રિ દિવસ મજલ કરી કયાંય પણ વિશ્રાંતિ ન લેતાં ચૌદ દિવસમાં તેઓ અમદાવાદ શહેર પહોંચ્યા. તે વખત રાત્રિની હોઇને, રાત્રિએ જ શત્રુ ઉપર છાપો મારવો, એવી કેટલાકોએ બાબાને સલાહ આપી, પરંતુ 'રાત્રિના સમયે શત્રુ ઉપર જઇને છાપો મારવો, એ નામર્દપણાનું કામ છે.' એમ કહીને...બાબાએ સર્વ સૈન્યને આખી રાત વિશ્રાંતિ આપી. સવારે સૂર્યોદય થયો નહિ ત્યાં જ બાબાનું સર્વ સૈન્ય યુદ્ધમાટે તૈયાર થયું અને સૈન્યમાંની નવ નૌબતો અને તુર્ક-સ્થાનમાંના વીશ રણશીંગાંઓ વાગવા લાગ્યાં. તે પ્રચંડ ધ્વનિથી શત્રુ સૈન્ય એકદમ આશ્ચર્યચકિત થયું. આ સૈન્ય કોનું છે તેની તેને સમજ પડતી નહોતી. શત્રુ સૈન્યપૈકી, મિરજાંહુસેને બાબાના સૈન્યનાં શોભાન કુલી નામક સિપાયની પાસે આવીને આ સૈન્ય કોનું છે, વગેરે માહિતી મેળવી; પણ તે પ્રથમ તો તેને અસત્ય લાગી. બાદશાહ અકબર ચૌદ દિવસ પહેલાં ફત્તેહપૂરમાં હતો, ત્યાંથી આટલા મોટા સૈન્ય સહ ચૌદ

દિવસમાં જ અહીંયાં આવવું તેને અશક્ય જણાયું. પણ શાહબાન કુલીએ પોતે ચાદ દિવસમાં અત્રે કેમ આવ્યા, તે કહીને આ સૈન્ય બાદશાહનું જ છે એવી તેને ખાત્રિ કરી આપી. મિરજાં હુસૈન લાગલો પોતાના સૈન્યમાં ગયો અને ઉપરની હકીકત પોતાના સૈન્યને જણાવી તેણે યુદ્ધની તેયારી ચલાવી. બાબા અકબર એ યુદ્ધમાટે તેયાર થયા પછી શત્રુ સૈન્યની સ્થિતિ જોવામાટે મોકલેલો દૂત પાછો આવીને બાબાને નાઉમેદ કરવા લાગ્યો. તે બોલ્યો, 'શત્રુદળ બહુ મોટું છે, શિવાય ગુર્જરાષ્ટ્રમાંના ચાર રાજાએ તેને સહાય કરવાનું કબૂલ કર્યું છે. બે લક્ષ ઘોડેસ્વાર અને વીશ હજાર સાંઢણીસ્વાર યુદ્ધમાટે તેયાર હોઇને દારુગોળાથી લાદેલા ત્રીશ હજાર ઉંટ છે, પાયદળ સૈન્ય કેટલું છે, તેનો તો હિસાબ લાગતો નથી. તેથી આવડા પ્રચંડ સૈન્ય સાથે આપણે થોડું સૈન્ય લઇને યુદ્ધમાટે જવું બહુ હાનિકારક છે. ખાં-ખાન, ખાં-ઈદો-રામ અને ખાં-ઈ-જેહાન એ ત્રણ સેનાપતિ પોતાની ફોજ લઇને આપણુને મળે ત્યાં સુધી શત્રુ સાથે યુદ્ધ કરવું નહિ એવું મને ભાસે છે.' આ સલાહ બાબાને પસંદ પડી નહિ. તે બોલ્યા:-'મારું સૈન્ય થોડું હોય અથવા વધારે હોય, તો પણ આજ શત્રુ સાથે યુદ્ધારંભ થવો જ જોઇએ. ઈશ્વર કૃપા હશે તો આટલા સૈન્યથી પણ આપણે વિજય સંપાદન કરીશું. આપણે યુદ્ધ ન કરતાં આમ જ સ્વસ્થ બેઠા રહીશું, તો શત્રુ આપણી નિર્બળતાથી જ્ઞાત થઇને આપણા ઉપર ધસી આવશે. તે કરતાં આપણે જ યુદ્ધનો આરંભ કરીને આપણું બાકીનું સૈન્ય આવતાં સુધી દાવપેચથી યુદ્ધ કરવું, એ ઉત્તમ છે.' એમ કહીને બાબા ઘોડા ઉપરથી ઉતર્યાં અને મક્કાની દિશાએ નમસ્કાર કરીને પોતાને યુદ્ધમાં જય મળે એ માટે પ્રાર્થના કરી. પછી પુનઃ અશ્વારૂઢ થઇને મોટા ઉત્સાહથી સૈન્યને કુચ કરવાની આજ્ઞા દીધી. તે આજ્ઞા થતાં જ 'અલ્લાહો અકબર' એવો જય ધ્વનિ કરતું કરતું બાબાનું સૈન્ય મોટી ત્વરાથી આગળ ચાલ્યું. માર્ગમાં સાબરમતી નદી આડી પડી હતી. તેમાં તે વખતે ઘણું પાણી હતું, છતાં પણ સૈન્યને રહેવાની જગ્યા શોધી કાઢીને બાબાએ સર્વ સૈન્ય નદીના સામે કિનારે સુખરૂપ આણ્યું. બાબા યુદ્ધ પ્રસંગે મારા પ્રપિતા હુમાયૂનનું અંગરખું પહેરતા હતા. તે અંગરખું હજુરી પાસે તેમણે મંગાવતાં નદીમાંથી ઉતરતી વખતે જલપ્રવાહમાં તણાઈ ગયાનું સાંભળતાની સાથે બાબા અધિક ઉત્સાહથી બોલ્યા, 'આ એક શુભ શુકન થયું, આ ઉપરથી આપણુને જ જય ખાત્રીથી મળવાનો જ!' તે વખતે બાબાનું એકંદર સૈન્ય પચીશ હજાર કરતાં કાંઈ અધિક નહોતું. તેમાં ઘોડેસ્વાર ફક્ત દશ હજાર હોઇને એક

હજાર હસ્તિ હતા. માત્ર આ સૈન્ય સારું કેળવાયેલું હોઇને તેની પાસેનાં શસ્ત્રાસ્ત્રો કેવળ નવીન પ્રકારનાં હતાં.

બાબાનું સૈન્ય શત્રુસૈન્ય પાસેથી થોડા અંતર ઉપર આવ્યું, છતાં યુદ્ધનો આરંભ થયો નહિ, શત્રુએ નિરાળો જ દાવપેચ લઢાવ્યો. તેણે આસફખાં વગેરે અગ્રેસરોને બાબાની ક્ષમા માગવા મોકલીને પાછળથી છાપો મારવાનો બેત કર્યો અને તૂર્ત જ તે પ્રમાણે અમલ કર્યો. અકસ્માત્ પાછલી બાજુએ યુદ્ધમુખ થવાથી બાબાનું સૈન્ય થોડું પાછળ હઠયું; પણ તૂર્ત જ સર્વ સૈન્ય વ્યવસ્થિત થયું અને તેણે પાછળ પડેલા લોકોની દણા દાણ કરી નાખી. એવી રીતે યુદ્ધારંભ થઇને તૂર્ત જ ઘનઘોર યુદ્ધ શરુ થયું. બાબાના સૈન્યને હળૂહળૂ કુમક આવીને મળતી હતી; તથાપિ શત્રુના વિપુલ સૈન્યને કોરે રાખીને અંદર જવું એ બહુ દુરાપાસ્ત થયું હતું. એટલું જ નહિ, વામભાગે મિરજાંહુસેને હલ્લા ઉપર હલ્લા ચઢાવીને તે દિશાના સૈન્યનો નાશ કરવાનો રંગ આણ્યો હતો. બાબા આ વખતે તદ્દન મોખરે આવીને સૈન્યને ઉત્સાહ દેતા હતા. અમારા વીરો પણ મરવું અગર મારવું એ નિશ્ચયથી લઢતા હતા; તથાપિ જયનાં ચિન્હો મિરજાંહુસેનની બાજુએ દેખાવા લાગ્યાં. પણ બાબાના પ્રારબ્ધનું જોર કાંઈ વિલક્ષણ હોવાથી અનપક્ષિતપણે એક જૂદો જ પ્રકાર બની આવ્યો. શત્રુ સૈન્યમાંના ગોલંદાજની ભૂલથી એક ગોળો દારુ ગોળાથી લાદેલા એક ઉંટ ઉપર પડ્યો અને તેથી તે ઉપરનો દારુ ગોળાં સળગીને શત્રુસૈન્યમાં દશ દિશા ધૂમાડાથી ભરાઇને અંદર અંદરમાં જ ફૂટવા લાગ્યો. ઉંટ, હસ્તિ, ઘોડા સર્વ શેરવેર થઈ ગભરાઇને સ્વતઃના સૈન્યની નાશભાગ થવા લાગી. ધૂમાડાથી સિપાઇઓની દિશાભૂલ થઇને આપસ આપસમાં કાપાકાપી શરુ થઈ. શત્રુસૈન્ય આવી રીતે સંકટમાં આવી પડેલું જોઇને બાબાના કેટલાક સેનાપતિ તે પ્રસંગનો લાભ લેવાનો વિચાર કરવા લાગ્યા; પરંતુ બાબાએ તેને તેમ ન કરવા વિષયી કહ્યું. શત્રુ સંકટમાં હોય ત્યારે તેના ઉપર હથિયાર ચલાવવાં એ અત્યંત અનુચિત છે, એવું બાબાએ કહેવાથી થોડો વખત બાબાનું સૈન્ય સ્વસ્થ થઈ વિશ્રાંતિ લેતું હતું. આ તરફ શત્રુસૈન્યને અલ્પાવધિમાં જ ઘણું નુકસાન થયું. પચાસ હજાર ઘોડા મરણ પામ્યા, હજારો સિપાઇ મૃત્યુમુખ થઈ પડ્યા. સેંકડો સિપાઈ આ બાદશાહના સૈન્યનું પરાક્રમ એવું એવું સમજીને જીવનની આશાએ માર્ગ મળે ત્યાં નાસવા લાગ્યા. મિરજાંહુસેન આ પ્રકારથી અત્યંત નિરાશ અને સંતપ્ત થયો અને શક્ય તેટલું સૈન્ય જમાવીને તે બાબાના સૈન્યના કેવળ અંગ ઉપર ચાલી આવ્યો. ઉભય સૈન્ય એકમેકને ભેટવાથી અસિયુદ્ધ શરુ થયું.

બાબા સર્વને મોખરે હોવાથી ત્યાં વિશેષ ગર્દી થઈ; પરંતુ તે વખતે રાજા માનસિંહે પોતાના શૌર્યની શિકસ્ત કરીને શત્રુ સૈન્યને કમજોર કરી નાખ્યું. રાજા રઘુદાસે પણ વિલક્ષણ યુદ્ધચાતુર્ય દાખવી શત્રુસૈન્યનો પુષ્કળ નાશ કર્યો; પણ યુદ્ધમાં તે મરણ પામ્યો. સરદાર વયાફાદારના ઉભય હસ્તને મોટા જખમ થવા છતાં તે પૂર્વ પ્રમાણે લઢતો હતો. તેનો ઘોડો મરી જવાથી તે જમીન ઉપર ઉભો રહી યુદ્ધ કરતો હતો. આ યુદ્ધમાં મિરજાંહુસેનના સૈન્યને પુષ્કળ હાનિ થવાથી તેને જય મળવો દુરાપાસ્ત જણાયો અને તે રણાંગણ ઉપરથી નાસી ગયો; પણ જતાં જતાં તેણે બાબાના પ્રાણ હરણ કરવા માટે ત્રણ મારાઓની યોજના કરી હતી. તે ત્રણે મારાઓ ઘોડા ઉપર બેસીને જાણે પોતે બાદશાહ સાથે તહ કરવામાટે જાય છે, એવું દેખાડીને તેઓ પોતાના ઘોડાઓ ઠેઠ બાબાના અંગ ઉપર લઈ ગયા; પણ તે બેત તેઓનાથી સધાયો નહિ, બન્ને મારાઓનું ધૈર્ય બાબાનો રુવાબ જોઇને માર્ગમાં જ નષ્ટ થયું અને તે બન્ને જૂદી જૂદી દિશાએ નાસી ગયા. તે પ્રકાર જોઇને બાબાના શરીર સરક્ષકો સાવધ થયા અને બાબાપાસે આવનારા મારાઓને તેણે માર્ગમાં જ પકડ્યા. તેને બાબા સમક્ષ લાવીને ઉભા કર્યાથી તેણે પોતાનો અપરાધ કબૂલ કર્યો અને પ્રાણદાન મળવામાટે બાબાની ક્ષમા યાચી. બાબાએ શત્રુપક્ષની કેટલીક બાતમીઓ જાણીને તેને મુક્ત કર્યો. શત્રુપક્ષનો સર્વ દારૂગોળો ખૂટીને પુષ્કળ પ્રાણહાનિ પણ થવાથી શત્રુના અગ્રેસરો પોતપોતાના સૈન્યસહ નાસી જતા જોઇને બાબાએ તેને પકડવાનો સૈન્યને હુકમ કર્યો. બાબાનું સૈન્ય શત્રુની પાછળ લાગવાથી થોડા જ સમયમાં શત્રુના બે હજાર ઘોડા, બે હજાર હસ્તિ અને પચાસ હજાર ખચ્ચરો પોતાના સૈન્યના હાથમાં આવ્યાં. આ લૂટ મેળવવાના કાર્યમાં સુજાયતખાને પોતાના શૌર્યની પૂર્ણ ખાત્રી કરી આપવાથી બાબાએ તે જ વખતે તેનું ઘણું ગૌરવ કર્યું. આ લઢાઇમાં બાબાના સૈન્યની કહેવા યોગ્ય હાનિ થઇ નહિ, પણ સૈફખાં જેવા શૂર, ઈમાની અને મુત્સદ્દી સરદાર નષ્ટ થવાથી બાબાને ઘણું ખરાબ લાગ્યું. બાબા આ લઢાઇમાટે ફત્તેહપૂરથી જ્યારે રવાના થયા, ત્યારે તેણે પોતાના સર્વ સરદારોને મોટી મીજબાની આપી. તે વખતે એક ભવિષ્યવાદીએ એવું ભવિષ્ય કથ્યું કે "આ લઢાઇમાં બાદશાહાને જ જય પ્રાપ્ત થશે, પણ એક મોટા સરદારનુ યુદ્ધમાં મરણ થશે." આ સમય પર્યંત સૈફખાની નિમણુક લઢાઇમાટે થઈ નહોતી. તેને બાબાએ ફત્તેહપૂરના સંરક્ષણમાટે નિમ્યો હતો, પણ આ ભવિષ્ય સાંભળ્યા પછી તે બાબાને ભેટીને બોલ્યો કે, "દિલ્હીના તખ્તમાં સંરક્ષણ કરતાં મરણ આવે, એ મોટા સૌભાગ્યની બીના છે; તેથી કૃપા કરીને આપ મને આ લઢાઇમાટે સાથે લઈ જાવ."

તેના આ શબ્દો સાંભળીને બાબા નાઇલાજ થયા અને તેમણે તેને સાથે લીધો. પાછળથી યુદ્ધની ગર્દીમાં તેને ઘણા જખમ વાગીને તે શત્રુના હાથે મરણ પામવાની તૈયારીમાં હતો. શત્રુના હાથે મરવા કરતાં આત્મહત્યા કરવી અધિક શ્રેયસ્કર માની, તેણે સ્વતઃની તલવારે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.

મિરજાંહુસેન સૈન્યસહ નાસતો હતો અને બાબાના સૈનિકો તેની પાછળ જતાં છેવટે તેની નજદીક આવેલા જોઇને તે પ્રાણભયથી એક બાવળનાં વનમાં નાહસ્યો. તે વનમાં તે બહુ દૂર નીકળી ગયો હતો, પણ તેના દુર્દૈવથી તેના ઘોડાના પગમાં એક મોટી બાવળની શૂળ ઉતરી જવાથી તદ્દન થાકેલો તે ઘોડો દુઃખથી જમીન ઉપર પડ્યો. ઘોડાની આવી સ્થિતિ થવાથી મિરજાંહુસેનની પૂઠે લાગલો અલ્લિબેગ નામક સિપાઇએ પકડીને તેના હાથપગ બાંધીને તેના ઘોડા ઉપર નાખી બાદશહા પાસે આણી ઉભો કર્યો. આ વખતે એવી એક મજાક થઈ કે, 'અલ્લીબેગે મિરજાંહુસેનને નહિ પકડતાં પોતે તેને પકડ્યો,' એવું કહેનારા બીજા બે સિપાઈ બાબા પાસે આવી ઉભા રહ્યા. આ પ્રકાર જોઇને બાબાએ મિરજાંહુસેનને પૂછ્યું કે, 'તને કોણે પકડ્યો તે સત્ય કહે.' ત્યારે મિરજાંહુસેન નેત્રમાં અશ્રુ લાવી બોલ્યો.

'ખુદાવિંદ! આ ત્રણે મને પકડવાને અસમર્થ છે. મને જો સત્યરીત્યે કોઇએ પકડ્યો હોય, તો તે આપના અન્ને જ છે. આપનું જ અન્ન ખાઇને આપ સાથે આમ નિમકહરામ થયો, માટે મને આ આવો અપજય પ્રાપ્ત થયો. નહિ તો આપના થોડા સૈનિકોથી મારો પરાભવ થવો એવી સ્થિતિ સહેજ પણ નહોતી; પણ ખુદાના ઘરે ન્યાય હોવાથી મારા કૃતઘ્નપણાનું ફળ મને જે મળવું જોઇએ, તે જ મળ્યું છે.' મિરજાંહુસેનનો આ અનુતાપ જોઇને બાબાએ તેને બંધનમુક્ત કરીને ફકત તેના હસ્તદ્વય બંધનયુક્ત રાખ્યા.

મુસલમાન સરદારો તેની વિટંબના કરતા હતા, માટે તેને રાજા માનસિંહના તાબામાં દિધો. ત્યાં પણ તેની વિટંબના થઈ. મિરજાંહુસેને પીવામાટે પાણી માગતાં તેની તેનાતમાંના એક મુસલમાન હજુરિયાએ તેના મસ્તક ઉપર લાત મારી. આ બાબત બાબાની સમજમાં આવતાં તેને બહુ ખરાબ લાગ્યું, અને શત્રુ હોવા છતાં પણ તેની સાથે આવું વર્તન કરવું એ નીચપણાનું છે, એવું તેમણે સર્વ સૈન્યને જણાવીને મિરજાંહુસેનને બિકાનેરના રાજા રાયસિંહને સ્વાધીન કર્યો. એવી રીતે આ યુદ્ધ ઘણું ખરું પૂર્ણ થવાથી બાબા સર્વ સૈન્યસહ અમદાવાદના માર્ગે જવા લાગ્યા. એક જંગલમાંથી આ સૈન્ય ચાલતું હતું.

ત્યાં પર્વત શ્રેણી ઉપર એકાએક ઇકતિયાર–ઉલ–મૌલિક નામક ગુજરાત-માંના સંસ્થાનિકના સૈન્યનો ભેટો થયો. ઉભયની ગેરસમજથી લઢાઈનો પ્રારંભ થયો. વાસ્તવિક ઇકતિયાર–ઉલ–મૌલિક બાબાનું માંડલિકત્વનો સ્વીકાર કરવામાટે સ્વસૈન્ય લાવતો હતો. પણ તેના ઉપર એકદમ બાબાનું સૈન્ય તૂટિ પડવાથી તેની સાથે યુદ્ધ કરતાં કરતાં તે પાછળ હઠવા લાગ્યું. આ ગેરસમજનું પરિણામ ઘણું ખરાબ આવ્યું. મિરજાંહુસેન જ્યાં સૂધી જીવિત છે, ત્યાં સૂધી તેને છોડાવી લઈજવામાટે આવા પ્રયત્નો થશે, એવી સમજથી સૈરમહંમદ નામક સરદારે બાબા અનુત્સુક હોવા છતાં મિરજાંહુસેનનો વધ કર્યો. તેમ જ આ તરફ યુદ્ધની ગર્દીમાં ઇકતિયાર–ઉલ–મૌલિકને સૌરાબબેગ નામક એક તુર્ક સરદારે પકડીને તેનો શિરચ્છેદ કર્યો. યુદ્ધ પૂર્ણ થયે સર્વ સ્થિરસ્થાવર થવા પછી ઇક-તિયાર–ઉલ–મૌલિકનો દૂત બાબાને ભેટયો અને તેણે એક પત્ર બાબાને સ્વાધીન કર્યો. તેમાં 'હું માંડલિક હોઇને તખ્તના સંરક્ષણમાટે બાદ-શાહાની મદદે આવું છું' એવો ઉલ્લેખ હતો. તે ઉલ્લેખ જોઇને થયેલી ભયંકર ભૂલ બદ્દલ સર્વને બહુ ખરાબ લાગ્યું. બાબા સૈન્યસહ ઉતાવ-ળથી મોટા વિજયોત્સાહે અમદાવાદ શહેરમાં ગયા, અને ત્યાં ચારપાંચ દિવસ મોટા સમારંભથી દરબાર ભરીને દિલ્લી પાછા ગયા.

બાબા અકબરે આ પ્રમાણે પુષ્કળ લડાઇઓમાં જય મેળવ્યો છે; પણ ઉક્ત ઉભય યુદ્ધ પ્રસંગે તે બહુ તરુણ હોઇને તેનું સૈન્યબળ પણ થોડું હતું. તે પછી બંગાલ, ચિત્તોડ અને રિસ્તપૂરના કિલ્લા આગળ તે કરતાં પણ ભયંકર લડાઇઓ થઈ હતી, પણ તે તે પ્રસંગે બાબાનું સૈન્ય-બળ વિપુલ હોઇને તે સ્વતઃપણ વયમાં પ્રૌઢ હતા. ચિત્તોડના યુદ્ધમાં રાજપુતના સેનાપતિ જયમલ્લે રણકૌશલ્યની કેવળ કમાલ કરીને છોડ્યા અને તે જ્યાં સૂધી જીવંત છે, ત્યાં સૂધી જય મળવો દુરાપાસ્ત જણાવા લાગ્યો, ત્યારે બાબાએ સ્વતઃ તેના ઉપર બંદુકની ગોળી છોડીને તેને ઠાર માર્યો. જે બંદુકથી જયમલ્લને મારવામાં આવ્યો, તે બંદુક મારી પાસે અદ્યાપિ છે. બાબાને મૃગયાનો નાદ અતિશય હોઇને તેમણે તે બંદુકથી સુમારે વીશ હજાર પશુ અને પક્ષી માર્યાં હતાં.

## ૩૦ મૃગયાનો નાદ

બાબા પ્રમાણે મને પણ શિકારનો બહુ નાદ હતો. નિશાનબાજિમાં હું કેવળ સિદ્ધહસ્ત હોઇને વિશેષતઃ બંદુકથી શિકાર કરવામાં મને બહુ આનંદ મળતો. મૃગયા સમયે હું ઘણેખરે ભાગે બાબાની બંદુક ઉપયોગમાં લઉં છું. એક દિવસે તો મેં તે બંદુકથી વીશ મૃગને માર્યાં હતાં. મારો

આ મૃગયાનો નાદ એક ચમત્કારિક ઘટના થવાથી ઘણોખરો છૂટ્યો છે, એમ કહેવામાં કાંઈ હરકત નથી.

એક દિવસે કેટલાક માણુસો સાથે લઇને હું અરણ્યમાં મૃગયા ખેલવા ગયો હતો, તેવામાં હરિણુસમૂહમાં એક ચિત્રવિચિત્ર રંગનો અતિ સુંદર મૃગ મારી દૃષ્ટિએ પડયો. તે મૃગને બને ત્યાં સુધી જીવંત પકડવો, એવો વિચાર કરીને હું એકલો જ મારા સોબતિઓથી દૂર તેની પાછળ નિકળી ગયો. સાથેના મનુષ્યો અન્ય પશુ પક્ષીના શિકારના નાદમાં મારાથી બહુ દૂર ગયા હતા. હું તેની પાછળ લાગેલો છતાં કોઈ કોઈવાર તેની તદ્દન પાસે પહોંચતો; પણ તેટલામાં જ તે હરિણુ દૂર નીકળી જતો. છેવટે તે હાથ લાગ્યો તો નહિ, એવું જેઈને મેં મારી બંદુકની ગોળીઓ તેના ઉપર છોડવાનો આરંભ કર્યો; પરંતુ આશ્ચર્યની વાત એ કે તે તદ્દન ગોળીના નિશાનમાં જ હોવા છતાં તેને એક પણુ ગોળી લાગી નહિ. તે પ્રકાર જેઇને કુતૂહલ સાથે હું નિરાશાએ થોડો ક્રુદ્ધ બની ઘોડાને જેરથી એડી મારી. મારો ઇસારો ઓળખીને ઘોડો એટલા બધા વેગથી દોડ્યો કે, તેણે ક્ષણાર્ધમાં તે હરિણુ પાસે બે હાથના અંતર ઉપર મને આણ્યો; પણ તે હરિણુ લાગલો જ તે વિસ્તીર્ણ મેદાન ઉપર અદ્રસ્ય થયો. તે ઘટનાએ અગર કોઇપણ કારણે, ગમે તે હો, હું તત્ક્ષણુ બેશુદ્ધ થયો અને ઘોડા ઉપરથી નીચે પડી ગયો.

આ તરફ મારી સાથેના માણસોની દૃષ્ટિએ હું કયાંય નહિ આવતો હોવાથી ચારે દિશાએ તેઓ મારો ખોજ કરવા લાગ્યા. સુદૈવે મારા પુત્ર ખુરમની જ દૃષ્ટિએ હું પ્રથમ પડ્યો. તેણે મોટા બંદોબસ્તથી મને ઘેર આણીને સારા ઉપચાર કર્યા. તે ઘટનાથી હું બહુ અશક્ત થયો અને મારા હૃદયમાં પેઠેલી ભયની ધડકી સુમારે એક માસ પર્યંત કાયમ હતી. તે દિવસથી હું મૃગયા ખેલવા કવચિત્ જ જાઉં છું. મારા વયનાં પચાસ વર્ષ પૂર્ણ થયા પછી શિકાર કરવો નહિ, એવો મેં કૃતનિશ્ચય કર્યો છે. બાબા અકબર એ બાબત બહુ કૃતનિશ્ચયી હતા. વરસમાં ત્રણુ માસ માંસાન્ન ભક્ષણુ કરવું નહિ, એવો તેનો નિયમ હતો અને તે પ્રમાણે તેઓ અંતપર્યંત વર્ત્યા છે. તેમનો જન્મ જે મહિનામાં થયો હતો, તે મહિનામાં રાજ્યમાં જીવહત્યા થાય નહિ માટે તેમની સખ્ત તાકીદ હતી. તેઓ રમજાનના ઉપવાસ કરતા નહિ, પણ રમજાનના અંત દિને મસજિદમાં જઇને ઈશ્વર પ્રાર્થના કરીને ઇતર ધર્મકૃત્યો કરતા. ઉપવાસ ન કરવાના પ્રાયશ્ચિત્તમાટે તે તે દિવસોમાં ત્રણુસો કેદીઓની મુક્તતા કરીને પચાસ હજાર રૂપિયા દરિદ્ર લોકોને વહેંચી દેતા.

## ૩૧ બાલ્યકાળની મૈત્રી

તદ્દન બાલ્યકાળથી મારા રાજ્યારૂઢ થવા પર્યંત જેણે મારા સ્નેહમાં અને વિશ્વાસમાં કદી પણ અંતર પડવા દીધું નથી, એવો જુમ્મલઉદ્દિન અજ્જૂ એ એક જ છે. બાલપણામાં અમે બન્ને મિત્રો હોઇને જેવા પ્રેમથી અરસપરસ જેવું વર્તન રાખતા તેવું અદ્યાપિ પણ છે. તે કેવળ મારો મિત્ર હતો એટલું જ નહિ પણ તેના અંગે તેવા ગુણ હોવાથી મેં તેની ઉન્નતિ કરવાનું ઠરાવ્યું છે. પહેલાં તે એક હજાર પાયદળનો સરદાર હતો. મેં તેને બાર હજાર સૈન્યનો સરદાર કરીને એજાદૌલા એવો ખિતાબ દીધો. બાબાની કારકીર્દીમાં આટલા સૈન્યના સરદાર નહોતા; કારણ કે સરદારને આટલો પ્રબળ કરવો એ તેના મુત્સદ્દીપણાને યોગ્ય ભાસતું નહોતું. પરંતુ મેં તેમનો આ નિયમ તોડીને બે સરદારોના હસ્તક પુષ્કળ સૈન્ય દીધું છે. જુમ્મલઉદ્દિન અજ્જૂને જે દિવસે બાર હજાર સૈન્યની સરદારી આપી, તે દિવસે દરબાર ભરીને તે બીના જાહેર કરી અને દરબારમાં તેને એજાદૌલા એવો ખિતાબ દઇને જરીપટકાનું નિશાન, નોબત, રત્નજડિત તલવાર, અને સર્વાલંકાર સજ્જિત એક ઘોડો દીધો. પહેલાં દરબારમાં તેનો જે માનમરતબો હતો, તે હવેથી દશપટ વધારવામાં આવ્યો. પછી કેટલાક દિવસે તેની નિમણુક મેં બહાર પ્રાંતના સુબેદાર તરીકે કરી. તેને એકંદર અગિયાર પુત્રો હોઈ તે સારા કર્તસવરત હોવાથી મેં તે સર્વને એક હજારથી બેહજાર સૈન્યની સરદારી આપી. સાંપ્રતમાં દરબારમાં જુમ્મલની બરોબરીનો સરદાર એવો એતમાતઉદૌલા એ જ એક છે.

## ૩૨ મુદ્રા સંસ્કાર

રાજ્યમાં પ્રચલિત થયેલાં નાણાં ઘણાં ઘસાયેલાં દ્રષ્ટિએ આવ્યાથી સુવર્ણના અને ચાંદીના નવા સિક્કા પાડવાનો હુકમ કર્યો. રાજ્યમાંહેના દરિદ્રી લોકોના સંરક્ષણમાટે જે ધનાગાર જૂદો હતો, તેના ખજિનદાર તરીકે મિરાણસદર જાહાનની નિંમણુક કરી. તે પ્રમાણે રાજ્યમાંહેની વિધવા સ્ત્રીઓને મદદ કરવામાટે જે ભાંડાર છે, તેના ઉપર હાદજિકોકાની નિંમણુક કરી. જાહિદખાં પહેલાં પંદરસેં સૈન્યનો સેનાપતિ હતો. મેં તેને બે હજાર સૈન્યનો પ્રમુખ કર્યો. એ સિવાય મેં એવો એક નિયમ કર્યો છે કે, કોઇને ઘોડો કિંવા હસ્તિ બક્ષિસ મળતાં તે જાનવરને સરકારી પાગાથી પોષિત કરવાં. કારણ પુષ્કળ વખત એવું જોવામાં આવે છે કે, કેટલાંક જાનવરોનો સારો બંદોબસ્ત ન રહેવાથી ઉત્તમોત્તમ જાનવરો માટીમૂલ્ય થઈ ગયાં. બાબાના વખતમાં એવાં જાનવરો ઉપર દેખરેખ કરવામાટે વરસના પાંચ લક્ષ વેતનનો એક અધિકારી હતો. મેં આ ખર્ચ નિષ્કારણ જાણીને આ અધિકારીની નિમણુક રદ્દ કરી.

## ૩૩ દાનિયલનો વૈભવ

સાલાવાને દક્ષિણમાંથી દાનિયલની સર્વ સંપત્તિ આણીને તે મારે સ્વાધીન કરવાથી, મેં તેની સંપત્તિમાં શું શું છે, તે મુદ્દામ જોયું, તેમાં પંદરસો બહુ સુંદર ગજરાજ હતા. પ્રત્યેક હસ્તિની ચાર લક્ષ રૂપિયા કિંમત ધારતા, તો પણ હસ્તિની આ કિંમત કમી જ છે એમ કહેવાય. આ હસ્તિ પ્રમાણે જ ઉત્કૃષ્ટ એવા બદકશાનના આઠ હજાર ઉંટ હતા. એ ઉંટ પણ બહુ કિંમતી હતા. ચીન અને ગુજરાતમાંના કારિગરોએ તૈયાર કરેલાં રેશમી કલાબુતી વસ્ત્રો તો અસંખ્ય હતાં. ચાર કોટિ પચાસ લક્ષ રૂપિયાના રત્નાલંકાર હતા અને આઠ લક્ષ રૂપિયા નગદ હતા. દાનિયલને ત્રણસો સ્ત્રીઓ હતી. પ્રત્યેકને દાસદાસીઓ હોઇને એકેક હસ્તિ અને એકેક હય હતા. તેને પ્રત્યેકને વિવાહ સમયે ત્રણ ત્રણ લક્ષ રૂપિયા ભેટ આપ્યા હતા. આ સર્વ સ્ત્રીઓ મારી પાસે આવવાથી મેં તેને 'તમારી ઇચ્છા હોય તો દરબારમાંહેના કોઈ પણ સુશીલ સરદાર સાથે તમો વિવાહ કરો,' એવી સલાહ દીધી. જે સ્ત્રીઓને મારું આ કહેવું પસંદ પડયું, તેણે સરદારો સાથે અમારી ધર્મપદ્ધતિ પ્રમાણે વિવાહ કર્યાં. જેણે વિવાહ કર્યાં નહિ, તેની વ્યવસ્થા સારી રહે તેવો બંદોબસ્ત કરી રાખ્યો. દાનિયલના સર્વ હસ્તિઓમાં એક હસ્તિ બહુ દેખાવડો અને હુશિયાર હતો. મેં તેનું નામ ઇંદ્રગજ રાખ્યું. આવડો મોટો ગજ મેં આજ પર્યંત કયાંય પણ જોયો નહોતો. તેના ઉપર બેસવામાટે જે શિડી તૈયાર કરી છે, તે ઉંચી ચૌદ પાયરીની છે. તે ઉપરથી તે ગજની ઉંચાઈ સહજ લક્ષમાં આવશે. તેનો સ્વભાવ શાંત, વિનોદી અને ચોકસ છે. શહેરમાં આ હસ્તિ વેગથી ચાલવા લાગતાં મોટાં માણસો સાહજિક બાજુએ થાય છે; પણ એકાદું નાનું બાળક સ્વભાવતઃ તેમ જ રસ્તામાં રમતું રહેતો, તેને આ હસ્તિથી કદી પણ ઇજા ન થતાં, તે તે બાળકને સરળતાએ સુંઢમાં લઇને એક બાજુ સારી જગ્યાએ મૂકીને ચાલવા લાગે છે. આ કાર્ય ચાલતાં ચાલતાં અતિ ત્વરાએ કરે છે. તે એટલા વેગથી ચાલે છે કે, સારી ચાલનો ઘોડો પણ તેની પાછળ રહે છે. તેની શક્તિ પણ વિલક્ષણ છે. સો સો હસ્તિ સાથે તે સહજ યુદ્ધ કરે છે. આ હસ્તિ જયારે આટલો પ્રચંડ છે, તોપણ તે ખોરાક તો ઈતર હસ્તિ પ્રમાણે જ લે છે. ગજશાળામાં જેટલા ગજ છે, તે પ્રત્યેકને ૫૬ શેર તાંદુળ અને ૨૮ શેર માંસ ૧૪ શેર તેલમાં તૈયાર કરીને તે ખોરાક સવારે અને તેટલો જ સંધ્યાકાળે દેવાનો નિયમ છે. હું દરરોજ પ્રાતઃકાળમાં આજ ગજ ઉપર આરૂઢ થઇને બહાર ફરવા જાઉં છું. બેસવામાટે સુવર્ણના સુંદર હોદ્દા તૈયાર કર્યાં છે. અને તેના કંઠ તથા પગમાં ઘાલવામાટે સુવર્ણની મોટી સાંકળો

તૈયાર કરાવી છે. તેમ જ આ હસ્તિને રોજ નવરાવી ધોવરાવીને ચંદનના ભૂકાથી માલિસ કરાવું છું અને કદી કદી સારા ચિત્રકારો પાસે તેને ચિત્રાવું પણ છું. દાનિયલ સંબંધી મારી પાસે એવી તકરારો આવે છે કે, તેણે કેટલાક હસ્તિ અને કેટલીક મૂલ્યવાન્ વસ્તુઓની કિંમત તેના માલિકોને દીધી નથી. હું તે સર્વનો શોધ કરાવીને યોગ્ય કિંમત પહોંચતી કરું છું.

બહાર દેશના એક કારિગરે એક ઉત્કૃષ્ટ બંદુક તૈયાર કરીને તે દિલ્લીમાં મિરજાં રુસ્તમ પાસે વિક્રયમાટે મોકલી. તેણે તે મારા પાસે આણીને વિક્રિત લેવામાટે મને વિનતિ કરી. આવી સારી બંદુક આ પહેલાં મેં જોયેલી નહિ હોવાથી તે લેવાની મને સાહજિક ઇચ્છા થઈ. બંદુકની કિંમત કારિગરે કાંઈ વિલક્ષણ જ જણાવી હતી; તથાપિ હું બાર હજાર રૂપિયા અને દશ ઘોડા તેને દેવા કબૂલ થયો, છતાં પણ તે દેતો નહોતો. આટલી જબરદસ્ત કિંમત રાખવાનું કારણ શું? એવું તે કારિગરને પૂછતાં, તેણે લખી જણાવ્યું કે, 'આ બંદુક ફોડવામાટે અગ્નિ લગાવવાનું કંઈ પ્રયોજન નથી. ઘોડો દાબ્યો કે, આપોઆપ દારૂ સળગે છે. તેમ જ એક પછી એક એમ સો ગોળી છોડવા છતાં પણ તે તપતી નથી, અને મુખ્ય બાબત એ છે કે, લક્ષ્ય ભેદ કરવા માટે એવી ખુબી કરી રાખી છે કે, સાધારણ મનુષ્યથી પણ નિયમ ચુકાતો નથી.' આ બંદુકમાં જ્યારે આટલા ગુણો છે, ત્યારે બાર હજાર કરતાં અધિક કિંમત દેવાની મારી ઇચ્છા ન હોવાથી મેં તે બંદુક તે કારિગરને પાછી મોકલી દીધી.

આજ દિવસે કાબૂલકંદહારના માર્ગે આવનારા વ્યાપારીઓના સંરક્ષણમાટે રાખેલા કાજિ અબદુલ્લા તરફથી મને એક પત્ર મળ્યો. તેમાં તેણે એવું જણાવ્યું હતું, કે આ માર્ગથી પરદેશના જે વ્યાપારીઓ આવે છે, તેના ઉપર કોઈ પણ પ્રકારનો કર ન હોવાથી સરકારને બહુ નુકસાન થાય છે, તે માટે તેના ઉપર કર નાખવાની પરવાનગી આપવી. આપ પત્રમાં તેણે રાજ્યની હાનિનો મોટો હાઉ ચિતર્યો હતો; પણ તેનું કારણ મેં તૂર્ત જ જાણી લીધું. વાસ્તવિક એવો કર નાખવાથી રાજ્યને થોડો ઘણો ફાયદો થાય એ વાસ્તવ છે; પણ આવા વખતે માર્ગરક્ષક અધિકારી વ્યાપારીને બહુ ત્રાસ આપે છે અને તેની પાસેથી સ્વતઃમાટે જુલમ કરી પૈસા કઢાવે છે; એવો અનુભવ હોવાથી મેં મારા સર્વ રાજ્યમાંથી આ કર લેવાતો બંધ કર્યો હતો. કાજિ અબદુલ્લાનો પત્ર આવ્યાથી મેં પુનઃ સર્વ રાજ્યમાંહેના માર્ગરક્ષકોને હુકમ કર્યો કે, હિંદુસ્થાનમાં પરદેશના જે વ્યાપારીઓ પોતાનો માલ લઇને આવે છે, તેનો કોઇએ અટકાવ કરવો

નહિ અને સંતોષથી કિંવા બલપૂર્વક તેની પાસેથી કોઇએ કાંઈ લેવું નહિ. આ નિયમનું ઉલ્લંઘન કરીને જે વ્યાપારીઓને ત્રાસ દેશે, તેને પ્રસંગે પ્રાણુદંડની પણ શિક્ષા ફરમાવી જશે. બાબાના સમયમાં આ કર હોવાથી રાજ્યને દરસાલ નવ કોટિ રૂપિયા પ્રાપ્ત થતા હતા, પણ આ કરથી પર દેશના વ્યાપાર સાથે હિંદુસ્થાનના વ્યાપારનો જોઇએ તેવો વ્યવહાર ચાલતો ન હોવાથી અપ્રત્યક્ષ રીતિએ રાજ્યનું નુકસાન થતું હતું તે ન થાય માટે આ કર કાઢી નાખ્યો. સય્યદ કમાલ નામક એક સરદારની નિમણુક દિલ્લીના ન્યાયાધીશ તરીકે કરી હતી; પરંતુ તેણે મોટી દક્ષતાએ ન્યાય-સભાને ન્યાય વિક્રિત સ્થાન બનાવીને પૂર જોરથી ન્યાયવિક્રયનું શરૂ કર્યું. આ બાબત મારી જાણુમાં આવતાં મેં તેને સપ્રમાણુ પકડીને ન્યાયાસનથી ભ્રષ્ટ કર્યો. તેને વાસ્તવિક મોટી શિક્ષા ફરમાવી જોઇતી હતી; પરંતુ બાબા અકબર તેને પોતાના બંધુ પ્રમાણે માનતા હતા તેથી મેં તેને ફક્ત અધિકારભ્રષ્ટ કર્યો. એ જ કારણથી આસફખાંની જાહાંગીર ખૂંચવી લઇને બાજ બહાદૂરને આપી. ઉદયપૂરના યુદ્ધમાં પારવિજને અફગાન સરદાર સેરિફખાંએ સારી મદદ કર્યાનું જણાયાથી મેં તેને ત્રીશ હજાર રૂપિયા બક્ષિસ આપ્યા. મારા સાળા હિંદલમિરજાંની પુત્રી સાથે સાકલીખાંના વિવાહ કરી દીધા. એ જ કન્યાયે કેટલાક દિવસ ખુરમનું સંરક્ષણ કર્યું હતું.

## ૩૪ ખુશરુનો પિતૃદ્રોહ

કેટલાક દુષ્ટ માણસોની ખરાબ સલાહથી ખુશરુ તારીખ ૩૧. માર્ચ. સન ૧૬૦૬ના દિવસે રાત્રિએ દોઢથી બે વાગ્યાના અરસામાં પોતાના પિતાનું સ્નેહમય આશ્રયસ્થાન છોડીને પંજાબ તરફ નાસી ગયો. રાત્રિના બે પ્રહર ગયા પછી ખુશરુના મહાલય ઉપરના અનુચરોપૈકી એક વજિર-ઉલ-મુલ્કને એવી ખબર દીધી કે, રાજપુત્ર ખુશરુ થોડા વખત પહેલાં બહાર ગયા, તે અદ્યાપિ પાછા આવ્યા નથી. તેણે તે બીના અમિર-ઉલ-ઉમરાવને જણાવી અને તે ઉભયે ખુશરુના નોકરોને જાગૃત કરીને સર્વ મહાલયમાં શોધ કરી. ખુશરુ ક્યાંય મળ્યો નહિ. એવું જોઇને તેના નાસી ગયાનું અનુમાન કર્યું, અને તે હકીકત જણાવવામાટે મારા મહેલમાં આવ્યો. તે વખતે હું કેવળ ગાઢ નિદ્રામાં હતો. એકદમ મારા ખોજાએ મને જાગૃત કરવાથી મનમાં અનેક કુકલ્પના આવવા લાગી. ગુજરાત કિંવા દક્ષિણમાં શત્રુએ પુનઃ બંડનો આરંભ કર્યાની બાતમી કહેવામાટે એ ધણે ભાગે આવ્યા હશે, એવું મને ભાસ્યું. પણ તેની ભેટ લેતાં ખુશરુના નાસી જવાનું જણાયું. ખુશરુ નાસી ગયા પછી સુમારે બે અઢી કલાકે આ હકીકત મારી જાણમાં આવી. તેથી પ્રાતઃકાળ થવા પર્યંત થોભવાથી તે અધિક

દૂર નીકળી જશે, એ ભીતિથી તે જ વખતે તેની શોધે જવાની તૈયારી કરવાનું મેં મારા કેટલાક માણસોને કહ્યું. તેની શોધમાટે પ્રથમ ખુરમને મોકલવો, એવો મારો પ્રથમ વિચાર હતો; પણ અમિર–ઉલ–ઉમરાવે એવી શંકા લીધી કે, 'ખુશરુની શોધ અમો કરતા હોઇએ તેવામાં ખુશરુએ કેટલુંક સૈન્ય વગેરે એકઠું કરીને અમારા સામે યુદ્ધ કરવાની તૈયારી કરી, ત્યાર પછી શું કરવું, તેનો અમારા સર્વ સૈન્યે વિચાર કરવો પડશે.' અમીર–ઉલ–ઉમરાવના આવા બોલવાનો અર્થ હું ત્યારે જ સમજ્યો. હું બોલ્યો. આપણા ધર્મમાં એવું કહ્યું છે કે, જે પુત્ર પિતૃદ્રોહ કરીને સામ્રાજ્યનો નાશ કરવાનું ઇચ્છે છે, તેને મારવામાં કાંઈ હરકત નથી. યુદ્ધની ગર્દીમાં ખુશરુ કદાચિત્ તમારા માણસોના હાથે મરણ પામવાથી હું તમોને દોષ દેનાર નથી; તથાપિ બને ત્યાં સૂધી તો યુદ્ધનો પ્રસંગ ન આણતાં તેને પકડીને આણવાનું કરો.

મારો આવો હુકમ થતાં ખુરમ તે જ રાત્રિએ સૈન્ય અને અમીર–ઉલ–ઉમરાવ સહ નીકળી ચૂકયો. ખુરમ એ ખુશરુ કરતાં નાનો છે. વાસ્તવિક રાજ્ય ઉપર અધિકાર ખુશરુનો છે, પણ અમારા ધર્મમાં એવું કહ્યું છે કે, મોટા પુત્રનાં આચરણ સારાં ન હોય તો રાજ્ય તેનાથી જે કનિષ્ઠ હોય તેને અર્પણ કરવું. આ ધર્માજ્ઞા પ્રમાણે મેં મારું રાજ્ય ખુરમને દેવાની યોજના કરી છે. ખુરમ અને અમીર–ઉલ–ઉમરાવ સૈન્યસહ નિકળી ગયા પછી બીજે દિવસે ખુશરુ વિષયી મારો ક્રોધ ન્યૂન થયો અને રાત્રિનું અમીર–ઉલ–ઉમરાવનું બોલવું વારંવાર મનમાં આવવા લાગ્યું. મારા સ્વતઃના ત્યાં જવાથી કદાચ ખુશરુએ કેટલુંક સૈન્ય એકઠું કર્યું હશે, છતાં યુદ્ધ પ્રસંગ ટાળીને ખુશરુને કુશલ સ્થિતિમાં ઘરે લાવી શકાય. બાળકે ગમે તેટલો પિતૃદ્રોહ કર્યો, છતાં પિતૃવાત્સલ્ય એ કાંઈ નિરાળું જ છે. તે વિચાર મારા મનમાં આવ્યાથી ક્ષણનો પણ વિલંબ ન કરતાં સૈન્યનો જમાવ કરવાનો મેં આરંભ કર્યો. શહેરમાંના અને પાસે આવેલા સરદારો પ્રતિ નિરોપ મોકલી તેને સસૈન્ય બોલાવ્યા. જે દૂર હતા તેમને પાછળ આવી મળવાનો હુકમ કર્યો. રસ્તામાં આવનારા સરદારોની કુમક માર્ગમાં જ મેળવવી, માટે તેઓને તેવી સૂચના દઈ રાખી. થોડા જ વખતમાં કેટલાક સરદાર ચાલીશ હજાર ઘોડેસ્વાર લઇને મારી પાસે આવ્યા. આ સૈન્યમાં ઉંટ મૂળ જ નહિ હોવાથી એક લક્ષ ઉંટ યુદ્ધમાટે સર્જ્યા કર્યા અને પ્રત્યેક સરદારોને થોડા થોડા આપ્યા. પાછળથી જે સરદારો આવશે તેને પણ કેટલાક ઉંટ દેવાની વ્યવસ્થા કરી. આટલી તૈયારી કરીને હું ઇશ્વરાશીર્વાદ માગીને અશ્વારૂઢ થયો અને સસૈન્ય પંજાબને માર્ગે પડ્યો. આટલી તૈયારી કરવામાં બે દિવસ

સહજ લાગ્યા. આગ્રા છોડ્યા પછી ત્રણ કોશ ઉપર સિકંદરા ગ્રામ છે તે ગ્રામ પાસે સૂર્યોદય સમયે આવી પહોંચ્યા. આ ગ્રામમાં બાબા અકબરનું સમાધિગૃહ હોવાથી તેનાં દર્શન કરવા માટે મેં થોડો વખત ત્યાં મુકામ કર્યો. દોસ્ત મહંમદ અને મહમદબેગ એ ઉભય સરદાર આગ્રા અને પંજાબના માર્ગ ઉપર હોવાથી તે પહેલેથી જ ખુશરુની ખોજમાટે બહાર પડ્યા હતા. તેની પાછળ મોકલેલા સાંઢણીસ્વારોએ એવી ખબર આણી કે, ખુશરુએ આટલા અવધિમાં ત્રીશ હજાર સૈન્ય જમાવીને તે સિંધૂનદીની ડાબી બાજૂએ પંજાબમાં જાય છે. ખુશરુએ કોની સહાય મેળવી છે અને તેને બીજા કોણ કોણ સહાય કરનાર હતા, તેની માહિતી પણ તે સાંઢણીસ્વારોએ આણી હતી. મિરજાંસારોથના પુત્ર મિરજાંહુસેન એ ખુશરુના સલાહગારો પૈકીનો એક છે; એવું પણ મને આ વખતે સમજાયું. તે સસૈન્ય ખુશરુ સાથે જનાર હતો; પણ કેટલાંક કારણોથી તે જઈ શક્યો નહિ. આ મિરજાંહુસેન સિકંદરાનો રહેનાર હતો. મેં તેને તાબડતોબ પકડ્યો અને સર્વ હકીકત પૂછી ત્યારે તેણે પોતાનો અપરાધ કબૂલ કરી ખુશરુની સર્વ યોજના પણ મને જણાવી. અપરાધ કબૂલ કરવાથી મેં તેને કેદ કરીને મારી સાથે લીધો. સિકંદરાથી અત્રે આવતાં છતાં પ્રયાણના શુભાશુભ જોવામાટે મેં મારા મનમાં એક યોજના કરી હતી, તેનો અત્રે ઉલ્લેખ કરવો યોગ્ય છે. મારા પ્રપિતા બાદશાહ હુમાયૂનના સંબંધે પણ એવીજ એક ઘટના ઉદ્ભુત થઈ હતી. તે પંદર વરસની વયના હતા છતાં પિતાના એટલે બાદશાહ બાબરના સમાધિગૃહનાં દર્શનમાટે ચાલ્યા હતા. માર્ગમાં તેના મસ્તિષ્ક ઉપર ઉંચે આકાશમાં એક પક્ષી ઉડતું જોઇને તે પોતાના માણસોપ્રતિ બોલ્યા:- 'જો આ પક્ષી મેં એક બાણથી માર્યું, તો હું સામ્રાજ્યનો અધિપતિ થઇશ.' એમ કહીને તેમણે બાણ છોડ્યું. તે સાથે આકાશમાં ઉડતું પક્ષી મરીને નીચે પડ્યું, અને તેનું તે ભવિષ્ય પાછળથી કેવળ સત્ય થયું. મેં પણ તે જ પ્રમાણે શુભાશુભ જોવામાટે મનમાં ત્રણ નામો યોજ્યાં. અને તે નામનાં માણસો જો ક્રમે ભેટશે તો આ સ્વારી યશસ્વી થશે, એવું કલ્પ્યું. તે મનઃકલ્પના સત્ય થઈ. બાબા અકબરની સમાધિથી એક કોસ દૂર ગયા પછી માર્ગમાં એક વટેમાર્ગુ મળ્યો. મેં તેનું નામ પૂછતાં તેણે પોતાનું નામ મુરાદખાન એવું કહ્યું. તે નામ સાંભળીને મને ખરેખર આશ્ચર્ય થયું. કારણ કે મેં મારા મનમાં તે જ નામ યોજ્યું હતું. બાદશહા બાબરની સમાધિ પાસેથી જતાં એક નાના માર્ગેથી ગધેડાની પીઠ ઉપર બાળવાનાં લાકડાં લાદીને અને સ્વતઃ પણ એક કાષ્ઠનો ભારો મસ્તક ઉપર લઇને એક માણસ ચાલ્યો આવતો હતો. મેં તેનું

નામ પૂછતાં તેણે પોતાનું નામ દૌલતખાજા (સૌભાગ્યવાન્) કહ્યું. આ નામ શ્રવણ થતાં મને અતિ આનંદ થયો. અને માણસો પ્રતિ બોલ્યો, 'હવે જો સાદત નામાભિધાની મનુષ્યની પ્રથમ ભેટ થશે, તો આ સ્વારી યશસ્વી થનાર, એ કેવળ નિઃસંશય છે.' આ મારું બોલવું સાંભળીને કેટલાક સરદારોને આશ્ચર્ય લાગ્યું, અને તેણે તેનું કારણ પૂછ્યું. મેં તેને શુભાશુભ જોવાની મનોમય યોજેલી કલ્પના કહીને તે પ્રમાણે બે માણસ ભેટ્યાનું કહ્યું. તે પછી થોડા જ વખતમાં એક નદીને કાંઠે એક બાળક ઢોર ચારતો દૃષ્ટિએ આવ્યો. બીજા કોઇને ન મોકલતાં હું પોતે જ તેની પાસે ગયો. અને તે બાળકને તેનું નામ પૂછ્યું. તેણે પોતાનું નામ સાદેતખાજા (મંગલજનક) એવું કહ્યું. તે નામ સાંભળી મને અને અન્ય સરદારોને જે આનંદ થયો, તે કલ્પનાતીત છે. હાંહાં કહેતાં તે શુભ સમાચાર સર્વ સૈન્યમાં પ્રસરવાથી સ્વાભાવિક ઉત્સાહથી સૈન્ય આગળ ચાલવા લાગ્યું. ખુશરુનો પીછો બને ત્યાં સૂધી જલદી પકડવાનો મારા મનમાં હોવાથી સર્વ સૈન્ય ત્વરાયે માર્ગક્રમિત હતું. પણ મધ્યાહ્નના બે પ્રહરના સમયે ગ્રીષ્મના તપ્ત તાપે સર્વ સૈન્યને વિશ્રાંતિની જરૂર જણાવાથી મધ્યાહ્ન કાળ વ્યતીત કરવા માટે ધાટી ઝાડી જોઇને મુકામ કરવાની મેં સૈન્યને આજ્ઞા કરી હતી. તે પ્રમાણે એક દિવસે બપોરે, હું એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લેતો બેઠો હતો તેવામાં રાજ્યતૃષ્ણા અને મનુષ્યનું સત્ય ધ્યેય એવા બે વિષય મનમાં ઉદ્ભવવાથી અંતઃકરણમાં ઔદાસીન્ય ઉત્પન્ન થયું. જે રાજ્યતૃષ્ણા પિતૃત્વાદિ સાથે વર આણવામાં પણ ન્યૂનતા કરતી નથી, તે ધિક્કાર છે, એવું હું મારા પ્રતિ બોલ્યો. ખાન-ઈ-આજિમ મારી પાસે બેઠો હતો, તેને મેં મારા અંતઃકરણની સ્થિતિ સ્પષ્ટ કરી દેખાડી. હું આટલો ઐશ્વર્યસંપન્ન છું; પણ આ ઐશ્વર્યમાં કેટલું સૌખ્ય છે તે તું કહે; એવો મેં તેને પ્રશ્ન કર્યો હતો, તે કુંઠિત થયો. અવિશ્વાસી પુત્ર કરતાં વિશ્વાસી નોકર શતપટ મોટો છે. સત્ય પ્રેમનો લાભ એવા જ નોકરોને દેવો એ એક પુણ્યકૃત્ય છે. વિશ્વાસુ નોકરોની મને જો સહાય ન હોય, તો આટલી ત્વરાએ સૈન્યની તૈયારી થઈ નહોત, અને ખુશરુનો શોધ પણ આટલી ત્વરાએ થયો નહોત. એવા વિશ્વાસુ નોકરોની મને સહાય છે, તે માટે તે ઈશ્વરનો હું અત્યંત ઋણી છું. ખુશરુની શોધમાં આટલી ત્વરાએ જો લાગ્યા નહોત, તો તે હિંદુસ્થાનની બહાર પડીને સરહદ ઉપરના બંડખોર લોકોની સહાય મેળવત અને પછી તેનું પારિપત્ય કરવું પુષ્કળ કઠિન થયું હોત; પરંતુ અત્યારે તેની પાસે બહુ ઓછું સૈન્ય હોવાથી અને તે પણ લઢાઇમાં ઉભા રહેવાની યોગ્યતાએ ન હોવાથી ખુશરુને

યોગ્ય એવું શાસન સત્વર જ કરી શકાશે, એવો મને વિશ્વાસ ઉત્પન્ન થયો.

બીજે દિવસે એક નાના પણ રમણીય ગ્રામ પાસે હું સસૈન્ય વિશ્રાંતિ લેતો હતો ત્યાં ખુશરુ સંબંધે એવા ખબર મળ્યા કે, તેણે એકઠા કરેલા બંડખોરો પૈકી હુસૈનબેગે પોતાના સર્વ સૈન્યને હિંદુના પવિત્ર ક્ષેત્ર મથુરાંને લુંટવાની પરવાનગી આપી. તે હુકમ સાથે સૈન્યે શહેરમાં પ્રવેશ કરી અમાનુષતાએ પ્રજાને લુંટી પ્રજાનું અનન્વિત છળ કર્યું. સેંકડો માણસો મૃત્યુમુખે પડ્યા. મથુરા શહેરનું તે ભયંકર સ્વરૂપ જોઇને ખુશરુના મન ઉપર બહુ વિલક્ષણ પરિણામ થયું, તેના નેત્રામાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તે પોતાના એક મિત્ર પાસે બોલ્યો કેઃ–'મેં આ દુષ્ટ જનોના નાદે લાગીને મારા પિતાનો આશ્રય છોડ્યો, એ બહુ ખરાબ બાબત કરી. આ દુષ્ટની સંગતિથી મારો પૂર્વ વૈભવ તો ગયો, પણ માન અને કીર્તિ પણ નષ્ટ થઇને 'એક લૂટારુ' એવા સંબોધને લોકો મને બોલાવા લાગ્યા. મારા પિતા, પ્રજા ઉપર પ્રેમ કરે છે, તેના સુખવિષયી કેટલી કાળજિ લે છે, અને મેં મૂર્ખાએ તે પ્રજાઓ લૂટીને માર્ગના ભિખારી કર્યા, એટલું જ નહિ, પણ કેટલાકના પ્રાણ પણ લીધા. આ સર્વ પાપ કૃત્યોનો હું જ જવાબદાર છું. આટલા દિવસ બાબા પાસે અપરાધ કબૂલ કરીને ક્ષમા મેળવવાની આશા હતી; પણ એવી કેટલીક બાબતો બાબાના કાન ઉપર ગઈ હોવાથી તે મને નિઃસંશય ભયંકર શિક્ષા કરશે.' આ ખુશરુનો ભય સત્ય હતો. તથાપિ તે જે શકય તેટલી ત્વરાએ આવીને મારી ક્ષમા માગે, તો હું તેના અપરાધની ક્ષમા કરીને તેને પૂર્વના ઇતમામ પ્રમાણે જ રાખીશ. પણ તે ક્ષમા માગવા આવે એવું મને ભાસતું નથી. અપરાધ પોતાથી થતાં છતાં, તે કબૂલ કરીને ક્ષમા માગવી એવા મનોધૈર્યનાં માણસો ઘણાં અલ્પ હોય છે. તેમાં બીજા એક પછી એક અપરાધ થવા પછી તે અંતઃકરણમાં જે થોડી પણ શરમ હોય છે તે નષ્ટ થઇને એવો મનુષ્ય સારાસારનો ભેદજ જાણી શકતો નથી. ખુશરુનો આ કાંઈ પ્રથમ અપરાધ નથી. બાબા અકબર બિમાર છતાં તેણે આજ પ્રમાણે મારી વિરુદ્ધ એક વ્યૂહ રચ્યો હતો. તેનો ઉલ્લેખ કરવો યોગ્ય હોવાથી અત્રે કરું છું.

## ૩૫ શાહનશાહ અકબરનું મૃત્યુ

બાબા અકબર મરણ પૂર્વે આજારી હતા; તેઓ આ વ્યાધિમાંથી બચશે નહિ, એવું જોઇને પિતા અકબરના દરબારમાંહેના જે સરદાર વગેરે લોક મારી વિરુદ્ધ હતા, તે મને સિંહાસન પ્રાપ્ત થાય નહિ માટે ખટપટ કરવા લાગ્યા; પરંતુ ઇશ્વરી સંકેત તેવો ન હોવાથી મારી કાંઈ

પણ પ્રકારની ખટપટ શિવાય હું સિંહાસન ઉપર આવી બેઠો. તા. ૧૬ સપટેંબર સન ૧૬૦૫ ના દિવસે બાપાની પ્રકૃતિ વિશેષ બગડી. ઔષધ લીધા પછી ભૂખ રુચિ બદલવા માટે કેટલાંક સારાં પ્રકારનાં ફળ તેમને ખાવા માટે દેવામાં આવતાં. આ ફળાહારથી જ તેમની પ્રકૃતિ બગડી, એવો વૈદ્યોનો મત પડવાથી તેઓ પાસે રહેલા આપ્ત સ્વકીયો ઉપર થોડા ગુસ્સે થયા અને બીજે દિવસે પીવાને પાણી પણ લીધું નહીં. તેવી સ્થિતિમાં પાસે રહેનારા અમિનુદ્દી નામક આપ્ત જુગાર રમે છે, એવું જાણવાથી તેઓ તેના ઉપર બહુ ગુસ્સે થયા. આ ઉભય કારણોથી તેમની પ્રકૃતિ થોડી અધિક બગડી. હકીમ મુજફ્ફર અને હકીમ અલ્લી એવા બે વૈદ્યો બાપાને ઔષધ દેતા હતા. બાપાને સારી શક્તિ આવવા માટે હકીમ અલ્લીએ એક ઔષધ આપવું શરુ કર્યું અને તેના ઉપર ખિચડી ખાવાનું કહ્યું. તે પ્રમાણે બાપા તે ઔષધ અને ખિચડી ખાવા લાગ્યા; પણ અશક્ત પ્રકૃતિમાં ખિચડીનું પથ્ય જાચક થઇને બાપાને પેટમાં દુઃખવા લાગ્યું. હકીમ મુજફ્ફર હકીમ અલ્લીનો દ્વેષ કરતો હોવાથી તેણે હકીમ અલ્લીની નાલસ્તી કરવાનો આરંભ કર્યો. તેને વૈદ્યકીય જ્ઞાન તો નથી, કિંવા તે રાજ્યકારણની ખટપટમાં પડીને આવું ચમત્કારિક ઔષધ બાદશહાને આપે છે, એવું તે કોઈ કોઈ પાસે બોલવા લાગ્યો. આ હકીકત મારા જાણવામાં આવવાથી મેં હકીમ મુજફ્ફરને તેવું ન બોલવા માટે સૂચવ્યું. કારણ કે હકીમ અલ્લી એ સત્યતઃ એક વિદ્વાન્ વૈદ્ય હોઇને તે કાંઈ દુષ્ટ જનોની સલાહ પ્રમાણે વર્તે તેવો નીચ પ્રકૃતિનો પણ નથી. તેના પાસેથી ઔષધ દેવામાં ભૂલ થઈ ખરી, પણ તે તેની સમજથી થઈ; તેથી તે માટે તેને દોષ ન દેતાં બહુ તો તેનું ઔષધ આગળ લેવું નહીં એટલે થયું, એવું કહીને મેં સર્વને સમજાવ્યા. બાપાની માંદગીમાં હું પ્રાતઃકાળે અને સંધ્યા સમયે તેમની પ્રકૃતિ જોવા અને ત્યાં બે ત્રણ કલાક તેમની પાસે બેસીને તેની સેવા શુશ્રુષા કરતો. ઘણેખરે ભાગે હું એકલો જ તેમના મહાલયમાં જતો હતો. એક દિવસે તેમની પાસે મારા શિવાય કોઈ નહીં હોવાથી બોલ્યા, 'તું તારા શરીર સંરક્ષક લીધા સિવાયે મહાલયમાં આવતો જતો નહીં.' બાપાના આ શબ્દો ઉપરથી મારી વિરુદ્ધ મહાલયમાં કાંઈ પણ ખટપટ ચાલે છે, એવું મેં સહજ અનુમાન કર્યું. આ બીના પિતાજીના મૃત્યુના દશ દિવસ પહેલાની છે. બીજે દિવસે હું થોડું સૈન્ય અને શરીર સંરક્ષક લઇને નીકળ્યો; પણ મને ત્યાં આવતો જોઇને મહાલયમાંહેના માણસોએ પિતાની અનુમતિ શિવાય મહાલયના દરવાજા બંધ કર્યા. હું મુખ્ય દ્વારપર્યંત ગયો; પણ 'જવાનો હુકમ નથી,' એવો દ્વાર ઉપરના પહેરગીરોએ રોકડો જવાબ

દીધા પછી હું સૈન્યસહ પાછો ગયો અને બાબાના બોલાવ્યા શિવાય જવું જ નહીં, એવો મેં નિશ્ચય કર્યો.

બાબાના કહેવાથી જ મને મહાલયમાં જવાની બંધી છે, એ બીના મને અસત્ય ભાસી. કારણ કે બાપા તેમ કહે નહીં, એવી મારી પૂર્ણ ખાત્રી હતી. આ સર્વ કૃત્ય ખુશરુનું હતું. બાદશહા સેલીમને એટલે મને રાજ્યાર્પણ ન કરતાં તે વિશેષે કરીને ખુશરુને આપશે, એવી સમજના જે સરદારો હતા, તેઓ તે દિવસથી જ ખુશરુની ખુશામતમાં ગર્ક થયા હતા. એવા જ કેટલાક સરદારો પાસે મહાલયના સંરક્ષણનું કાર્ય હોવાથી તેણે બાદશહાની અને મારી ભેટ થવા દેવી નહીં, એવો વ્યૂહ રચ્યો હતો. તેમાં બે હેતુ હતા. બાપાનું મન મારા વિષયી કલુષિત થાય, અને મારા મનમાં બાપાવિષયી સંશય ઉત્પન્ન થાય. પણ આ કાર્યમાં બાપાનો કાંઈ સંબંધ નથી, એવું હું તે દિવસથી જાણતો હોવાથી અને પ્રસંગ આવતાં બે હાથ કરવાની તૈયારી જોઇએ, એ દ્રષ્ટિથી સૈન્યની તૈયારી કેવળ ઉત્કૃષ્ટ એવી તૈયાર કરી રાખી. મહાલયમાં જેમ ખુશરુના પક્ષના કેટલાક સરદારો હતા, તેવા મારા પક્ષના પણ કેટલાક હતા. તેમાં મોકારબખાં, મિરન સદર જહાન, મિરરેઝાઉદ્દીન અને ખાજા ઉઇસ એ મુખ્ય હતા. તે વખતે રાજ્યમાં અત્યંત પ્રબલ એવો સરદાર રાજા માનસિંહ હતો. સમસ્ત રાજ્યમાં તેના શબ્દોને વિલક્ષણ માન હોવાથી તે બોલે તે પૂર્વદિશા, એવી સ્થિતિ હતી. તે કોને સહાય કરવા તૈયાર છે, તે જાણવું ઘણું ખરું અશક્ય જ હતું, પણ મોકારબખાંએ તેની ભેટ લઇને તેનો એક પત્ર મને લાવી આપ્યો. તેમાં માનસિંહે એવું લખ્યું હતું કે; 'બાદશાહાના તખ્તઉપર ધર્મદષ્ટિએ આપનો જ અધિકાર છે, અને આપને જ સિંહાસન પ્રાપ્ત થાય, માટે શક્ય તે પ્રયત્ન કરવામાં હું કદીપણુ આળસ કરનાર નથી.' માનસિંહ મારા પક્ષમાં છે એ જોઇને હું પુષ્કળ નિશ્ચિત થયો. મોકારબખાંના આ પ્રયત્ન માટે મેં તેની પાસે અંતઃકરણ પૂર્વક કૃતજ્ઞતા પ્રગટ કરી. મોકારબખાં મારાપ્રતિ પ્રથમથી જ વિશ્વાસે અને મારા હિત પ્રતિ દૃષ્ટિ રાખીને વર્તે છે. તેને બાબાએ બે હજાર ઘોડે સ્વારની સરદારી આપી હતી; પરંતુ બાબાએ મને બાર હજાર સૈન્યની સરદારી આપવાથી મેં તેના તાબામાં ત્રણ હજાર સૈન્ય આપીને તેને મારો મુનસબદાર બનાવ્યો. બાપા આટલા આજારી છતાં તેની સેવા શુશ્રૂષા કરવાનું મારા પ્રારબ્ધમાં નહીં, એ જોઈ મને બહુ ખરાબ લાગે છે. આ અંતઃકરણમાંની વેદના અસહ્ય થવાથી તે કોઈ પાસે પણ કહીને દુઃખ હલકું કરી લેવું જોઇએ. મિરન સદરજહાને આ સંબંધે મને ઇરાનુમાંની એક વાત કહી. તેનું અને મારી સ્થિતિનું સામ્ય છે. ઇરાનના બાદશહા શહાત-

મારપર ભયંકર આજારી પડી ને તેની બચવાની આશા રહી નહીં, તેથી હૈદરમિરજાં અને શહાઇસ્માઇલ એવા બે ગાદી મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ગાદી ઉપર ખરો હક્ક શહાઇસ્માઇલનો હતો. તે પ્રમાણે તેને યશ મળીને તે તખ્તનશીન થયો. તેવો જ પરમેશ્વર મને પણ યશ દેશે, એવો મને પૂર્ણ વિશ્વાસ હતો.

બાબા પાસે જવાની મને બંધિ થવાથી મારા વિષયી તેમને ગેર-સમજ થાય નહીં, એ ઉદ્દેશથી મેં મારા પુત્ર પારવિજને મહાલયમાં મોકલી બાપાને એવું જણાવ્યું કે, 'મારા મસ્તિષ્કમાં અતિ દુખાવો થવાથી હું આપની પ્રકૃતિ જોવા આવ્યો નહીં, તે માટે મને ક્ષમા આપશો.' પારવિજે મારો આ નિરોપ બાપાને કહ્યાથી તેમણે પ્રથમ ઈશ્વરની કરુણા માગીને મારું આરોગ્ય ચિંતવ્યું. પછી તે પારવિજ પ્રતિ બોલ્યો; 'આ વખતે મારી પાસેથી તું દૂર કાં રહ્યો, એવું સેલિમને પૂછ અને તેને કહે કે, મારા મરણ પછી તને ઈશ્વરકૃપાએ નિર્વિઘ્નપણે સિંહાસન મળશે.' પિતાજીના આ શબ્દોથી મને કલ્પનાતીત આનંદ થયો અને મારા વિરુદ્ધ જે કોઈ સરદાર હતા, તેને અત્યંત ચિંતા ઉત્પન્ન થઈ. તેને આટલા સમય પર્યંત એવી આશા હતી કે, બાદશહાનું મન સેલીમ વિષયી કલુષિત બનીને તે મૃત્યુ સમયે ખુશરુને જ ગાદી દેવા માટે ઉદ્‌ગાર કાઢશે; પણ પારવિજ પાસે તેમણે સેલીમને એટલે મને ગાદી દેવા માટે ઉદ્‌ગાર કાઢેલા સાંભળીને મારા વિરુદ્ધ થયેલા સરદારોમાં ઘણી જ ગડબડ થઈ રહી. મારા વિરુદ્ધ જે લોક હતા, તેમાં મુસલમાન પુષ્કળ હોઇને હિંદુઓ અતિ અલ્પ હતા. તેનું કારણ મને એવું જણાય છે કે 'ગમે' તે થાય તોપણ ગાદી તો જ્યેષ્ઠ પુત્રને જ મળે એ ધર્મ ન્યાય છે, એવી જે તેમની સમજ છે, તેથી તે મારી વિરુદ્ધ થયા ન હોતા. મારા વિરુદ્ધ થયેલા હિંદુ મુસલમાન સરદારોએ શક્ય પ્રયત્ન કરીને ખુશરુને જ સિંહાસન પ્રાપ્ત કરી આપવું, એવી પ્રતિજ્ઞા લેવાના સમાચાર પણ મને મળ્યા હતા. ખાન-ઈ-આજિમ મારા વિરુદ્ધ હોઇને જે દિવસે આ શપથવિધિ થયો હતો, તે દિવસે તેણે તે હકીકત ખુશરુને જણાવી અને 'આસપાસ શત્રુ છે, માટે સંભાળીને વર્તવું,' એવું સૂચવ્યું. ખુશરુએ પણ મારા વિરુદ્ધ થયેલા સરદારોને જણાવ્યું કે, 'ઈશ્વરકૃપા અને તમારી સહાયથી હું હિંદુસ્થાનનો બાદશાહ થઇશ, એવો મને ભરોંસો છે.'

આ સમયપર્યંત બાબાની પ્રકૃતિ વિશેષ બગાડવાનાં ચિહ્નો જણાતાં નહોતાં. આ દુખાવો છેવટનો છે, એવું સ્વતઃને પણ જણાતું નહોતું. સ્વાસ્થ્યકારક એવા અન્યસ્થાનાપન્ન થવાથી પ્રકૃતિ સુધરશે, એવી વદ્યોની તેમને

સલાહ હતી અને તે પણ યમુનાના સામા કિનારા ઉપર જઈ રહેવાનો વિચાર કરતા હતા. આજ જવું, કાલ જવું, એવું તેમનું ચાલ્યું હતું. એક દિવસે ખાન-ઈ-આજિમે બાપાના વાયુપરિવર્તનની વિરુદ્ધ કહેવા લાગ્યા. એટલું જ નહીં, પણ બાદશાહ આ દુઃખાવાથી ઘણા ખરા ઉઠી પણ શકતા નથી, તેવામાં તેણે ખુશરુને રાજ્ય દેવાની કેટલીક વ્યવસ્થા આગળથી કરી રાખવી એ ઉત્તમ છે, એવું તે પિતાજીને સૂચવવા લાગ્યા. ખાન-ઈ-આજમ બહુ મિષ્ટભાષી અને કાર્યસાધુ હતો. તેણે અન્ય ઉપર પ્રભાવ પાડવાની વિદ્યા બહુ સારી સાધી હતી. તે પિતાજીને મીઠું મીઠું બોલી ફસાવે છે, એવું જોઇને રાજા માનસિંહે તેટલામાં એક યુક્તિ કરીને તેનો સર્વ વ્યૂહ નષ્ટ કર્યો. માનસિંહ તેવામાં આગળ થઇને પિતાજીને કહેવા લાગ્યા, 'રાજપુત્ર સેલીમ મહાલય બહાર સસૈન્ય ઉભો છે. તેવી આપની ઇચ્છા હોય તો આપને વ્યવસ્થાએ યમુનાને સામે કિનારે લઇને પહોંચાડશે. આપની પ્રકૃતિ સુધર્યા પછી ગમે તો પુનઃ રાજ્યમહાલયમાં આવી રહેવું. રાજા માનસિંહના આ શબ્દોથી પિતાજીના મન ઉપર જે પરિણામ થવું જોઇએ તે થયું હતું. તે કિંચિત્ ગુસ્સાથી બોલ્યા; 'સેલીમ મહાલય બહાર સૈન્યસહ કેમ ઉભો છે? તેને મહાલયમાં પ્રવેશવાની કેટલાક સરદારોએ બંધી કરી છે? રાજા માનસિંહે 'હા' કહી ઉત્તર આપ્યો. તેથી તેઓ અધિક ક્રોધિત થઇ ખાન-ઈ-આજમને બોલ્યા 'હું બચીશ એવી મને આશા છે, અને યદાકદાચિત્ તે પ્રેમમય પરમેશ્વરે પોતાના સાન્નિધ્યમાં લેવાની મારા ઉપર કૃપા કરી, તો જેના ઉપર ધર્મન્યાયથી સેલીમનો જ હક્ક છે, તે અન્યને દેવાનું પાપકૃત્ય હું કદી પણ કરનાર નથી. સેલીમમાં કેટલાક દોષ હોવાથી, તેનું રણકૌશલ્ય, મુસદ્દીપણું અને પ્રજા પ્રતિ સમાનતાએ વર્તવાની તેની ધમક એ તેના ગુણોપ્રતિ હું દુર્લક્ષ કરનાર નથી. હું આજે આજ વખતે તમો સર્વને કહું છું કે, મારા પછી તમો સર્વએ સેલીમને જ સિંહાસનારૂઢ કરવો જોઇએ. મારી એવી ખાત્રી છે કે, સેલીમ ખુશરુને સારી રીતે રાખશે; કારણ ગમે તે થયું, છતાં તે ખુશરુનો પિતા છે; તથાપિ મારા સમાધાન માટે આજથી ખુશરુને બંગાલનો સુબેદાર કર્યો છે. તમો સર્વે અમારી ઉભય ઇચ્છા મારા પછી મારી આજ્ઞા પ્રમાણે પાળશો જ, એવો મને વિશ્વાસ છે."

પિતાજીના આ નિર્વાણના હુકમથી ખાન-ઈ-આજમ અને અન્ય સરદારોએ મારા વિરુદ્ધ રચેલો વ્યૂહ છિન્ન ભિન્ન થઈ પડ્યો. ઘણા સરદારોએ તેનું સહકારિત્વ છોડયું અને તેણે મારા પક્ષનો સ્વીકાર કર્યો. આ વખતે પોતાને હુશિયાર કહેવડાવનારા કેટલાક સરદારો મારી પાસે આવ્યા

અને મારી ગેરસમજ કરીને મારો આશ્રય મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે બોલ્યા; 'બાદશાહે સર્વ વૈભવ ખુશરુને સ્વાધીન કર્યો. આપના ઉપર તેના સંરક્ષણનો ભાર નાખ્યો છે; તથાપિ આપે અમો સરદારની સલાહ પ્રમાણે ચાલવાથી આપ બાદશાહ થાઓ, એવી અમો તજવીજ કરીશું.' આ સરદારો પોતાનો અપરાધ કબૂલ ન કરતાં મને જ પોતાની સહાયયાચના કરવાનું કહે છે, તે જોઈ મને તેના પ્રતિ સાહજિક ક્રોધ થયો. હું બોલ્યો;

'સિંહાસન ઉપર બેસવામાં મને બાબા અકબરની જ સહાય છે તેટલું જ પુષ્કળ થયું. તમોને જો કાંઈ પક્ષાભિમાન હોય, તો ખુશરુને બાદશાહ બનાવવા જેટલો પ્રયત્ન કરો. પ્રસંગ પડતાં મારી તલવાર મને ન્યાય અપાવવા માટે સમર્થ છે.' મારા આ શબ્દો સાંભળીને તે સરદારો સ્વતઃના ભોળાપણાની શરમ જણાઈ અને તેણે અનુતાપ દર્શાવી મારી ક્ષમા માગી. તે પ્રમાણે ખુશરુ પક્ષના જેટલા સરદારો હતા, તે સર્વ તેનો પક્ષ ત્યજીને ધીમે ધીમે મને મળીને મારો પક્ષ સ્વીકારવા લાગ્યા. ખાન-ઈ-આજમ માત્ર અદ્યાપિ ખુશરુને વળગી રહ્યો છે. આ બીનાને એક બે દિવસ થયા પછી બાબાએ પોતાનો સ્વતઃનો પોશાક મને મોકલી દીધો. તે વખતે માત્ર ખાન-ઈ-આજમ છેક નિરાશ થયો અને તેણે એકાંતમાં મળવા માટે મને વિનતિ કરી. મેં તેને એવો જવાબ મોકલ્યો કે, 'આ પૂર્વે પુષ્કળ પ્રસંગે તેં જે સામ્રાજ્ય ઉપર ઉપકાર કરી રાખ્યા છે, અને મને પણ પ્રસંગે જે સહાય કરી છે, તે સર્વનો વિચાર કરીને હું તારા આ સમયનો ગુરુતર અપરાધની ક્ષમા કરું છું. હું તારી ભેટ લેવા કબૂલ છું; પણ હવે પછી પુનઃ કદી પણ મને આવીને ભેટનાર નથી, એ કબૂલ કરીને પછી ભેટ માટે આવ.' આ મારા જવાબથી ખાન-ઈ-આજમ ઉપર સારું પરિણામ થયું. પિતાજીએ મારા ઉપર પોષાક મોકલી દીધા પછી બુખારાના રહેનાર સેખ ફરીદ નામક એક સરદાર પ્રથમ મારી પાસે આવ્યો અને મારા બાદશાહ થવા માટે આનંદ દર્શાવી તેણે મને નજરાણું દીધું. મેં તેનો યથોચિત સત્કાર કરીને એક તલવાર, એક સાલંકૃત ઘોડો અને એક લક્ષ રૂપિયા બક્ષીસ દીધા. તે પછી રાજા માનસિંહ મારી ભેટ માટે આવ્યા. તેણે મારો પક્ષ સ્વીકારીને પુષ્કળ ખટપટ કરી હતી. શિવાય સમસ્ત રાજ્યમાં તેનું વર્ચસ્વ બહુ વિશેષ હોવાથી મેં તેનું સન્માન કરવામાં કિંચિત્ પણ આલસ્ય કર્યું નહીં. તેને ઘોડો, તલવાર, પોષાક અને નગદ રૂપિયા દઈને પુષ્કળ હીરાના અલંકાર આપ્યા. તે પછી પુષ્કળ સરદારો ભેટવા માટે આવ્યા અને તેના મેં તેની યોગ્યતા પ્રમાણે સત્કાર

પણ કર્યો. ખાન-ઈ-આઝમ મારી એકાંતમાં ભેટ લેવા એકલો જ આવનાર હતો, પણ તેમ કરવું તેને અનુચિત ભાસવાથી તે સાથે સાથે રાજા માનસિંહને લઈને આવ્યો હતો. તે ઉભય સાથે ખુશરુ પણ હતો. તે ઉભયના અપરાધની ક્ષમા કરીને ખુશરુને બંગાલમાં મોકલવો, તેની સાથે તેના સલાહગાર અને મદદનીશ માટે મહંમદતખલકને દેવો અને ખાન-ઈ-આઝમને છે તે જ માનમરતબાથી આગળ રાખવો, એવી બન્ને તરફથી રાજા માનસિંહે મને વિનતિ કરી. રાજા માનસિંહ સરખાના શબ્દ અવમાન્ય કરવા સારા ન હોવાથી મેં તે બોલવું કબૂલ કર્યું; પણ જ્યાં સુધી બાબા અકબર જીવતા છે, ત્યાં સુધી ખુશરુએ બંગાલમાં ન જતાં અત્રે જ રહેવું, એવું તેને કહ્યું અને તે તેણે માન્ય કર્યું.

મહાલયમાં જઇને બાબાની ભેટ લેવામાં હવે કોઇની પણ આડખીલી રહી નથી, એ જોઇને હું બાબાની ભેટ લેવાનો વિચાર કરવા લાગ્યો. રાજા માનસિંહ અથવા અન્ય કોઇને મહાલયમાં મોકલીને બાબાની પરવાનગી લાવીને પછી મહાલયમાં જવું, એવો મારો વિચાર હતો. પણ તેવામાં બાબા તરફથી બોલાવવા માટે માણસ આવવાથી પરવાનગીનું પ્રયોજન રહ્યું નહીં. બાબાએ મોકલેલા માણસે મને એવું કહ્યું કે 'આ ત્રણ ચાર દિવસમાં આપને ભેટ ન થવાથી બાદશાહનું મન અસ્વસ્થ છે. તેમણે આપને જે પોષાક મોકલ્યો છે, તે પહેરીને પછી તેમની ભેટ લેવા આવવું, એવું પણ તેમણે કહ્યું છે.' બાબાના આ નિરોપથી મને અતિશય આનંદ થયો, મારું અંતઃકરણ હર્ષિત થઇને નેત્રો હર્ષાશ્રુથી ભરાઈ ગયાં. હું બાબાએ મોકલેલો પોષાક પહેરીને તુર્ત તેમને ભેટવા માટે ગયો. તે વખતે તેમની પ્રકૃતિ ઘણી ક્ષીણ થઇને, તે આ દુ:ખાવાથી બચશે નહીં એવું વૈદ્યોનું બોલવું હતું. એ સ્થિતિમાં મારા પરમ પૂજ્ય પિતાને જોઇને હું જો કે ઘણો મોટો હતો, છતાં તે સમયે બાલક પ્રમાણે રડવા લાગ્યો. બાબાનાં નેત્રો પણ અશ્રુ પૂર્ણ થયાં. તેમણે મને તદ્દન પોતાની પાસે બેસાડીને મારા શરીર ઉપર હાથ ફેરવી ધૈર્યથી વર્તવા વિષયી સૂચવ્યું. પ્રતિદિન થોડી થોડી તેમની પ્રકૃતિ બગડતી હતી. તે બહુ ક્ષીણ થયા હતા, છતાં રાજ્ય સુયંત્રિત ચલાવવામાટે મારે કઈ રીતેએ વર્તવું જોઇએ, તે મને સારી રીતે સમજાવીને કહેતા હતા. તારીખ ૮ અક્ટોબર ૧૬૦૫ ના દિવસે તેમની પ્રકૃતિ વિશેષ બગડી શ્વાસનું પરિબળ વિશેષ હોઇને હું આ વ્યાધિથી બચીશ નહીં એવું સ્વતઃ બાબાને પણ ભાસ્યું. તે મને બોલ્યા; 'હું આ વ્યાધિથી બચીશ એવું કાંઈ મને હવે ભાસતું નથી. જિવંત છે, તે સમયમાં તારી અને તારા વિરુદ્ધ જે સરદારો છે, તેની મૈત્રી કરી દેવી જોઇએ. કારણ તે સરદારોના રાજ્ય ઉપર અનંત

ઉપકાર થયા છે. જેણે રાજ્યવિસ્તાર માટે અને સંરક્ષણમાટે તખ્ત તરફ અત્યંત વિશ્વાસથી વર્તીને પોતાના પ્રાણ અનેક સમયે ભયમાં મૂક્યા, અને મારા સુયશના જે ભાગીદાર છે, એવા સરદાર તારા વિરુદ્ધ હોય તો સારું નહીં. તું તે સર્વને મહાલયમાં લઇને આવ, એટલે તમો ઉભયનો મેળાપ કરવાનો પ્રયત્ન કરું."

બાબાની તે આજ્ઞા પ્રમાણે મેં ખાજા ઉઇસને સર્વ સરદારોને બોલાવી લાવવા માટે મોકલ્યો. તે બોલાવવાનો કોઈ પણ સરદારે અનાદર કર્યો નહીં. નિરોપ પહોંચતાં જ પ્રત્યેક જણ મહાલયમાં આવીને હાજર થવા લાગ્યા. સવ સરદાર ભેગા થયા પછી બાબા ક્ષીણસ્વરે અને પ્રત્યેક શબ્દ સાવકાશ ઉચ્ચારીને સરદારો પ્રતિ બોલ્યા; 'તમો સર્વ આવ્યા, તે બહુ સારું થયું. હું હવે આ વ્યાધિમાંથી બચીશ નહીં, એ મને સ્પષ્ટ દેખાય છે. ધર્મન્યાયદષ્ટિએ આ રાજ્ય ઉપર જેનો ખરો હક્ક છે, તે સેલીમને સ્વાધીન આ રાજ્ય મેં કર્યું છે, અને આ રાજ્યસહ સેલીમને તમારા સ્વાધીન કર્યો છે. રાજ્ય અને રાજા આ ઉભયનું સંરક્ષણ કરવું, એ જો તમારું કર્તવ્ય હોય, તો આ વખતે આ ઉભયનું સંરક્ષણ એકનિષ્ઠપણે કરો, એવી ભિક્ષા હું તમારા સર્વ પાસે માગું છું. સમજથી અથવા અણુસમજથી મારા તરફથી કાંઈ અપરાધ થયા હોય તો તેની મને ક્ષમા કરો. મારી સમજમાં એવું છે કે, તમો સરદારોમાં પક્ષ હોઇને કેટલાક સેલીમની વિરુદ્ધ છે. તે જે કારણથી સેલીમની વિરુદ્ધ હોય તેમની હું ક્ષમા માગી તેમને એવી વિનતિ કરું છું કે, દિલ્લીના તખ્તનો સુયશ કાયમ રાખવા માટે તેમણે સેલીમની વિરુદ્ધ ન વર્તતાં પ્રત્યેક બાબતમાં તેને સહાય કરવી. તે વયમાં નાનો છે, તે તમારા બાળક પ્રમાણેછે. તેનાથી તમારા કેટલાક અપરાધ થયા હશે, છતાં તે તરફ દુર્લક્ષ કરીને તેને ક્ષમા કરવી, એ તમારું કર્તવ્ય છે. તેને વખતો વખત યોગ્ય સલાહ દઇને સર્વ હિંદુ મુસલમાન પ્રજાજનને સુખથી પાળવી. આત્મા અવિનાશી છે, હું આ મૃણ્મય શરીર છોડીને ગયો એટલે સર્વ સમાપ્ત થયું એમ સમજો નહીં. મારા આત્માની શાંતિ માટે તમો સર્વેએ મારા કહ્યા પ્રમાણે વર્તવું જોઇએ. તેમ જ કબરસ્થાનમાં મારું આ શરીર મૂકયા પછી તમો સર્વેએ મારા માટે એકેક અશ્રુબિંદુ આપવાથી મારા આત્માને શાંતિ પ્રાપ્ત થશે, માટે તેમ કરવાની તમો સર્વેને મારી વિનતિ છે.

બાબાના આ ભાષણથી સરદારો ઉપર ખરેખર બહુ સારું પરિણામ થયું. તેનાં અંતઃકરણ પિગળીને નેત્રો અશ્રૂથી ભરાઈ રહ્યાં, અને બાબાનું સમાધાન થાય, માટે પ્રત્યેક જણ કુરાન સ્પર્શ કરીને ઇમાનથી વર્તવાની પ્રતિજ્ઞા લેવા લાગ્યા. બાબાના તે શબ્દોથી મારાં નેત્રોમાં અશ્રુપ્રવાહ

વહેવા લાગ્યો હતો. હું તેનાં ચરણુ પાસે બેસી મારું મસ્તક તેના પાદ ઉપર મૂકી નાના બાળક પ્રમણે રોવા લાગ્યો. પછી કેટલાક વખત પછી પુત્ર ધર્મ પ્રમાણે હું તેમની શય્યાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા ફર્યો. પછી તેમણે પોતાની ફતાઊલ્મુલ્ક (સામ્રાજ્ય જયી) નામક તલવાર મને દઇને તે મારી કમરે બાંધવાનું કહ્યું. તે તલવાર કમરે બાંધ્યા. પછી મેં પુનઃ તેના પાદ પર મસ્તક મૂકી વંદન કર્યું. તે વખતે હું દુઃખથી એટલો બધો, ક્લાંત થયો હતો કે, તેથી મારી સારાસાર વિચારશક્તિ નષ્ટ થઇને ચાર સરદારો જેમ કહે તેમ નિઃશંકપણે કરતો હતો. તારીખ ૯ અકટોંબરે તેમની પ્રકૃતિ પહેલાં કરતાં અધિક બગડી, અને તેઓ તે જ દિવસે ઘણે ભાગે ઇહલોક ત્યાગ કરશે, એવું સર્વને ભાસવા લાગ્યું. સ્વતઃ બાબાને પણ તેવું જ ભાસ્યું અને તેમણે મિરાનસદરજહાનને પાસે બેસી કુરામાંનાં કેટલાંક સૂત્રો ઉચ્ચ સ્વરે બોલવાનું કહ્યું. મિરાનસદરજહાને તુર્તજ કુરાન લીધું અને તે બાબાના મસ્તક પાસે બેસીને ઉચ્ચ સ્વરે તે વાંચવા લાગ્યો. હું પણ બાબાની તદ્દન પાસે બેઠો હતો. કુરાનનો પ્રારંભ થયાને થોડો વખત થયો હતો. ત્યાં બાબાએ મારા ગળામાં આંટી મારી અને કરુણ સ્વરે બોલ્યા; 'પ્રિય પુત્ર સેલીમ, તારી અને મારી આજ અંતિમ ભેટ—હું હવે જલદીથી ઇહલોકનો ત્યાગ કરનાર છું. તને છેવટે કહેવાનું એટલું જ કે, રાજ્યમહાલયમાં જેટલી સ્ત્રીઓ છે, તે સ્ત્રીઓને પૂર્વના માનપ્રમાણે જ રાખીને તેના નક્ત પગાર શરુ રાખ. મેં જે કાંઈ તને આજ્ઞા કરી છે, તે ક્ષુદ્ર હોય વા મહત્વની હોય; પણ તે પૈકી એકનું પણ ઉલ્લંઘન કરતો નહીં. કારણ પ્રત્યેક આજ્ઞાના આચરણમાં તારું હિત સમાયું છે. મારા જે વિશ્વાસુ નોકર ચાકર છે, તે સર્વનું સંરક્ષણ કર. આપણા લશ્કરી સામર્થ્યનો જેવો સમસ્ત હિંદુસ્થાન ઉપર દબદબો છે, તેવો જ કાયમ રાખ.' એમ કહીને બાબા મિરાન સદર જહાન સાથે કુરાનમાંના મંત્રો બોલવા લાગ્યા. તે મંત્ર બોલતા હતા ત્યારે તેમની વાક્શક્તિ ધીમે ધીમે ઓછી થતી હોય તેવું દેખાતું હતું. પછી તેઓ થોડો વખત સ્વસ્થ રહીને મિરાન સદર જહાનને તદ્દન બેસી ગયેલા અવાજથી બોલ્યા; "હવે સૌરાનિસા (કુરાનમાંના એક અધ્યાયનું નામ) વાંચ અને પછી આદિને (ઇશ્વિરની પ્રાર્થના) વાંચ." એવું બોલીને તે સ્વસ્થ રહ્યા. મિરાન સદર જહાન તે પ્રમાણે ઉંચ્ચ સ્વરે મંત્ર વાંચવા લાગ્યા. તે સમય કેવળ અંતકાળનો જ છે, એવું જોઇને ત્યાં જે સરદાર વગેરે બેઠા હતા, તે એક મેકને એક અક્ષર પણ ઉચ્ચારતાં અશ્રુપૂર્ણ દષ્ટિએ બાબા પ્રતિ જોવા લાગ્યા. તે સર્વ મહાત નિઃશબ્દપણે થોડો સમય અશ્રુ વરસાવે છે એવું ભાસ્યું. બાબામાં બોલવાની શક્તિ

ન હોતી, છતાં તેઓ નેત્રો ઉઘાડાં રાખીને સર્વ ઉપર નજર નાંખતા હતા; પણ મિરાનના આદિનું વાંચવું પૂર્ણ થતાં જ તેમણે અંતિમ શ્વાસ લઈને પોતાનાં નેત્રો મિચ્યાં. તેજ સમયે તેમનો આત્મા મૃણ્મય શરીર છોડીને અનંત ધામે ચાલતો થયો. આટલો વખત નિઃશબ્દ રહેલો મહાલ મોટા આક્રંદથી શોકમાં ડૂબી ગયો. મારી સ્થિતિ તો તદ્દન દિવાના જેવી થઈ. હું કેટલું રડ્યો, અને મેં શું કર્યું, તે ઈશ્વર જ જાણે.

એકાદા સુંદર ઉદ્યાનમાં મેરુસ્થાનીય આવેલા બહુ મૂલ્ય અને સુશોભિત વૃક્ષ વાયુએ ઉખડીને પડવા સાથે ઉદ્યાનની સર્વ શોભા જેમ ક્ષણાર્ધમાં નષ્ટ થાય છે, તેમ બાબાનું મૃત્યુ થતાંજ સર્વત્ર ઔદાસીન્ય પ્રસર્યું. આપ્ત બંધુ મિત્ર વગેરે શોકથી વિહ્વલ થયા, તેમાં કાંઈ વિશેષ નવલ નથી; પણ બાબાના વિરુદ્ધ રહેલા લોક પણ બાબાનું નિધનવૃત્ત સાંભળી રડ્યા. હિંદુ અને મુસલમાન ઉભયને સરખું ખરાબ લાગ્યું. જન્મ અને મૃત્યુ એ ઈશ્વરી નિયમ છે, તે ટાળવાને કોઈ પણ સમર્થ નથી. તમે ગરીબ હો વા શ્રીમંત હો, શક્તિ સંપન્ન હો વા દુર્બળ હો, મૃત્યુ એ કોઈને પણ છોડવામાં તૈયાર નથી. મનુષ્ય પોતાને ગમે તેટલો સ્વતંત્ર સમજે, પણ તે તો અદ્રષ્ટબંધનથી એટલો બદ્ધ થયો છે કે, તેને અંદર બહાર સહે જ પણ સ્વતંત્રતા નથી. આપણું અદ્રષ્ટ આપણને મૃત્યુને સ્વાધીન કરશે, માટે મૂક મુખે આપણે મૃત્યુને સ્વાધીન થવું પડશે.

કલેવર રાજાનું હો વા ભિખારીનું હો, તેની અવસ્થા એક જ. મૃત્તિકા પાસે ભેદાભેદ નથી. તે સર્વનાં શરીરને સમાન પ્રેમથી આશ્રય દે છે. બાબા એટલે હિંદુસ્થાનના સામ્રાટ્, પણ તેનું શરીર તો ભિક્ષુકના શરીરને આશ્રય દેનારી મૃત્તિકાને જ સ્વાધીન કરવું પડશે. બાબાનો પ્રાણોત્ક્રમણ થયા પછી જે આપ્ત–સ્વકીય પાસે ન હોતા, તેને બોલાવા મોકલ્યા અને તે આવ્યા પછી સ્મશાન યાત્રાની તૈયારી શરુ થઈ. સુગંધી જળે તેમના શરીરને સ્નાન કરાવીને કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્યો અને અત્તરે તેમના શરીરે સારી રીતે મર્દન કર્યાં પછી તે શરીર બહુ મૂલ્ય વસ્ત્રમાં વિંટાળીને કફિનમાં મૂક્યું. મેં અને મારા ત્રણ પુત્રો એમ ચાર જણા મળીને તે કફિન ઉંચકીને સિંહ દ્વારપાસે આણ્યું. ત્યાં હજારો મુખ્ય મુખ્ય સરદારો ઉભા હોઈને માર્ગમાં તો લોકોની વિલક્ષણ ગર્દી હતી. સૈન્યમાંના સૈનિકો ક્રમપુરઃસર ઉભા હતા. આ આટલો બધો લોક સમુદાય હતો, છતાં તે તદ્દન શાંત હતો. અમો સિંહદ્વાર પાસે આવતાં જ મુખ્ય મુખ્ય સરદારો પાછળ થયા અને તેમણે અમારી ખાંધ ઉપરનું કફિન પોતાની ખાંધ ઉપર લીધું. કફિનને પોતાની ખાંધ લગાવવી, એવી

પ્રત્યેકની ઇચ્છા હોવાથી ખાંધ લગાવ્યા સાથે તે પ્રત્યેકને છોડવું પડતું. એવી રીતે એક પ્રકારના મોટા ઉત્સાહથી બાબાનું પ્રેત સિકંદ્રામાં બાદશાહી કબરસ્થાનમાં આણ્યું. ત્યાં ખોદી રાખેલી કબ્રમાં જ્યારે પ્રેત મૂકીને મૃત્તિકાનું આચ્છાદન કરવાનો આરંભ થયો ત્યારે પુનઃ સર્વનાં નેત્રો અશ્રુથી ટપકવા લાગ્યાં અંત્યવિધિ પૂર્ણ થયા પછી અમે સર્વે પૂર્વના માર્ગે રાજ મહાલયમાં પાછા આવ્યા, અને પછી સરદાર વગેરે પોતપોતાને ઘેર ગયા. હું મારા પરિવારને લઇને સાત દિવસ પર્યંત બાબાની સમાધિ ઉપર અશ્રુ વરસાવવા જતો હતો. જે દિવસે તેમને કબરસ્થાનમાં લઇને મૂક્યા, તે રાત્રીએ વીશ વિદ્વાન્ મૌલવીને સમાધિ ફરતાં બેસીને સમસ્ત રાત્રિ કુરાન વાંચવા વિનતિ કરી, ફકીર વગેરે જેટલા ગરીબ લોક આવે, તે સર્વને સવાર સંધ્યાકાળ જૂદા જૂદા પ્રકારનાં મિષ્ટાન્ન દેવાનો ક્રમ સાત દિવસ પર્યંત રાખ્યો હતો. સિકંદરાથી આગ્રાએ પાછા આવ્યા પછી બાદશાહી વંશમાના મૃતની સમાધિ ઉપર સુંદર ઇમારત બાંધવાનો જે રીવાજ છે, તે રીવાજ પ્રમાણે કોઇએ બાંધેલું નહીં એવા પ્રકારનું ઉત્કૃષ્ટ સમાધિમંદિર બાંધવા વિષયી મેં મારા નોકરોને હુકમ કર્યો. સમાધિમંદિર બાંધવામાં હજારો કારીગર લાગીને તે સત્વર જ પૂર્ણ થયું. તે બાંધવામાં એકંદર ખર્ચ અડસઠ લક્ષ પચાસ હજાર રૂપિયા થયા. મૃત્યુસમયે બાબાનું વય ૭૫ વરસ, ૧૧ માસ અને ૯ દિવસનું હતું.

અસ્તુ. તે વખતે ખુશરુએ પોતાને રાજ્ય પ્રાપ્ત થાય, માટે પુષ્કળ સરદારોને મારા વિરુદ્ધ તૈયાર કર્યાં હતા, છતાં ઈશ્વરના મનમાં હિંદુસ્થાનનું રાજ્ય મને જ દેવાનું હોવાથી, રક્તપાત, ખૂન કિંવા અન્ય ભયંકર કૃત્યો કરવા ન પડતાં તે કેવળ નિર્વિઘ્નપણે અને સરલન્યાયે મને મળ્યું. તે વખતે ખુશરુને સહાય કરવામાં જેમ કેટલાક સરદારો તૈયાર થયા હતા, તેમ સહાય કરનાર મને કોઈ નહોતું, એવી સ્થિતિમાં કશી પણ ખટપટ ન કરતાં રાજ્ય પ્રાપ્ત થયું; તેમાં ઈશ્વરકૃપા શિવાય બીજું શું છે? જે ઈશ્વરે મને રાજય પ્રાપ્ત કરી દીધું, તેનો મેં તે વખતે ઘણો આભાર માન્યો અને તેને સાક્ષી રાખીને એવી પ્રતિજ્ઞા કરી કે, ઈશ્વરને માન્ય થશે એવી જ પદ્ધતિએ રાજ્ય કારભાર ચલાવવો. જે બાબત કરવાથી પ્રજાને સુખ થશે, તે જ કરવાનો; પછી તેમ કરતાં છતાંએ સરદાર કિંવા અન્ય કોઈ પણ અસંતુષ્ટ થયો, તો તે માટે ફીકર કરવાની નહીં. સત્યતઃ આ જગતમાં પ્રત્યેક બાબત જે ઈશ્વરને પસંદ પડશે, તેટલી જ કરવાની. એવો જો પ્રત્યેક મનુષ્ય પ્રયત્ન કરશે, તો સર્વ જગતમાં શાંતિ અને સૌખ્ય સહજ જ સ્થાપિત થશે. સરદાર કિંવા આપ્તસ્વકીયોને ખુશ કરવા કરતાં, જે પ્રજાના કારભાર ઉપર સુખ ભોગવવાનું, તે

પ્રજાનું દુઃખ દારિદ્ર દૂર કરવું અધિક સારું, એવો મેં મારા મનમાં નિશ્ચય કર્યો. અને તે જ ધોરણે ચાલવાનો નિયમ અદ્યાપિ કાયમ છે. 'પ્રજાનું સારી રીતે સંરક્ષણ કર' આ જ બાબાનો મરણ સમયનો ઉપદેશ છે.

## ૩૬ ખુશરુનો શોધ

બાબાના મૃત્યુ સમયે ખુશરુએ મારા વિરુદ્ધ જે આચરણ કર્યું, તેનું દિગ્દર્શન ઉપર કહ્યું. હવે આ વખતે તેણે કેટલાક દુષ્ટ જનોના નાદે લાગીને સ્વતઃની કેવી વિટંબના કરી લીધી, તે અત્રે લખું છું. ઈ. સ. ૧૬૦૬ તા. ૨ એપ્રીલે હાઉરડેલ નામક ગ્રામમાં અમારી છાવણી પડી હતી. તેની જાણ ખુશરુને થવાથી બુખારાના સેખ ફરીદ નામક સરદારને કેટલુંક સૈન્ય દઇને પાછળ મોકલ્યો. આગ્રાથી નીકળતી વખતે શહેર, રાજ્યાલય, ખજિનો એ સર્વના સંરક્ષણમાટે મિરમોયજ-ઉલ્મુલ્કને નિમ્યો હતો. તે કાર્ય તે બહુ વ્યવસ્થાથી કરતો હતો. હું રાજધાનીમાં નથી, એ સંધિ સાધીને ખુશરુ પક્ષીયસરદાર ખુશરુના નામે કાંઇક ઘોટાળો કરશે, એવી મને ભીતિ હોવાથી મિરમોયજ સરખા વિશ્વાસૂ અને મુત્સદ્દી મનુષ્યની નિમણુક તે કાર્યમાટે કરી હતી. મારા બે પુત્રો આ વખતે બહાર પ્રાંતોમાં હતા, તે કદાચિત્ આગ્રામાં આવતાં તેને મને સહાય કરવામાટે મોકલી દેવા, એવું મેં તેને કહ્યું હતું. તા. ૪ એપ્રીલે ફરીદાબાદથી અને તા. ૫ એપ્રીલે દિલ્લીથી આવ્યો. અહીં મારા પ્રપિતા સુપ્રસિદ્ધ બાદશાહ હુમાયૂનની સમાધિ છે, તેનાં દર્શન કરવામાટે હું જ્યારે ગયો, ત્યારે ત્યાં અનેક દરિદ્રી લોક મારી પાસેથી કાંઈ પુરસ્કાર મળે, એ આશાયે જમા થયા હતા. તેને જોઈ મને બહુ દયા આવી અને બજારમાંથી વસ્ત્રો મિઠાઈ વગેરે મંગાવીને તે સર્વને મેં મારા હાથે દીધી. તેમાં એકંદર ત્રીશ હજાર રૂપિયા ખર્ચ થયો. સેખ નિજામુદ્દીનની સમાધિ પણ અહીં જ હોવાથી હું સાથેના સરદાર સહ તેનાં દર્શને ગયો. દરિદ્રી લોકોને મારી પાસેથી કાંઈ મળશે, એવું સમજવાથી આ વખતે કબરસ્થાનપાસે હજારો દરિદ્રી લોક ભેગા થયા હતા. મેં પછી અમીર જમાલુદ્દીનને પચાસ હજાર રૂપિયા અને હકીમ મુજફ્ફરને વીશ હજાર રૂપિયા દઇને તે ગરીબોને વહેંચવાનો હુકમ કર્યો. નાણાંની અડચણ પડે નહી, માટે ગુજરાત પ્રાંતની વ્યવસ્થા તપાસનાર રાજા વિક્રમજિતને એવું જણાવ્યું કે, ગુજરાતના ખજિનામાં જે નાણું શિલક પડયું છે, તે સર્વ આગ્રાના ખજિનામાં આણીને ભરો. તા. ૬ એપ્રીલે મેં સૈન્યસહ બેઇરા ગ્રામે મુકામ કર્યો. ખુશરુ આ ગ્રામે થઇને ગયો હોવાથી ગ્રામની બહુ દુર્દશા થઈ હતી. કેટલાંક ગૃહો બાળી નાખ્યાં હતાં. થોડા જ દિવસ પહેલાં જે શ્રીમંત,

તેજ આજ ભિક્ષુક થયા હતા. મારી પ્રજાની આ દુર્દશા જોઇને મારાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. મેં આગામૌલા અને જેમીલબેગ ઉભયને નવ લક્ષ રૂપયા સ્વાધીન કરીને તે ગ્રામજનોને વ્યવસ્થાથી અપાવ્યા. 'ભવિષ્યમાં તમારા ઉપર આવો પ્રસંગ આવનાર નથી જ.' એવું મેં તે દુઃખી જનોને આશ્વાસન દીધું. અજમેરમાં ગયા પછી ત્યાંના ફકીરોને દેવામાટે રાજા માનસિંહને પચાસ હજાર રૂપિયા દીધા. તારીખ ૮ એપ્રીલે અમે પાણિપતમાં આવી પહોંચ્યા. પાણિપત એ પ્રસિદ્ધ યુદ્ધ-ક્ષેત્ર હોઇને આજ પર્યંત ત્યાં અનેક મોટાં યુદ્ધ થયાં છે અને ભવિષ્ય-કાળમાં પણ કેટલાંક થવાનાં હશે. કારણ તૈમુર વંશના રાજાને એવું નિર્માણ થયું છે કે, પાણિપતના મેદાનઉપર સન્મુખીન શત્રુ ગમે તેટલો બલાઢ્ય હોય છતાં જય એ તૈમુર વંશને જ મળે છે. સુપ્રસિદ્ધ કૌરવ-પાંડવનું ભારતીય યુદ્ધ આજ રણક્ષેત્ર ઉપર થયું, એમ હિંદુઓ કહે છે. પ્રપિતા હુમાયૂને સુલતાન ઇબ્રાહીમ લોદીનો આજ રણભૂમિ ઉપર પરાભવ કરીને જય મેળવ્યો. તેમ જ બાબા અકબરે પણ આ જ સ્થળે બે ભયંકર યુદ્ધ કરીને જય મેળવ્યો હતો.

ખુશરુ પાણિપતથી આગળ લાહોર તરફ ગયો હતો. ખુશરુ સંબંધી પાણીપતમાંથી પુષ્કળ માહિતી મળી. તેને બેસવામાટે એક ગૃહસ્થે એક પાલખી દીધાનું સમજાવ્યું. તે વખતે ત્યાં જો સૈયદ હમીદનો પુત્ર સૈયદ કમલ શાસનકર્તા હોત તો તેણે ખુશરુને ત્યાંથી આગળ જવા દેતાં ત્યાં જ પકડ્યો હોત; પણ તે વખતે દિલબરખાં ત્યાં મુખ્ય અધિકારી હોવાથી તેણે પોતાના નિર્બળ સ્વભાવ ધર્મ પ્રમાણે ખુશરુના માર્ગમાં આડો થવાનું નામ પણ ન લીધું. આ તેના અપરાધના પ્રાયશ્ચિત્તમાટે મેં તેને એવું ફરમાવ્યું કે, તું હાલને હાલ તારું સૈન્ય લઇને ખુશરુના લાહોર પહોંચતા પહેલાં માર્ગમાં જ તેની આડે આવીને તેને લાહોર જવા દેવો નહીં. મારો આ હુકમ થતાં જ તે સૈન્યની તૈયારી કરીને સત્વરતાથી તેની પાછળ નીકળ્યો. અમારું સૈન્ય પાણિપત આવતાં સૂધીમાં બહુ થાકી ગયું હતું. તેને એક દિવસ પણ સારી રીતે વિશ્રાંતિ મળે, એ હેતુથી મે દિલબરખાંને આગળ મોકલ્યો હતો. તેને મદદ કરવામાટે પાછળથી સૈયદ કમલને સસૈન્ય જવાનો હુકમ કર્યો. તે બંને આગળ ગયા પછી તેમણે ખુશરુને પકડવાની એવી એક યુક્તિ કરી કે, લાહોરના દિવાન અબદરહિમાનને સૈન્યસહ ખુશરુના માર્ગે પોતાના સૈન્યને આવીને મળવા માટે લખ્યું. તેણે તે પ્રમાણે આઠ હજાર ઘોડેસ્વાર અને કેટલીક પાયદળ ફોજ શહેરના સંરક્ષણમાટે રાખીને બાકીના સૈન્યસહ તે નીકળ્યો; પણ માર્ગમાં જ તેનો અને ખુશરુનો

ભેટો થવાથી ખુશરુએ તેને પોતાનો પક્ષ સ્વીકારવા સંબંધી વિનતિ કરી અને તે નિમકહરામ અબ્દરહિમાને માન્ય કરી તથા ખુશરુને મળ્યો. ખુશરુએ તેને એક મોટો ખિતાબ અને કેટલાક હજાર સૈન્યનું આધિપત્ય દેવા અભિવચન દીધું હતું. આ વિશ્વાસઘાત બદ્દલ મેં અબ્દરહિમાન ઉપર વિચક્ષણ ક્રોધ કર્યો અને ખુશરુનો પરાભવ કરી તેને પકડ્યા પછી મેં આજ પર્યંત કોઇને પણ નહીં દીધેલી, એવી શિક્ષા અબ્દરહિમાનને દીધી. કાળા ગધેડાના ચામડાથી તેનું મોઢું જ ફક્ત ઉઘાડું રાખીને સર્વ શરીર ફરતું શિવ્યું અને તે સ્થિતિમાં તેની લાહોર શહેર અને બજારમાં સ્વારી કાઢી તેને પ્રાણદંડની શિક્ષા ફરમાવી હતી; પણ મને પાછળથી એવું સમજાયું કે, તેને નાનાં નાનાં બાળ બચ્ચાં ઝાઝાં હોઇને તેનું સંરક્ષણ કરનાર તેના શિવાય અન્ય કોઈ નથી; શિવાય કૃતકર્મનો પશ્ચાત્તાપ પણ તેને પૂરેપૂરો થયો છે. એ હકીકત મારી જાણમાં આવતાં મને તેની દયા આવી, અને થઈ તેટલી શિક્ષા ઘણી છે, એમ વિચારી મેં તેને છોડી દીધો. વાસ્તવિક તેનો અપરાધ એવો ગુરુતર હતો કે, તેને ક્ષમા કરવી એટલે, ક્ષમાનો દુરુપયોગ કરવા જેવું હતું. પણ શું કરવું? મારી અંતઃકરણની સ્થિતિ જ એવી ચમત્કારિક છે કે, નજીવા કારણ ઉપરથી પણ મને દયા ઉત્પન્ન થાય છે અને તેથી પુષ્કળ પ્રસંગે ભયંકર અપરાધી પણ, અપરાધનો દંડ ભોગવ્યા પહેલાં જ મુક્ત થાય છે. રાજકારણની દૃષ્ટિએ આ બાબત કાંઇક અનુચિત છે, તે માટે મતભેદ થવાનું કારણ નથી; તથાપિ ક્ષમા એ મનુષ્ય હૃદયનો મહાન્ સદ્ગુણ છે, અને કદિ કદિ એવા અપરાધીઓ ઉપર દયા કરતાં અંતઃકરણમાં એક સમાધાન ઉદ્ભવે છે તે અપૂર્વ છે. વિશ્વાસઘાતક અને બંડખોર એ ઉભય રાજ્યના મહાન્ શત્રુ છે. તેના અપરાધ કદી પણ ક્ષમાને પાત્ર નથી, છતાં પણ તે તેના અપરાધથી જ્ઞાત થઇને અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ થવાથી મનુષ્યજન્મની સાર્થકતા કરવાની સગવડ દેવી, એ શાણા રાજાનું કર્તવ્ય છે. આ કર્તવ્ય જે રાજા બજાવતો નથી, તેના રાજ્યમાં સારા કર્તવ્યશાળી પુરુષો કે, જે ભવિષ્યમાં રાજ્યના કલ્યાણમાં કારણીભૂત થાય, તે ક્ષુલ્લક અપરાધથી આ-જન્મ મૃતિકામય બની જાય છે.

તા. ૯. એપ્રીલે હું મારા સૈન્યસહ કાર્ણેલ નામના ગામમાં આવી પહોંચ્યો. રસ્તામાં અન્ન સામગ્રી પૂરી પાડવાનું કાર્ય ઇદિખાજાયે આટલા દિવસ બહુ ઉત્તમ રીતિએ કર્યાનું જણાયાથી તેને બેહજાર સૈન્યની સરદારી આપી. તેવું જ રસદ પહોંચાડવાનું કાર્ય સૈખજામે બહુ સારી રીતે કર્યાથી તેને ૭ હજાર રૂપિયા રોકડા બક્ષીસ દીધા. આ ગામમાં આવ્યા

પછી એવી એક વિલક્ષણ બાબત સમજાણી કે, અત્રે એક દુકાનદાર હોઇને તેના કહેવા પ્રમાણે જો કોઈ વર્તે, તેને ઈશ્વરનાં દર્શન કરાવી દેતો. તે ગ્રામમાં તે ઉપરના કારણે બહુ પ્રસિદ્ધ હોઇને ભોળા અને અજ્ઞાન જનો તેને બહુ માન દેતા. કેટલાકને તેની વિચક્ષણ ભીતિ લાગતી હતી. તે વ્યાપારી ઉપર પ્રમાણેની અસંભાવ્ય શક્તિથી પુષ્કળ પૈસા મેળવતો હતો. ઈશ્વરનું દર્શન એટલે કાંઈ નાની સુની વાત નથી! તે સંબંધી પ્રત્યેક આસ્તિક અને નાસ્તિક મનુષ્યોના મનમાં વિચાર ચાલતા જ હોય છે. ઈશ્વર હોય તો તેનું દર્શન આપણને કેમ થતું નથી? એવો પ્રશ્ન સાધારણતઃ પ્રત્યેક મનુષ્યના મનમાં કેટલી બધી વખત થતો હશે? આ પ્રશ્નનો ઉત્તર આવા પ્રકારે સમાધાન કારક મળતો હોવાથી હું આવી અમોલ સંધિ થોડી જ ફોગટ જવા દેનાર! મેં તૂર્ત જ સૈનિકોને મોકલી શેઠજીને બોલાવી મંગાવ્યા, અને ઈશ્વરનું દર્શન કરાવી દેવા સંબંધી વિનતિ કરી. ઈશ્વરદર્શન માટે તમો કહો તે કરવાને હું કબૂલ છું, એવું તેને જણાવ્યું. પણ ગમે તે હોય તે ખરું, ગમે ત્યારે અલ્લાહને મોઢા આગળ હાજર કરનારા આ શેઠ સાહેબ એકદમ ગભરાયા અને તેણે પોતાની ધૂર્તતાનો ઉદ્યોગ ખુલ્લે મને કબૂલ કરીને મારી ક્ષમા માગી. દુકાનદારે સત્ય પ્રકાશ કરવા છતાં મને તેના પ્રતિ સાહજિક ક્રોધ ઉત્પન્ન થયો, અને તેણે મારી ક્ષમા માગ્યા છતાં પણ તેને યોગ્ય શિક્ષા કરવાનું ઠરાવ્યું. આવા પ્રકારના ધાર્મિક અને સામાજિક અપરાધ કરનારા લોકસમાજમાં બહુ હોય છે, અને તે ભોળા શ્રદ્ધાવાન્ જનોને ગમે તે થાય, મારી તેને લૂંટી ખાય છે. એવા જનોના કુમંત્રણથી કદી કદી સમસ્ત સમાજ ભળતા જ માર્ગપ્રતિ વળેલો દેખાય છે. આ અપરાધ દેખાવામાં તો અલ્પ છે, પણ તે બહુ ઘાતક હોય છે, એવો વિચાર કરીને મેં તે વ્યાપારીને હદપારની શિક્ષા ફરમાવી; પણ તે હદપારી ઈતર સ્થાનની ન હોઇને તેણે પોતાનું સમસ્ત આયુષ્ય મરણ પર્યંત મક્કામાં રહીને ઈશ્વર-ચિંતનમાં વ્યતીત કરવું જોઇએ, એવી હતી.

તા. ૧૧. એપ્રીલે મેં સસૈન્ય શહાબાદમાં પડાવ નાંખ્યો. મધ્યાહ્ન કાળ હોવાથી સૈનિકો ઉતાવળે વિહિરોની શોધ કરવામાં લાગ્યા; પણ પાણી ક્યાંય દૃષ્ટિએ પડ્યું નહીં. ગ્રામ પાસે ક્યાંય પણ જળસ્થાન હશે, એવી સમજથી આગળથી આવેલા માણસોએ ત્યાં તંબુ, ડેરા, રાવટીયો ખોદી રાખી હતી. તે ઉપાડીને બીજે ઠેકાણે મુકામ કરવું, પણ ક્ષુધા તૃષાએ સર્વ સિપાઈ વ્યાકુળ થયા હતા. એવી સ્થિતિમાં તેને મજલ કરવાનો હુકમ કરવો. એ મને કેવળ પ્રાણસંકટ જણાવા લાગ્યો. સ્વતઃ મને પણ વિલક્ષણ તૃષા લાગી હતી. અન્ન પાણી રોજ રોજ વખતસર

મળતાં હોવાથી ઘણાંને તેની કિંમત જણાતી નહોતી. વાસ્તવિક આ ઉભય પદાર્થ જગતમાંની અમૂલ્ય વસ્તુ છે અને પ્રસંગ આવતાં તેની અમૂલ્યતાનો સારો પ્રત્યય આવે છે. પાણી એ તુચ્છ પદાર્થ અને તેની કિંમત તે શી? એવું નિત્યશઃ મનુષ્યો બોલે છે; પણ કદી કદી પુષ્કળ પૈસા આપતાં છતાં, એક પ્યાલું ભરી પાણી મળતું નથી. મારી અને સર્વ સૈન્યની તૃષાને લીધે એવી જ સ્થિતિ થઈ હતી. જેમ જેમ બપોર થવા લાગ્યો, તેમ તેમ પાણીની કિંમત અમો સર્વને જણાવા લાગી. આ કારણથી મારી દિવાના જેવી સ્થિતિ થઈ. ખેતીનું ગ્રામ, ગામમાં વિહાર વગેરે નહોવાથી ગામની પાસે નદી કિંવા વિહારો કયાંય દેખાય નહીં. તે વખતે મેં ગોંઠણીએ થઈ તે દયામત પરમેશ્વરની અંતઃકરણ પૂર્વક કરુણા માગી. જળ શોધનમાં ગયેલા માણસોને જળ ન મળવાથી મુકામ ઉપાડ્યા શિવાય અન્ય ઉપાય નહતો, પણ પરમેશ્વરની બહુ કૃપા, એટલે વરસાદના દિવસ નહોતા છતાં આકાશ એકાએક મેઘાચ્છાદિત થયું અને બે કલાક જોરથી વૃષ્ટિ થઈ. જ્યાં ત્યાં જળમય બનીને સર્વ સૈન્ય રસબોળ થઈ ગયું. તૃષાક્રાંત સૈન્ય બહુ વ્યાકૂળ થયેલું છતાં એકાએક પર્જન્યવૃષ્ટિ અંગ ઉપર થતી જોઇને તેઓ કૃતજ્ઞતાએ ઈશ્વરના નામનો જે જયજયકાર કર્યો, તે સાંભળી ભયંકર નાસ્તિકનું હૃદય પણ પીગળી જાય. તે વખતે તે વર્ષાંજળપ્રાશનથી તૃષાશાંતિસૌખ્ય મળ્યું, તે હું કદી પણ વિસરનાર નથી. સુવાસિક વાસનું જળ મને દરરોજ પીવા મળે છે; પણ તે વખતે તે મેલું પાણી મને અમૃતથી અધિક મધુર લાગ્યું. આ જગતમાં જેને સારી તૃષા અને સારી ક્ષુધા લાગે છે, તે પુષ્કળ સુખી છે. કારણ કે તેને ગમે તેવું પાણી અમૃતથી પણ મિષ્ટ અને ગમે તેવું અન્ન પકવાન્નથી પણ ઉત્કૃષ્ટ લાગે છે. પૃથ્વી ઉપર આજપર્યંત જે મોટ મોટા રાજા થઈ ગયા છે, તેમાંથી કેટલાક માટે મેં એવું સાંભળ્યું છે કે, પ્રસંગે બહુ મૂલ્ય રત્નાલંકાર દેતા, પણ તેને સાધારણ પ્રતિનું પણ અન્ન વખત ઉપર મળ્યું નથી. સારાંશ રત્ન એટલે કાંઈ અન્ન નથી, અન્ન માત્ર રત્નથી શ્રેષ્ઠ છે. પાણી પ્રમાણે જ અન્નની યોગ્યતા પણ મને એક સમયે જણાઈ ચૂકી છે.

એક વખત હું મારા બડિલ સાથે કાશ્મીર દેશ જોવા માટે ગયો હતો. પૃથ્વી ઉપર અનેક દેશ છે, પરંતુ કાશ્મીર જેવો સુંદર અને સ્વાસ્થ્યદાયક દેશ એક પણ નથી, એવું અનેક મુખથી સાંભળવાથી, તે જિજ્ઞાસાએ હું બાબા સાથે ગયો હતો. તે દેશમાં ગયા પછી ત્યાંનું તે પ્રાકૃતિક રમણીય સૌંદર્ય જોઇને હું તદ્દન લુબ્ધ થયો અને તે લોકવાર્તાની સત્યતા મારા અનુભવમાં પૂરેપૂરી આવી.ત્યાં અમારો મુકામ હતો ત્યાં સુધી

હું દરરોજ સાથે શિકારીઓને લઇને શિકાર માટે જતો હતો. એક દિવસે હું પિરનતેહલ નામક પર્વતશૃંગ ઉપર શિકાર માટે ગયો. પર્વતનો પૃષ્ઠભાગ સુંદર સુંદર લતા વૃક્ષથી તદ્દન આચ્છાદિત થએલો હોવાથી સાથેના શિકારીઓની અને મારી મૃગયાના નાદમાં નજરચુક થઈ. હું તે ભાગમાં તદ્દન નવીન હોવાથી રસ્તો ભૂલ્યો અને ભળતી જ દિશાએ નીકળી ગયો. પ્રાતઃકાળમાં હું બહુ થોડો ઉપહાર કરીને નીકળ્યો હતો, તેથી મધ્યાહ્ન સમય થવાથી પુષ્કળ ક્ષુધા વ્યાપી; પણ ક્ષુધા શાંત થાય, એવું કાંઈજ દેખાયું નહિ, વનમાં ફળવૃક્ષ પુષ્કળ હતાં; પણ તે સર્વ ફળો શોભાનાં હતાં. ક્ષુધાશમન કરનાર ફળો ત્યાં મૂળ જ નહોતાં. જ્યાં ત્યાં અરણ્ય! ગ્રામ કિંવા મનુષ્ય ક્યાંય દેખાય નહિ. આ તરફ મારી ક્ષુધા તો એક સરખી વધતી જતી હતી. એવામાં સુદૈવે કેટલાક મેંઢાં મારી દૃષ્ટિએ પડ્યાં. તત્ક્ષણ ઘોડા ઉપરથી ઉતરીને મેં એક મેંઢું પકડ્યું અને કાશ્મિરી મેંઢાના દુમ એટલે જે એક અવયવ હોય છે, તે કાપી લઇને તે મેંઢાને છોડી દીધું. આ દુમમાંહેનું માંસ બહુ રુચિકર હોય છે એવી મને માહિતી હતી. મેં તે ઉપરનું ચામડું કાઢીને જંગલમાંના કાંટાના જાંખરાં વગેરે સળગાવી તેના ઉપર તે સેકી તેવું જ ખાવા લાગ્યો. ખારું નહીં, તીખું નહીં, ઘી નહીં એવી સ્થિતિમાં તે માંસાન્ન કેમ સારું લાગનાર? એવું મને ભાસ્યું હતું: પણ ક્ષુધા સારી પ્રદીપ્ત થએલી હોવાથી તે લુખું માંસ મને એટલું રુચિકર લાગ્યું કે, તેવી નિષ્ઠતાથી મેં આજ પર્યંત કુશલ પાકશાસ્ત્રીના હાથના કવાબ ખાધા નહોતા અને તે દિવસથી આજ પર્યંત મેં અનેક પકવાન્નો ખાધાં છે; પણ તે વખતના માંસાન્ન જેટલાં કાંઈ રુચિકર લાગ્યાં નથી.' તેનું કારણ ક્ષુધાનો અભાવ એ જ છે. ક્ષુધા સારી લાગી હોય, એટલે સાત દિવસની સૂકી ભાખરી પણ બહુ મિષ્ટ લાગે છે, અને તેનાથી કાંઈ અપકાર પણ થતો નથી. બહુ પ્રયાસે હું તે જંગલમાંથી બહાર નીકળ્યા પછી સાથેના શિકારી મને મળ્યા અને તેની સાથે હું મુકામ ઉપર આવ્યો. તે શિકારીઓદ્વારા મને એવું સમજાયું કે, પિરનતેહલ પર્વતને આ પ્રદેશમાં બહુ ભયપ્રદ સમજે છે. તે પર્વત ઉપર જનાર મનુષ્ય અટકીને કાંઈ ને કાંઈ સંકટમાં પડે છે. આ વાત ખરી હોય તેવું મને જણાતું નથી. કારણ તે પછી તે પર્વત ઉપર હું ઘણી વખત ગયો છું. માત્ર તે દિવસથી એવો મેં નિયમ કર્યો છે કે, પ્રવાસમાં અથવા શિકારમાં થોડું પાણી અને થોડું ફરાળ લીધા શિવાય બહાર જવું નહીં. સારાંશ અન્ન અને પાણી એ મનુષ્યજીવનને આવશ્યક હોવાથી તેની યોગ્યતા રત્નથી પણ અધિક છે.

જે શહાબાદમાં પાણીથી મારા સૈન્યની દુર્દશા થઈ ત્યાં ઈશ્વરકૃપાના નિદર્શનનો સારો પ્રત્યય આવ્યો. ગ્રામને સુસ્થિતિમાં આણીને લોકોની પીવાના પાણીની વિટંબણા દૂર કરવાનું યોજ્યું. આ કાર્ય ઉપર સેખ અહમદ લાહોરની નિમનોક કરીને, થાય તે ખર્ચ કરવાની તેને પરવાનગી દીધી. સેખ અહમદ લાહોરી વયે તદ્દન તરુણ હોઈ વિનયી, દિલદાર અને કર્તવ્યદક્ષ છે. તેનું શિક્ષણ મારી દેખરેખ નીચે થયું છે. સર્વ દાનમાં વિદ્યાદાન એ અત્યંત શ્રેષ્ઠ છે એવું હિંદુ પંડિતો કહે છે. તેનું એ કહેવું સર્વથા સત્ય છે. હિંદુ પંડિતોના તે વિષય ઉપરનાં ભાષણો સાંભળી સાંભળી મારે પણ કાંઈ વિદ્યાદાન કરવું, એવું મારા મનમાં આવ્યું અને તે પ્રમાણે મેં સાધારણ સ્થિતિમાંના પણ ચંચળ દેખાતા છાસઠ બાલકો ચુંટી તેને મહાલયમાં લાવી રાખ્યા અને સારા સારા શિક્ષકની તેના ઉપર યોજના કરી તેને યોગ્ય એવું શિક્ષણ દેવાનો આરંભ કર્યો. તેનું પરિણામ બહુ સારું થયું. તે બાલકો સાંપ્રતમાં બહુ તરુણાવસ્થામાં છે; પણ તેને યોગ્ય શિક્ષણ મળવાથી તેનું આચરણ તદ્દન શુદ્ધ છે. એ તરુણો ભવિષ્યમાં રાજ્યમાંના કરતા કારવતા માણસ થનાર, એવી તેના સંબંધે મને આશા ભાસે છે. એ ઉપરથી એવું એક અનુમાન નીકળે છે કે, સારી બુદ્ધિના પુષ્કળ તરુણો કેવળ સુશિક્ષણના અભાવે પોતાનું બહુમૂલ્ય આયુષ્ય નિર્માલ્ય કરે છે. તે વખતે મેં રાજ્યમાંના સર્વ અધિકારીઓને એવો હુકમ ફર્માવ્યો કે, જો કોઈ શિક્ષણ માટે જે કાંઈ મદદ માગે, તે તેને તાબડતોબ દેવામાં આવશે. મેં મારી પાસે રાખેલા છાસઠ બાલકો માટે જે નિયમ કર્યા છે, તેનો અત્રે ઉલ્લેખ કરું છું. ૧ વખત અત્યંત મહત્વનો છે. વિદ્યાર્જનાવસ્થામાંનો એકેક નિમિષ રત્ન કરતાં અધિક કિંમતનો છે; તે નકામો જાય નહીં, એવી પ્રત્યેક વિદ્યાર્થીએ કાળજી લેવી જોઇએ. ૨ પ્રત્યેક કાર્ય કરતી વખતે આપણ ઉપર સર્વ શક્તિમાન્ પરમેશ્વરની દૃષ્ટિ છે, એ લક્ષમાં રાખીને તે કાર્ય કરવું. ૩ દયામય પરમેશ્વરનો આશ્રય આપણને છે, તે આપણી કદી પણ ઉપેક્ષા કરનાર નથી, એ વિશ્વાસ રાખી પ્રત્યેક કાર્ય દક્ષતાથી કરવું. કદી પણ નિરાશ થવું નહીં. ૪ શિકાર કિંવા યુદ્ધથી વ્યતિરિક્ત પ્રાણીહત્યા કરવી નહીં. ૫, જ્ઞાન એ પરમેશ્વરની સાક્ષ કરી દેનાર શક્તિ છે. એ જ શક્તિ મનુષ્યને તેના માનવત્વની ઓળખ કરી દે છે. તે માટે પ્રત્યેકે આમરણ જ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કરવો. ૬ જગતમાં ચાલેલો સૃષ્ટિનો વ્યવહાર, એ ઈશ્વરની જ સત્તા છે; એ કદી પણ ન ભૂલતાં સૃષ્ટિ ચમત્કારનું અવલોકન કરવું. ૭ પ્રત્યેકે પોતાની મનોવૃત્તિ પોતાના તાબામાં રાખવાનો

પ્રયત્ન કરવો. જેની મનોવૃત્તિ કબજે નથી, તેનામાં અને પશુમાં કાંઈ ભિન્નતા નથી. ૮ રાત્રિએ સુતી વખતે જે દયામય ઈશ્વરની કૃપાથી તે દિવસ વ્યતીત થયો તેની પ્રાર્થના કરીને તેની પાસે કૃતજ્ઞતા પ્રગટ કરવી અને બીજે દિવસે ઉઠતાં સાથે તે દિવસ આનંદમાં વ્યતીત થાય, માટે ઈશ્વરની કરુણા માગવી.

બાબા અકબરનો વર્તનક્રમ ઉક્તનિયમાનુસાર હતો. તેની નિદ્રા બહુ અલ્પ હતી. તે રાત્રિનો ઘણો સમય વ્યતીત થવા પર્યંત હાથમાં જપમાળ લઈને ઈશ્વરનું નામ સ્મરણ કરતા હતા. તેમજ અરુણોદયે ઉઠીને તે ઘણા વખત પર્યંત ઈશ્વરની પ્રાર્થના કરતા હતા. અમારા ધર્મમાં ઈશ્વરને સંતુષ્ટ કરવામાટે પશુહનન કરીને માંસાન્ન પુષ્કળ જનો સાથે ખાવું, એ એક પ્રકારનું પુણ્યકૃત્ય કહ્યું છે, અને તે પ્રમાણે પુષ્કળ લોક પોતપોતાની શક્તિ પ્રમાણે પશુવધ કરીને જમણવાર કરે છે; પણ બાબા આ મતથી તદ્દન વિરુદ્ધ હોઈને તે એવું બોલતા કે, 'અંતઃકરણપૂર્વક થોડો વખત ઈશ્વરની કરુણા માગવામાં જે પુણ્ય અને જે સમાધાન છે, તે અન્ય કોઇપણ કૃત્યમાં નથી.' તે મને વારંવાર એવો ઉપદેશ કરતા હતા કે, ઈશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને તે આપણા પ્રત્યેક કાર્યપ્રતિ તીક્ષ્ણ દૃષ્ટિએ જુવે છે, એવી ભાવનાથી વર્તતો જા, એટલે તારાથી સહસા પાપાચરણ થનાર નથી. મનમાં કાંઈ કુવિચાર આવે છે, એવું ભાસતાં તે જ ક્ષણે પરમેશ્વરનું સ્મરણ કરવું. તેની કરુણા માગીને તેની પાસે સદ્બુદ્ધિ માગવી; એટલે અંતઃકરણમાંના કુવિચાર દૂર નાશી જાય છે. બાબાના આ સદુપદેશનો અનુભવ મને સેંકડો વખત થવાથી, તે ઉપદેશ વિસરીને હું કદીપણ ચાલતો નથી. મને એવો ભરોંસો છે કે, આ ઉપદેશ જ્યાં સુધી હું લક્ષમાં રાખીશ, ત્યાં સુધી મારાથી અન્યથાચરણ થનાર નથી.

તા–૧૩ એપ્રીલે હું મારા સૈન્યસહ આનંદનગર નામક ગ્રામે આવી પહોંચ્યો. અહીં છાવણી પડ્યા પછી મેં અલીબેગ નામક સરદારને બહાદૂરખાં એવો ખિતાબ આપીને સત્તાવન સરદારોને તેના સૈન્યને મદદ કરવાનો હુકમ કર્યો. અમો આનંદનગર આવી પહોંચ્યા પૂર્વે જ સેખફરીદ લાહોરના રસ્તા ઉપર ખુશરુને અટકાવવા માટે પાછળ ગયો હતો. હું મારા અહીં આવ્યા પછી ખુશરુએ ઘણું સૈન્ય એકઠું કર્યાનું જણાયાથી બહાદૂરખાંને ઉક્ત સત્તાવન સરદારોસહ સેખફરીદને સહાય કરવામાટે મોકલી દીધો. જતી વખતે તેણે દશલક્ષ રૂપિયા આપ્યા, તે તેણે સેખફરીદને દીધા પછી સેખફરીદને સર્વ સરદારોને તેની યોગ્યતા પ્રમાણે વહેંચી દેવા એવું તેને કહ્યું. મારા હુકમની રાહ ન જોતાં જે પોતાનું કર્તવ્ય એટલે ખુશરુને પકડવાનો પોતાથી બને તે

પ્રયત્ન કરતા હતા, એવા સરદારોને તે રૂપિયા વિશેષતઃ મળે એવી મારી યોજના હતી, અને તે પ્રમાણે સેખફરીદે તેવા જ સરદારોને વહેંચી આપ્યા. સ્વામિભક્તતા એ આ વિશ્વમાં એક મોટો અપ્રતિમ ગુણ હોઇને તે ગુણથી તદ્દન સાધારણ પ્રતિના માણસો પણ કીર્તિમાન્ થયેલા છે; પણ પુષ્કળ પ્રસંગે એવા સ્વામિભક્ત સેવકનો યોગ્ય પુરસ્કાર તેના માલિકે ન કરવાથી તે સેવક નિરુત્સાહ થઇને ક્વચિત્ કર્તવ્ય પરાંઙ્મુખ થયાનાં ઉદાહરણો પણ ઇતિહાસમાં છે. તેનો દોષ વાસ્તવિક અનભિજ્ઞ રાજકર્તાના મસ્તકે લાગવો જોઇએ. નોકરોની સેવાનો જો બદલો થયો નહીં, તો તેણે તો કયાં મહત્ત્વાકાંક્ષીની સેવા કરવી? મારા બાબા અકબર બહુ ગુણગ્રાહક હતા. તે પોતાના નોકરો અને સરદારોમાં હિંદુમુસલમાન એવો પક્ષભેદ ન કરતાં પ્રત્યેકને પોતાની કર્તવ્યગારીએ આગળ વધવાની સંધિ દેતા હતા. તે મને પણ વારંવાર એવું કહેતા હતા કે, જેના ઉપર રાજ્યનું ચિરસ્થાયિત્વ અવલંબિત છે, એવા કોઈ પણ નોકરને તેના શ્રમનો બદલો પૂરેપૂરો પહોંચે છે કે નહી, તે પ્રતિ સારું લક્ષ રાખ, એ તત્વ તું જે દિવસે ભૂલીશ તે દિવસે તારા નોકરો મત્સરી અને ચુગલખોર થઇને રાજ્યની મજબૂતી નષ્ટ કરશે. બાબાનું આ બોલવું મને અક્ષરશઃ યાદ હોવાથી, નોકરોમાં અસંતોષ ઉત્પન્ન થાય નહીં, માટે હિંદુ મુસલમાન ઉભયના જાતિભેદને મહત્વ ન દેતાં સમાનતાથી રાખું છું.

તા. ૧૬ એપ્રીલે લાહોરની તદ્દન પાસે સેખફરીદના સૈન્યની અને ખુશરુના સૈન્યની ભેટ થઈ, અમારું સૈન્ય થોડું છે, એવું જોઈ ખુશરુનું સૈન્ય તેના ઉપર મોટા ઉત્સાહે ચાલ કરીને આવી લાગ્યું. ત્યારે સેખફરીદે અમારી અર્ધચંદ્રાંકિત નીલપતાકા હવામાં ફરકાવીને મોટા વીરશ્રીએ શત્રુસૈન્યને જણાવ્યું કે, 'તમો ભયંકર અપરાધી છો. રાજા પ્રજા એ ઉભયને તમોએ ત્રાસ દીધાથી તમોને પ્રાણદંડની શિક્ષા દીધી, તો તે પણ ન્યૂન છે, તથાપિ બાદશહાની એવી આજ્ઞા છે કે, તમોએ હથિયારો નીચે મૂકી શરણ આવવાથી તમારા અપરાધ માટે ક્ષમા કરવી. શરણ નહીં આવવાથી અમારી તલવાર તમોને તમારા અપરાધનો દંડ દેવાને તૈયાર છે!' પણ આ ઇસારો શત્રુસન્યને રુચ્યો નહીં. તેણે પોતા તરફનાં રણવાદ્યો વગાડી સેખફરીદના આ ઇસારાનો ઉપહાસ કરી યુદ્ધનો આરંભ કર્યો. વાસ્તવિક આ નિરોપ ખુશરુએ ધ્યાન ધર્યો હોત, તો ઉભયપક્ષી થનારી પ્રાણહાનિ દૂર થઇને સ્વતઃ ખુશરુની વિટંબના થઈ ન હોત; પણ તેનો સેનાપતિ રણકુશલ ન હોવાથી

તેણે કેવળ અભિમાનથી ભલતી જ સલાહ ખુશરુને દીધી, અને તેથી હજારો જનો મૃત્યુમુખી થઈ પડ્યા.

અમારું સૈન્ય થોડું છે; એવું જોઇને ખુશરુનો સેનાપતિ અમારા સૈન્ય ઉપર બળપૂર્વક હલ્લો લઈ આવ્યો; પરંતુ બહાદૂરખાં અને સેખ-ફરીદ એ ઉભય કુશલ યોદ્ધા હોવાથી તેણે શત્રુ સૈન્ય જાણે નહીં તેમ વામ અને દક્ષિણ હસ્તે પોતાના સૈન્યની હાર આગળથી મૂકી હતી. એટલું જ નહીં પણ શત્રુસૈન્ય પાછું ફરતાં તેને ઘેરી લેવા માટે પાછળની બાજુએ કેટલીક ફોજ ઉભી કરી રાખી હતી. પ્રથમ શત્રુ સૈન્ય જોરથી ઉછળ્યું; પણ થોડા જ વખતમાં જ્યારે ત્રણે બાજુએ અમારા સૈન્યે શત્રુ ઉપર હલ્લો કર્યો, ત્યારે શત્રુઓ સાહજિક નિર્બળ થઇને તેના હજારો વીર મૃત્યુમુખે પડવા લાગ્યા. અમારી તરફના વીર રણદેવતાના બળિ થઈ પડતા નહોતા એવું કાંઈ નથી; પણ તે શત્રુસૈન્ય કરતાં બહુ અલ્પ હતા. એક તો ખુશરુના સૈન્યને યોગ્ય સરંજામનો અભાવ હતો અને બીજું તેનું સૈન્ય અશિક્ષિત હતું. માર્ગમાં જતા નિઃશસ્ત્રજનોને લૂટવું, તેનો છળ કરવો, એ તેના સૈન્યની શૂરતા હતી. તે પ્રત્યક્ષ રણાંગણ ઉપર કેટલું ઉપયોગી થનાર શત્રુ સૈન્ય નાશ પામવાથી અને પાછળની વિટંબનાના ભયે તેના સાત સેનાપતિ નાસી ગયા. સૈન્યમાંના ઘણા સિપાઇઓ પણ નાસી જવા લાગ્યા. શત્રુસૈન્યની આ સ્થિતિ જોઇને અમારા સૈન્યને ઉલટ આવી અને નાસી જવાના રસ્તા બંધ કર્યા અને જે કોઈ નાસી જતા દષ્ટિએ પડે, તેને પકડી રાખવાનો ક્રમ રાખ્યો. આ ક્રમથી બે સેનાપતિ અને એક હજાર સિપાઈ અમારે હાથ લાગ્યા અને તે સર્વને સેખફરીદે મારી પાસે મોકલી દીધા. પુનઃ ખુશરુને સહાય કરવા કોઈ પ્રવૃત્ત થાય નહીં, એ ઉદ્દેશથી મ તે સર્વને પ્રાણદંડની શિક્ષા ફરમાવી. શત્રુસૈન્ય ચારે દિશાએ દાવમાં સપડાયા પછી તેમને નાસવા શિવાય અન્ય ઉપાય રહ્યો નહીં, પરંતુ નાસી જવાનો માર્ગ ન હોવાથી સર્વ સૈન્ય લાહોર શહેરમાં પ્રવેશીને તેણે શહેરના બારે દરવાજા બંધ કર્યા. પંજાબમાં લાહોર શહેર પ્રસિદ્ધ હોઇને તે દુર્ગયુક્ત છે. શહેરની આસપાસ ઉચ્ચ અને મક્રમ પથ્થરનો કોટ હોઈ બાર દરવાજા પણ વિલક્ષણ મજબૂત છે. આ શહેરનો આશ્રય શત્રુસૈન્યને મળવાથી તે હવે ઘણા દિવસ લઢાઈ શરુ રાખશે એવું ભાસતું હતું; પણ તેમ ન બનતાં ખુશરુનું સૈન્ય શહેરમાં ગયા પછી કશી લઢવાની યોજના ન કરતાં શહેરમાંની પ્રજાને લુંટવા લાગ્યું. તેણે પુષ્કળ છળ કરીને સરકારી ખજાનો પણ લુંટ્યો. શત્રુસૈન્ય નગર લુંટવાના નાદમાં રહેતાં સેખ-ફરીદ અને બહાદૂરખાંએ પોતાનું સૈન્ય નગર તટઉપર ચઢાવીને કેટલાક

દરવાજા તોડીને તે અંદર ઘુસ્યું, તોપણ અમારા સૈન્યને નગરમાં જવા માટે સાત દિવસ પ્રયત્ન કરવો પડ્યો. આ સાત દિવસમાં નગરની તદ્દન દુર્દશા થઈ હતી. હજારો શ્રીમંત જનોને તુરંગમાં નાંખ્યા હતા. દારુણ છળથી સેંકડો માણસ મરણ પામ્યા હતા. જ્યાં ત્યાં સ્ત્રીઓ અને બાળકોનું આક્રંદ સંભળાતું હતું. શત્રુએ તે વખતે નિર્દયતાની તદ્દન કમાલ કરી નાંખી. કરી તેટલી ક્રૂરતા ન્યૂન હોય એમ ભાસવાથી તેણે અમારું સૈન્ય દરવાજા તોડી શહેરમાં પેશતાં જ શહેરને આગ લગાવી દીધી. તે ઘટનાથી અમારું સૈન્ય પણ થોડો સમય ગભરાણું, પણ તુરત જ તેણે નગરવાસી જનોને ધૈર્ય દઇને શહેરની આગ બુજાવવાનો પ્રયત્ન કરવાનું તેમને કહ્યું અને અમારું સૈન્ય શત્રુના સમાચાર લેવા લાગ્યું. આપણા સંરક્ષણમાં હવે બાદશાહી સૈન્ય છે, એવું જોઇને વસ્તીને સાહજિક ધૈર્ય આવ્યું અને તે મોટી હિંમતે અગ્નિ બુજાવવાનો પ્રયત્ન કરવા લાગી. બંદુકધારી અને ગોલંદાજ તટઉપર ચઢીને તેણે અન્યસ્ત્ર અને બંદુકો ચલાવીને શત્રુને તદ્દન ત્રસ્ત કરી છોડ્યા હતા. રસ્તા ઉપરના સૈનિકોએ પણ જે મળે તે શત્રુને કાપવાનો સપાટો ચલાવ્યો હતો. આ આગ લગાવવાનો શત્રુનો એવો હેતુ હતો કે, અમારા સૈન્યનું લક્ષ તે તરફ ગયું એટલે ઠરાવેલા માર્ગે નાસી જવાનો પ્રયત્ન કરવો. તેની તે અટકળ પ્રમાણે તે પ્રયત્ન સફળ પણ થયો. શહેર બહાર જે બાજુએ અમારા સૈન્યનો બંદોબસ્ત ઓછો હતો, તે બાજુથી ખુશરુ પોતાના એક લાખ બાર હજાર સૈન્યસહ નાસી ગયો. આગની ગડબડ અને અમારું સર્વ સૈન્ય નગરબાર એકત્ર થએલું, તેથી ઘણો વખત ગયા પછી શત્રુના નાસી ગયાનું જણાયું.. આ ઉપરથી શત્રુસૈન્યમાં કેટલાક રણકુશળ સેનાપતિ હોવાનું દેખાય છે. આ સૈન્ય રાત્રિના સમયમાં નાસી ગયું છે. આ વતમાન મને તુરત જ મળ્યા. તેથી પુનઃ કેટલાક સરદારોને બોલાવીને તેને યોગ્ય એવાં પારતોષિક દઇને તેને શત્રુ સૈન્ય પાછળ જવાનો હુકમ કર્યો. શત્રુ લાહોર શહેરમાં જ હાથ લાગવાનું સાંભળી હું કાંઇક નિશ્ચિંત થયો હતો પણ શત્રુ નાસી ગયાનું જાણતાં હું પહેલા કરતાં વિશેષ કાળજીમાં પડ્યો. કારણ કે શત્રુસૈન્યને પંજાબમાં અધિક દૂર જવા દેવું, એ અતિ ભયપ્રદ હતું. શિવાય આ તરફ આમ કાળક્ષેપ કરી રહેતાં ત્યાં આગ્રા શહેરમાં ખુશરુ પક્ષીય સરદારો કાંઈ ભળતું જ કરી રાખે, એવી પણ ભીતિ હતી. આ ઉભય કારણોથી મેં મારા સૈન્યને શત્રુને પકડવાનો શીઘ્રતાથી હુકમ ફર્માવ્યો હતો. તે પ્રમાણે મારા હુકમ થતાં જ તે દિવસે મુસલધાર વરસાદ પડતો હતો, છતાં તેવી જ મજલ મારીને મેં મારા પુષ્કળ સૈન્ય સાથે ગંડબોળ નદી ઉતરીને સામે કિનારે છાવણી નાંખી. સેખફરીદ પોતાનું સૈન્ય

લઇને મારી આગળ નિકળી ગયો હતો. અહીં મને ખબર મળ્યા કે, શત્રુએ પોતાના સૈન્યના બે ભાગ કરી બન્ને ભાગ બે ભિન્ન દિશાએ આગળ જાય છે. તે પૈકી વીશ હજાર સૈન્ય ખુશરુ સાથે છે. એમ કરવામાં શત્રુનો એવો હેતુ હતો કે અમારા સૈન્યને બીજા ભાગ પાછળ જવાનું થતાં ખુશરુને છટકી જવાની સંધિ મળે; પણ ઇશ્વરકૃપાએ તેમ થઈ શકયું નહીં. સેખફરીદ પોતાનું સૈન્ય લઇને ખુશરુના સૈન્યની આડે આવ્યો. આ વર્તમાન મને જે વખતે મળ્યા ત્યારે અમારી છાવણી સુલતાન નગરમાં હતી તથા હું જમવા બેઠો હતો; પણ તે વર્તમાન મળતાં જ હું ભાણા ઉપરથી ઉઠ્યો અને સર્વ સૈન્યને યુદ્ધમાટે હુકમ કરી હું મારા નેતૃત્વ નીચે તેને લઇને નીકળ્યો. આ સૈન્ય કેવળ દશ-હજાર ઘોડેસ્વારનું હોઈ તેને માર્ગમાં જ્યારે હું ખુશરુ સાથે યુદ્ધ કરવા જાઉં છું, એવું સમજાયું, ત્યારે તેને મોટું આશ્ચર્ય થયું. કારણ ખુશરુનું સૈન્ય એક લક્ષ ઉપર હોઇને આટલા અલ્પ સ્વારથી તેની સાથે યુદ્ધ કેમ થશે, એવી તેને શંકા આવી. તથાપિ તે શંકાથી સૈન્ય ભીતિગ્રસ્ત ન થતાં મોટા ઉત્સાહે ચાલતું હતું. સેખફરીદે બાકીના સરદારોને નિરોપ મોકલી ત્વરાથી યુદ્ધમાટે બોલાવ્યા હતા. તે પ્રમાણે મારા રણાંગણ ઉપર જઈ પહોંચ્યા પર્યંત અમારું એકંદર વીશ હજાર ઘોડેસ્વાર અને પચાસ-હજાર સાંઢણી સ્વાર એટલું સૈન્ય ભેગું થયું હતું. સેખફરીદ મોટો સાહસી યોદ્ધો છે. તેણે તે વખતે ખુશરુના સૈન્યસાથે ભેટો થતાં પોતાનું સૈન્ય કેટલું છે, તેનો વિચાર ન કરતાં એકદમ યુદ્ધનો આરંભ કર્યો હતો. મેં રણાંગણ ઉપર જઇને મીરજમાલુદ્દીનને ખુશરુપાસે મોકલી તેને જણાવ્યું કે, 'હજુ ક્ષમા માગવાનો અવકાશ છે, યુદ્ધ બંધ કરીને પશ્ચાત્તાપથી પોતાનો અપરાધ કબૂલ કર, હું તને ક્ષમા કરીશ; પણ આ સમય ગયા પછી તું મારો પુત્ર છે, એ વિચાર મનમાં ન આણતાં પરમેશ્વર જેવી બુદ્ધિ દેશે તેમ હું ચાલીશ.' તેથી ખુશરુ તરફથી એવો નિરોપ આવ્યો કે, 'હું મારા અપરાધના ક્ષેત્રમાંથી એટલો બધો દૂર ગયો છું કે, હવે મને લઢાઈ શિવાય અન્ય કોઈ માર્ગ રહ્યો નથી. મને એવી ખાત્રી છે કે, પરમેશ્વર આ યુદ્ધને યોગ્ય મસ્તક ઉપર રાજમુકુટ મૂકશે.' ખુશરુનો આ નિરોપ આવતાં જ મેં મારા સર્વ સૈન્યને યુદ્ધનો હુકમ દીધો. ખુશરુને પણ ધીમે ધીમે બહારથી સૈન્ય આવીને મળતું હતું. એથી યુદ્ધ સમયે તેનું સર્વ સૈન્ય મળીને બે લક્ષ હતું. આ સ્થિતિમાં જયાપજયનું અનુમાન કરવું જરા કઠિન જ હતું, પરંતુ તે પ્રચંડ સૈન્ય ઉપર એક દિશાથી બહાદૂરખાં અને બીજી દિશાથી સેખફરીદ પોતાના સૈન્યસહ સિંહ પ્રમાણે તૂટી પડ્યાથી યુદ્ધનું પલ્લું જલદી નમ્યું

અને રણદેવતા જયમાળ મને આરોપશે, એવાં ચિન્હો દેખાવા લાગ્યાં. પ્રત્યક્ષ અસિયુદ્ધ શરુ થવાથી ઉભય પક્ષે જબરદસ્ત પ્રાણહાનિ થતી હતી, પણ શત્રુના સૈન્યની અલ્પ સમયમાં એવી કતલ થઈ કે, તે ભયંકર પ્રકારથી જ શત્રુના હજારો વીર ગતધૈર્ય થઇને માર્ગ મળે તે દિશાએ નાસી જવા લાગ્યા. તુરત જ શત્રુસૈન્યની સંખ્યા ઘટી અને તે ગભરાણો. પોતાને નાસવા શિવાય હવે ગત્યંતર નથી, એવી ખુશરુની ખાત્રી થઈ ચૂકી; પણ આ વખતે મારું સૈન્ય વિશેષ દક્ષ હોવાથી તે પ્રયત્નમાં તેઓ ફળીભૂત થયા નહીં. તે એક મ્યાનામાં બેસી નાસતો હતો, તેવામાં સેખફરીદ અને બહાદૂરખાં ઉભય એક જે વખતે તેની પાલખી પાસે આવી ઉભા રહ્યા. તે ઉભયને જોતાંની સાથે ખુશરુ મ્યાનામાંથી નીચે ઉતરીને તેને કહેવા લાગ્યો; 'મેં મારા ભવિષ્ય કાળની પરિસ્થિતિ ઓળખી છે. હું મારા અપરાધનો દંડ ભોગવવા તૈયાર છું, મને કેદ કરીને બાબા પાસે લઈ જવાનું કાંઈ પ્રયોજન નથી. હું પોતે જ તમારી સાથે બાબાપ્રતિ આવું છું.' ખુશરુનું આવું બોલવું થવાથી તેના એક સેનાપતિસહ તે ઉભયને તેમણે મારી પાસે મોકલી દીધા.

આ વખતે હું મારા તંબૂમાં નિશ્ચિંત બેઠો હતો. યુદ્ધમાં મને જ જયશ્રી મળશે તેવી મારી ખાત્રી થઈ હતી; પણ જમાલુદ્દિન બહુ ગભરાઈ ગયો હતો. તે બોલ્યો 'રણક્ષેત્ર ઉપર શત્રુ સૈન્યની તૈયારી જોતાં આપણને જય મળવો દુર્લભ જણાય છે.' તેનું બોલવું કેટલેક અંશે સત્ય હતું; પણ ગમે તે થવા છતાં, મારા અંતઃકરણમાં ઈશ્વરી પ્રેરણાએ એવો વિશ્વાસ ઉત્પન્ન થયો હતો કે, આ યુદ્ધમાં મને જય મળનાર જ મળનારે અને આ વિશ્વાસથી હું કાંઇક નિશ્ચિંત થઇને ઉલટો જમાલુદ્દિનની ચેષ્ટા કરતો હતો. એવામાં ખુશરુ પોતાના સેનાપતિ સહ મારી પાસે આવીને ઉભો રહેવાથી જમાલુદ્દિનને બહુ આશ્ચર્ય જણાયું અને આ એક ઈશ્વરની કૃપાનો ચમત્કાર છે, એવી તેની ખાત્રી થઈ ચૂકી.

તે યુદ્ધપ્રસંગે બાહાદૂરખાં અને સેખફરીદ ઉભયે જે યુદ્ધનૈપુણ્ય પ્રગટ કર્યું તે અપૂર્વ હતું. તેને યુદ્ધના દાવપેચ જેવા માહિત છે, તેવા જ તે ઉભય વિલક્ષણ સાહસી છે. અગ્નિપ્રલયમાં કુદકા મારવા આદિ ઘણા પ્રસંગમાં તેમણે પોતાના પ્રાણ ભયમાં નાંખ્યા છે. જેમણે આવી સ્વામિભક્તિ પ્રગટ કરી, ત્યારે તેનો કાંઇક તો પુરસ્કાર કરવો જોઇએ, એવું જાણી મેં બહાદૂરખાંને પાંચ હજાર સૈન્યની સરદારી આપી, શિવાય જરી પટકાનું નિશાન સંભાળવાનું માન તેને દઈ એક સાલંકૃત સુંદર ઘોડો બક્ષીસ દીધો અને કંદહારના શાસનકર્તા તરીકે તેની નિમણુક કરી. સેખફરીદને ચાર હજાર સૈન્યની સરદારી આપી.

સરદાર સેફખાંએ પણ તે વખતે સારું શૌર્ય પ્રગટ કર્યું. તેના શરીર ઉપર એકંદર સત્તર પ્રહાર લાગ્યા હતા. સૈયદ જમાલના પેટ ઉપર એક મોટો વાર લાગ્યો હતો, અને તેથી તે ઘણા દિવસ આજારી રહી મરણ પામ્યો. તેના ઘણા સરદારો પોતાનું સૈન્ય લઈ નાસી ગયા હતા, છતાં સુમારે સાતસો માણસોને મારા સૈનિકોએ પકડ્યા હતા. તેના સૈન્યમાં ઉઝમાક સંપ્રદાયના કેટલાક માણસો હતા. તે લોકોનો એવો નિયમ છે કે, શત્રુના હાથમાં પડવાનો સમય આવતાં આત્મહત્યા કરવી. તે પ્રમાણે ચારશે માણસોએ આત્મહત્યા કરી. યુદ્ધની ગડબડમાં ખુશરુના રત્નાલંકારની પેટી કેટલાક માણસોને હસ્તગત થવાથી તે લઈને તેઓ નાસી જતા હતા; પણ તેઓને મારા સૈનિકોએ પકડીને તે પેટી મારે સ્વાધીન કરી. યુદ્ધ સમાપ્ત થવા પછી હું સર્વ સૈન્ય અને બંદિવાનસહ લાહોરમાં આવ્યો. બાબાઅકબરે અહીં એક સુંદર રાજ્યાલય બંધાવ્યું છે. તે મહેલમાં મેં દરબાર ભરી ખુશરુ શિવાય સર્વ બંદિવાનને શૂળી ઉપર ચઢાવવાની શિક્ષા ફરમાવી. આ શિક્ષા બહુ ભયંકર હતી પણ તેમ કર્યાં શિવાય કાંઇ ઇલાજ નહોતો. કારણ પંજાબમાં ખુશરુનું ઇતસ્તતઃ પલાયન થએલું જે સૈન્ય હતું, તે હવે આવા બંડમાં સામેલ થાય નહિ, માટે તેને સારો ધાક દેખાડવાની જરૂર હતી. હતભાગ્ય ખુશરુને દિલબરખાં સરદારના તાબામાં દીધો હતો. ખુશરુ ઉપર મારો ગુસ્સો યુદ્ધાંતપર્યંત હતો; પણ તેને પકડ્યા પછી મારો ગુસ્સો શમીને તેનાં મંદબુદ્ધિત્વ માટે મને બહુ ખરાબ લાગ્યું અને થોડા દિવસમાં તેણે પોતાનું વર્તન સુધારી તેને જ યુવરાજ કરવો એવો મેં નિશ્ચય કર્યો તે મોટો હોવાથી રાજ્યઉપર તેનો જ હક્ક છે; પણ રાજ્યના અહિતનું ચિંતન કરનારા બંડખોર માણસોના તંત્રે ચાલવાની તેને બહુ ખરાબ ટેવ હોવાથી નિરુપાયાથી મેં તેને યુવરાજનાં વસ્ત્રો દીધાં નથી. તે મોટો સાહસી, મહત્વાકાંક્ષી, શૂર, તલવાર પ્રમાણે જ કલમ ચલાવવામાં પણ નિષ્ણાત છે, પણ તેને સંગતિ સારી નથી. દુષ્ટ જનોના કુમંત્રણથી તેના સર્વ ગુણો લુપ્ત થયા. તે માણસોના ગુપ્તસંકેતથી દૂર રહો. સિંહાસન તેને જ મળે, એવી મારી સત્ય ઇચ્છા છે.

## ૩૭ પુનરાગમન

તા. ૧૬ જૂન સન ૧૬૦૬ ના દિવસે હું મારા સર્વ સૈન્યસહ આગ્રામાં આવી પહોંચ્યો. મારા પાછા આવતાં સૂધી રાજધાનીમાં બળવાની આગ પ્રસરશે કે શું, એવી મને સરખી ભીતિ જણાતી હતી; પણ રાજધાનીના સંરક્ષણમાટે જે સરદારની નિમણુક કરી હતી, તેણે શહેરમાં અને શહેર પાસે સૈન્યની વ્યવસ્થા બહુ સારી રાખી હોવાથી, ખુશરુ પક્ષીય માણસો કાંઈ કરી શક્યા નહીં. શિવાય ખુશરુને કેદ

કર્યાનું સાંભળી ખુશરુ પક્ષીય સરદારોએ તેનો પક્ષ છોડી દઈ સામ્રાજ્યપ્રતિ પ્રમાનથી વર્તવાનું કબૂલ કર્યું છે. ખુશરુને રાજધાનીમાં આણ્યા પછી મોટો દરબાર ભરી તેને કેદ કરીને રાખવાનું જાહેર કર્યું. તેને આગ્રાના કિલ્લામાં જ કેદ કરી રાખ્યો હતો. તેના બંદોબસ્ત માટે વિશ્વાસુ માણસોની યેજિના કરીને ખુશરુની અન્ય કોઇ પણ સાથે ભેટ થવા દેવી નહીં, એવો સખ્ત હુકમ કર્યો હતો. ખુશરુ જોકે કડક બંદોબસ્તમાં હતો, પણ તેની ખાવાપીવાની વ્યવસ્થા સારા પ્રકારની રાખી હતી. જે દિવસે ખુશરુને કેદ કરી રાખ્યાનું જાહેર કર્યું, તે દિવસથી ત્રણ દિવસ પર્યંત તેણે સરખી અશ્રુધાર વહેવડાવી હતી. તે પશ્ચાત્તાપથી બહુ ત્રસ્ત થઇને તેણે તે ત્રણ દિવસમાં અન્નપાણીને સ્પર્શ પણ કર્યો નહીં; પણ અન્નપાણી શિવાય મનુષ્ય કેટલા દિવસ રહી શકનાર! ચોથે દિવસે તે ક્ષુધાથી તદ્દન ભ્રમિત થયો અને તેથી થોડો આહાર કર્યો. પછી તો ત્યાં તદ્દન નિયમિતપણે ચાલવા લાગ્યો. ધીમે ધીમે મેં તેનાં સુખસાધનો વધારીને કાજિ, મુલ્લાં વગેરે ધર્મોપદેશકની અને તેની ભેટ થાય, તેવી યોજના કરી.

કાલજેન નામક એક મનુષ્ય મારો આશ્રિત છે. તેના પિતા જેવો સચ્ચરિત્ર મનુષ્ય મેં આજપર્યંત જોયો નથી; એમ કહેવામાં અતિશયોક્તિ થનાર નથી. કેટલાક દિવસ કાલુજેન તેના બાપ પ્રમાણે જ તદ્દન ઈમાનદારથી ચાલતો હતો; એટલું જ નહીં, પણ તેના વર્તનથી લોકો તેને તેના બાપથી પણ અધિક સચ્ચરિત સમજવા લાગ્યા. કુરાન વગેરે જૂદા જૂદા ધર્મગ્રંથો વાંચવા અને તેનું સ્પષ્ટીકરણ કરીને સંભળાવવું એ તેનું કામ હતું અને તે તેણે થોડા દિવસ તદ્દન નિરાલસપણે કર્યું છે. પ્રવાસમાં કિંવા મૃગયાકાળમાં પણ તે મને જૂદા જૂદા ધર્મશાસ્ત્રમાંની વાતો સંભળાવે છે. આ તેના કામબદ્દલ તેને એક હજાર સૈન્યની સરદારી દીધી હતી. તેની ઉપર પ્રમાણે કર્તવ્યરતતા જોઈ મેં બે હજાર કરી. પણ તે દિવસથી ધીમે ધીમે તેના વર્તનમાં ફરક પડીને તે એક મતલબી મનુષ્ય છે, એવી મારી ખાત્રી થઈ ચૂકી. તે કર્તવ્યપરાયણ ન હોઈ દ્રવ્યપરાયણ છે, એવું મને જણાઈ ચૂક્યું. ત્યારે પણ મેં તેની સરદારી તેવી જ કાયમ રાખી છે. બાબાનો એવો નિયમ હતો કે, જે પોતાનું કામ વ્યવસ્થિત રીતે કરતો નથી, તેને નોકરી ઉપરથી કાઢી નાંખવો; પણ હું આ નિયમ આટલી સખ્ત રીતે પાળતો નથી.

રાજ્યની સુવ્યવસ્થામાટે બાબા અકબરે જે નિયમો કર્યા હતા, તે હું ઘણાખરા પાળું છું. તેનો એક એવો નિયમ હતો કે, પ્રત્યેક માસની પહેલી તારીખે સૈનિકો જ્યાં જ્યાં હોય, ત્યાં ત્યાં તેણે એકત્ર થવું. તેના સેનાપતિએ તેની કવાયત કરાવીને પ્રથમ પોતે ગોળીબાર કરવો. પછી

સર્વ સિપાઇએ પોતાની બંદુકો ફોડવી. ગોલંદાજો પણ તે જ પ્રમાણે એકત્ર થઈ પ્રથમ મુખ્ય ગોલંદાજે તોપ ફોડવી, પછી બાકીના સર્વ ગોલંદાજોએ તોપો ફોડવી. પહેલી તારીએ બાબા જ્યાં હોય ત્યાં તે સ્વતઃ સૈન્યની કવાયત જોવા જતા અને પ્રથમ પોતે બંદુક ફોડતા હતા. આ દિવસ (કવાયતનો દિવસ) અને યુદ્ધના દિવસ શિવાય ઇતર કોઈ પણ દિવસે તોપો અથવા બંદુકો ફોડવી નહીં, એવો તેનો નિયમ હતો અને તે નિયમ અદ્યાપિ પર્યંત હું પાળું છું. બાબાની તેફાંગ નામની એક બંદુક છે. લક્ષ્ય ભેદ અને બહુ દૂર નિશાન પર ગોળી છોડવી આ ઉભય દૃષ્ટિએ તે બંદુકનું મહત્વ બહુ છે. બંદુકો તૈયાર કરનારા જે નામાંકિત કારીગરો છે, તેની પાસેથી તેફાંગ જાતિની બંદુકો તૈયાર કરાવીને તે મારા ખાસ સૈન્યને દેવાનો ક્રમ મેં ચાલૂ કર્યો છે. મારી તો એવી માન્યતા છે કે તેફાંગ બંદુકવાળા પચાસ હજાર સાંડણી-સ્વાર પાંચ લક્ષ સૈન્યથી પણ અધિક છે. આ મહત્વનું કાર્ય સાધવા માટે મેં બને તેટલો પ્રયત્ન ચલાવ્યો છે. સર્વ હિંદુસ્થાનમાં મારું એકંદર સૈન્ય પાંત્રીશ લક્ષ છે. તે પૈકી ત્રીશ લક્ષ સૈન્ય દૂરદૂરના પ્રાંતો ઉપર પ્રસરેલું હોઈ તદ્દન મારી પાસે અને રાજધાનીની આંસપાસ પાંચ લક્ષ છે. પ્રત્યેક કિલ્લાની દુરસ્તી વખતો વખત કરતા રહેવી, એવો મારો સખ્ત હુકમ હોઈ પ્રત્યેક કિલ્લા ઉપર પુષ્કળ બંદુકો અને તોપો રાખેલી છે. પ્રત્યેક તોપ દીઠ ૪૮ શેર દારુ અને તેટલા જ ગોળા, આ રીતે પ્રત્યેક કિલ્લાઉપર દારુગોળા રાખેલા છે.

## ૩૮ પ્રવાસીઓનું સ્વાસ્થ્ય સંરક્ષણ

લાહોરથી નીકળી આગ્રા આવતાં મન સ્વસ્થ હોવાથી પ્રવાસી-જનોનો જવા આવવાનો માર્ગ કેવા પ્રકારનો છે, તે પ્રતિ મારું લક્ષ સાહજિક ગયું. જોતાં તો તે રસ્તો બહુ ખરાબ થએલો હોઇને મધ્યાન્હકાળે એક ઘડી પણ વિશ્રાંતિ લેવા માટે રસ્તાની બાજૂએ એકાદું વૃક્ષ પણ નહીં! તો પછી વિહિર કિંવા પથિકાશ્રમ તો ક્યાંથી હોય? ક્યાંક ક્યાંક કવચિત્ ધર્મશાળા અને ક્યાંક એકાદ વિહિર દૃષ્ટિએ પડે; પણ તે માર્ગથી એટલા દૂર આવેલા હોય છે કે, તેનો પ્રવાસીને ઉપયોગ થાય નહીં. આ સ્થિતિ મેં પ્રત્યક્ષ જોયા પછી પ્રવાસીજનોની થતી દુર્દશા બદ્દલ મને બહુ ખરાબ ભાસ્યું, અને મેં તાબડતોબ ઠેકઠેકાણાના અધિકારીઓને માર્ગ સમરાવાનો હુકમ કર્યો. આ કાર્યમાં જે દ્રવ્યવ્યય, થાય તે સરકારી ખજાનામાંથી મળશે, એવું તેને જણાવ્યું. આ કામ બરોબર થઇને તેમાં કાંઈ ભૂલ કિંવા પૈસાનો દુરુપયોગ ન થાય, માટે દેખરેખ કરવા અનેક વિશ્વાસુ અધિકારીઓની

મેં નિમણુક કરી હતી. માર્ગમાંના ખાડા ટેકરા વગેરે કાઢી નાંખી માર્ગ સિદ્ધો સપાટ કરવો. માર્ગમાં બન્ને બાજુએ વડ, લીંબડા, પીપર અને અન્ય વિપુલ છાયા દેનારાં વૃક્ષો વાવવાં, પ્રત્યેક બે ગાઉપર એક ધર્મશાળા બાંધીને ધર્મશાળા પાસે વિહાર બંધાવવા, પ્રત્યેક ધર્મશાળામાં એકેક સ્નાનાગાર રાખવું, માર્ગઉપર જે ગ્રામ અને નગર આવે તેની આસપાસ પુષ્કળ વૃક્ષો રોપી વ્યવહારને માટે ગ્રામપાસે એક ધર્મશાળા બાંધવી. જ્યાં જ્યાં સરકારી વિશ્રામસ્થળો હોય ત્યાં ત્યાં વટ વગેરે સારી જાતિનાં ઘનઘોર વૃક્ષો રોપવાં. માર્ગમાં જ્યાં નદીઓ આવે તેના ઉપર પૂલ બંધાવવા. અને જ્યાં મોટી નદીઓ ઉપર પૂલ બાંધી શકાય નહીં, ત્યાં નાના નાવો રાખવા. આ મારી આજ્ઞા પ્રમાણે ઉપરના કાર્યનો સત્વર આરંભ થયો. લાહોર શહેરથી આગ્રા પર્યંત જ આ વ્યવસ્થા કરવી એવું નહીં, પણ વિશેષ વ્યવહારના જેટલા માર્ગો છે તે સર્વ દુરસ્ત કરવાનો હુકમ કર્યો. આગ્રાથી બંગાલ પ્રદેશમાં ગયેલો રસ્તો એટલો લાંબો છે કે, સાધારણ પ્રવાસીને તે સર્વ આક્રમણ માટે છ માસ સહજ થાય છે; તે માર્ગને સમારવાનો ઉપર પ્રમાણે જ હુકમ કર્યો હતો અને આ આજ્ઞા પ્રમાણે થોડા જ વરસમાં ઘણાખરા માર્ગ સ્વચ્છ, સુવ્યવસ્થિત અને લીલા-છમ થયેલા મારી દષ્ટિએ પડ્યા. એવા માર્ગ ઉપર પ્રવાસી મોટા આનં-દથી પ્રવાસ કરતા અને કેટલાકને સુખથી ધર્મશાળામાં વિશ્રાંતિ લેતા જોઈ મને જે આનંદ થયો, તે કલ્પનાતીત છે. મારી આકૃતિથી કેટલાક શ્રીમાન્ ગ્રહસ્થોને ઉત્સાહ આવ્યાથી તેણે પણ માર્ગ કાંઠે વિહિરો વગેરે બંધાવ્યાં. જે શ્રીમંતોની ખેતીની જમીનો માર્ગ કાંઠે હતી, તે પૈકી કેટ-લાકે પોતાની જમીનમાં ફળ ફુલનાં ઉદ્યાનો તૈયાર કર્યાં. સારાંશ દશ પંદર વરસમાં એવું સ્થિત્યંતર થઈ આવ્યું કે, જે પ્રવાસી પૂર્વે ગ્રીષ્મ-માંના તાપથી ત્રાહિ ત્રાહિ થતા, પાણી પાણી કરતા અને ચોર ભામટાથી લુંટાવાનો ભય રાખી કષ્ટ સોશી પ્રવાસ કરતા હતા, તે જ આજ મોટા આનંદે વૃક્ષરાજિમાંથી ધર્મશાળામાં વિશ્રાંતિ લેતા લેતા અને ઠેક ઠેકાણે રાખેલા સંરક્ષકોની દેખરેખ નીચે પોતાનો અવેજ લઇને નિષ્કાળજીએ માર્ગક્રમણ કરવા લાગ્યા. પ્રજાનું આ સૌખ્ય જોઈ કયો પ્રજાવત્સલ રાજા આનંદિત થાય નહીં! પ્રવાસની આ અડચણ દૂર કરવી, એ એક પુણ્ય કૃત્ય છે, એવી હીંદુ મુસલમાન ઉભયની સમજ છે. આ સમજથી પુષ્કળ શ્રીમાનોએ મારું અનુકરણ કરીને પ્રવાસીઓમાટે દેવળો, મસ્જિદો, ઘાટો, વિહિરો, ધર્મશાળા, વગેરે બાંધીને પોતાનાં નામ ચિરસ્થાયી કરી રાખ્યાં. કોઈ પણ મનુષ્ય હોય, તેનું જે કર્તવ્ય છે, તે તેણે કરવું એ જ તેને આ લોકમાં અને પરલોકમાં સુગતિ મેળવવાનું સાધન છે; પરંતુ આ

કર્તવ્ય સુયશ કિંવા અન્ય અભિમાનથી કરવું એ અનુચિત છે. કારણ કે ઈશ્વરની આજ્ઞા એટલે માણસને કાંઈ કરવું પડે છે; તે કાર્યના ફળની આશા રાખવી, એટલે તે કાર્યમાંહેનું 'કર્તવ્યપણું' રાખવું તે જ છે. આપણે સારાં કાર્ય કરવાં એ જ્યારે આપણું કર્તવ્ય છે, તો તે માટે અભિમાન રાખવાનો આપણે કયાં અધિકાર છે? એકાદ નોકર આપણું કામ યોગ્ય રીતે કરતો હોય, તો તે કાંઈ વિશેષ કરે છે, એવું કોઈ માનશે નહીં. તે કામ તેણે કરવાથી તેને કાંઈ પુરસ્કાર મળનાર નથી, પણ તે તેણે ન કરવાથી માત્ર તેને પશુપણાનો દંડ રાખ્યો છે. મનુષ્યદેહ એટલે સર્વ પ્રાણી માંહેની પરિણુતાવસ્થા છે. તે ઈશ્વરે દીધી છતાં જે તે અવસ્થામાંનાં કર્તવ્યો બજાવે નહીં, તે પશુ નહીં? કેવળ યઃકશ્ચિત્ મનુષ્યથી તે ત્રિખંડ પૃથ્વીના સમ્રાટ્ પર્યંત સર્વ માણસો કર્તવ્યબદ્ધ છે. બાદશાહી મહેસૂલ દેવી એ જેમ પ્રજાનું કર્તવ્ય છે, તે પ્રમાણે જ પ્રજાનું સંરક્ષણ કરવું એ રાજાનું કર્તવ્ય છે. આ કર્તવ્યાનુરોધથી માર્ગ સમરાવીને વૃક્ષો વગેરે રોપવામાં મેં કાંઈ વિશેષ કર્યું તેમ થતું નથી. ઉલટું પ્રજાના સુખ માટે મેં અદ્યાપિ જે કાર્યો કર્યાં નથી, કિંવા જે કરવાં શકય નથી, તે માટે માત્ર હું જવાબદાર છું. અનુભવિક, સદાચાર સંપન્ન અને પાપભીરુ એવા જે હોય તેને રાજાએ મંત્રી નિમવો, એવી રાજનીતિ છે અને એ મંત્રીએ દીધેલી સલાહ કેટલી યોગ્ય છે, તે અજમાવી જેવાની પાત્રતા જેના અંગે હોય, તેણે જ સિંહાસનાધિપ થવું, એવું પણ રાજનીતિમાં કહ્યું છે. હું પરમેશ્વરને સાક્ષી રાખી કહું છું કે, જે પ્રજાનું આધિપત્ય ઈશ્વરે મને સોંપ્યું છે, તે પ્રજાના કલ્યાણ માટે મને સદ્બુદ્ધિ દે, એવી હું ઈશ્વર પાસે વારંવાર યાચના કરું છું. કારણ મંત્રીએ કાંઈ પણ કર્યું, છતાં પ્રજાના સુખ દુઃખની જવાબદારી રાજા ઉપર છે. રાજદંડ કિંવા રાજમુકુટ અથવા વિશાલ સામ્રાજ્ય એ કાંઈ રાજાનું સત્ય ઐશ્વર્ય નથી, પણ પ્રજાનું શાંતિસૌખ્ય એ જ રાજાનું ખરું ઐશ્વર્ય છે. જે રાજાની પ્રજા સુખી, તે રાજા વયે નાનો હોવા છતાં, તે સર્વ જગતમાં શ્રેષ્ઠ છે. એ જ તત્વ લક્ષમાં રાખી હું પ્રજાના કલ્યાણ માટે તેટલો પ્રયત્ન કરું છું અને હવે પછી પણ યાવજ્જીવ કરીશ.

## ૩૯ શૂરા અને કુશલ સેનાપતિ

જેના અંગમાં પરમેશ્વરે કાંઈ અદ્ભુત ગુણ દીધા છે, એવા માણસનો સત્કાર ઘણો ખરો સર્વત્ર થાય છે. એવા ગુણીજનોનો સંગ્રહ એ મોટું ભાગ્ય છે. ઈશ્વરકૃપાએ મારા રાજ્યમાં એવા કેટલાક સેનાપતિ છે. મૌસાહેબખાં એ એક કુશલ યોદ્ધો હોઈ તેના જેવો પરાક્રમી અને શક્તિસંપન્ન કવચિત જ હશે, એવું મને ભાસે છે. આબાની

કારકીર્દીમાં તે તારુણ્યમાં હોઈ તેમની સાથે સ્વારી શિકાર માટે વારંવાર જતો હતો. બાબાના સમયમાં તે ત્રણ હજાર સૈન્યનો સેનાપતિ હતો. હાલ પાંચ હજાર સૈન્યનો સેનાપતિ છે. શિવાય મેં તેને ગુજરાતની સુબેદારી દીધી છે. પહેલાં ગુર્જરાષ્ટ્રપર બે ત્રણ સરદારોને સુબેદાર તરીકે મોકલાતા હતા; પણ મૌસાહેબખાંની નિમણુક થયા પછી ગુર્જરાષ્ટ્ર પ્રાંત બહુ જાહો જહાલીમાં આવ્યો છે. ગુર્જરાષ્ટ્રમાં જંગલો ઘણાં હોવાથી હિંસ્ર પશુનો ઉપદ્રવ ત્યાં બહુ હતો. વ્યવહારના માર્ગોમાં ચોર લુંટારાનો ભય બહુ હોવાથી વ્યાપાર બહુ સારો ચાલતો ન હોતો; પણ મૌસાહેબખાંએ ગુર્જરાષ્ટ્રમાં પોતાનો પગ મૂકતાંની સાથે જંગલો કાપી નાંખવાનો આરંભ કર્યો. તેણે હજારો હિંસ્ર પશુનો નાશ કરી, માર્ગ દુરસ્ત કર્યા. ચોર લુંટારુને સખ્ત શિક્ષાઓ કરી અને વ્યાપારીઓનો સ્વતઃ જામીન રહી વ્યાપાર અને વ્યવહાર વધાર્યો. તે જેટલો પરાક્રમી છે, તેટલો જ ઉદાર ને દયાર્દ્ર અંતઃકરણનો હોવાથી તે થોડા જ દિવસમાં ગુર્જરાષ્ટ્રમાં લોકપ્રિય થયો છે. તે એક વખત બાબા સાથે લાહોર પાસે આવેલા એક ભયંકર જંગલમાં શિકાર માટે ગયો હતો. તે અરણ્યમાં સિંહ ને સિંહણો મળી સુમારે વીશ જનાવરો કદી કદી વન બહાર આવી રૈયતને બહુ ત્રાસ દેતાં હતાં, એવા વર્તમાન મળવાથી બાબા મોટી તૈયારીએ ચાર હજાર માણસો લઇને ગયા હતા. બાબા હસ્તિના હોદ્દા ઉપર બેઠેલા હોઈ બાકીના માણસો ઘોડા ઉપર બેઠા હતા. વનમાં થોડા અંદર જતાં ત્રણ સિંહો વિવરમાંથી બહાર નીકળી મોટા વેગથી હસ્તી ઉપર આવવા લાગ્યા. તેમાં એક સિંહણ હતી. તેણે તો એટલી ઉંચી છલંગ મારી કે, બાબા જે હોદ્દામાં બેઠા હતા, તે હોદ્દા જેટલી તે ઉંચે જઈ બાબાના શરીરે પોતાના નોર ભરાવી નીચે પડી. તે પ્રકાર જોઇને મૌસાહેબખાં પોતાના વેગવાન્ કોપરા નામક ઘોડા ઉપર ત્યાં ગયા અને ઘોડા ઉપરથી ઉતરીને તેણે બેલાશક સિંહણના અંગ ઉપર કૂદકો માર્યો. સિંહણે પણ સામી છલંગ મારી તેના ઉપર ધસી ગઈ; પણ તેણે તેનો તે દાવ ચૂકવીને એક હાથે તેનું ગળું દબાવ્યું અને બીજે હાથે પોતાની તીક્ષ્ણ છુરી તેના પેટમાં ઘોંચી ઘાલી. તે સાથે તે સિંહણ નીચે પડી. સિંહણની તે દશા જોઇને બીજા બે સિંહ બહુ ચપલતાથી મોહેબખાંના શરીર ઉપર ધસી આવ્યા. તે પણ તૈયાર હતો. તેણે દાવપેચથી બન્ને સિંહની છલંગોમાંથી છટકીને બન્નેને બેય હાથે પકડી એક મેકનાં મસ્તકો એકમેક ઉપર એટલા જોરથી અથડાવ્યાં કે, તે ઉભય સિંહના નાક મુખમાંથી રક્ત વહેવા લાગ્યું અને ઉભય બેશુદ્ધ થઈ પડ્યા. આ તેની શક્તિ શું ઓછી કહેવાય? તે વખતે શિકારમાટે જે લોક ગયા

હતા, તે તો આ વિલક્ષણ શક્તિસામર્થ્ય જોઇને સ્તબ્ધ થઈ ગયા. બાબા તો બહુ ખુશી થયા અને તેમણે તેને સેરબાજખાં એવો ખિતાબ દીધો. તે કેવળ સાહસી કિંવા પરાક્રમી છે, એવું નહીં; પણ યુદ્ધ પ્રસંગે પોતાના સૈન્યની વ્યૂહરચનામાં પણ એટલો જ કુશલ છે કે, તેનું તે રણકૌશલ્ય જોઇને શત્રુ પણ આશ્ચર્યચકિત થાય છે.

મિરજાં મહંમદ પણ એવો જ પરાક્રમી, સાહસી અને રણકુશલ છે. મુસેર નામક પ્રસિદ્ધ કુળવાન્ વંશનો તે છે. તેની તરુણાવસ્થામાં જ બાબાએ તેને પાંચસો સિપાઇની સરદારી દીધી હતી. મારા હસ્તમાં રાજ્યકારભાર આવ્યા પછી મેં તેને એક હજાર પથકનો અધિકાર દીધો. એક વખત એક સરદારે એક સિંહને શિકારમાં ઘાયલ કરીને મારી પાસે જીવતો આણ્યો. પણ તે સિંહ તેને થએલા જખમોથી એક બે દિવસમાં જ મરણ પામ્યો. તે મૃતસિંહને જોવા માટે સાથે કેટલાક માણસોને લઇને હું ગયો. ત્યાં વાત ઉપરથી વાત નીકળતાં તલવારના એક ઘાથી સિંહનું મસ્તક કાપી નાખવા કોઈ તૈયાર છે, તે જોવાનું ઠર્યું; પણ કોઈ આગળ આવ્યું નહિ. કારણ સિંહના માથા તથા ગળા ઉપર બહુ ઘટ્ટ કેશવાળ હોવાથી તલવાર કેશને કાપે તેમ નહોતું. તેથી સિંહનું ગળું કાપવું એ મોટી શક્તિવાળું કાર્ય જણાયું. માનસિંહ પાસે એક પરાક્રમી સરદાર છે. તે આ વખતે આગળ આવ્યો અને તેણે પોતાની તલવાર તેના ગળા ઉપર ચલાવી; પણ તેનાથી ગળું તો શું, પણ ડોક ઉપરની કેશવાળી પણ કપાણી નહીં. મિરજાં મહંમદ આ બીના જાણતાં તે ત્યાં દોડી આવ્યો અને હું ડોકું જૂદું પાડું છું એમ કહી તેણે પોતાની તલવાર એટલા જોરથી સિંહના ડોકા ઉપર મારી કે સિંહનું માથું તૂટીને ધડથી દૂર જઈ પડ્યું. તે સાથે સર્વ જણે તેને સાબાસી દીધી ને મેં તેને તે જ વખતે ત્રીશ હજાર રૂપિયા બક્ષીસ દઇને મિરજાં મહમદ સેર–વિ–દો–નિમ એવો ખિતાબ આપ્યો. પછી કેટલેક દિવસે મિરજાં સાનસી નામક મારા એક મિત્રે ગુર્જરાષ્ટ્રમાંથી એક કારીગરના ગૃહમાંથી મળેલું એક પ્રચંડ ધનુષ્ય મારી પાસે મોકલી દીધું. ધનુષ્ય બહુ મજબૂત ને સુંદર હોઈ તેને વાળવામાં હસ્તી જેટલું બળ જોઇએ એવું મને જણાયું. અમો બહુ શક્તિસંપન્ન છીએ, એવું કહેવડાવનારા કેટલાક સરદારોને તે વાળવાનું મેં કહ્યું; પણ કોઈ વાળી શક્યા નહીં. છેવટે મિરજાં મહમદ ઉભો થયો અને તેણે ધનુષ્યની દોરી ખેંચી. તે ખેંચતાની સાથે જ ધનુષ્ય ભાંગી ગયું. તે તેની વિચક્ષણ શક્તિ જોઇને મેં તેને ધનુર્ભંગકારી એવી વિનોદાત્મક ઉપાધિ દીધી. કારણ તે પહેલાં અયોધ્યામાંના હિંદુના પરમ પૂજ્ય રાજા શ્રીરામચંદ્રની કથા મેં સાંભળી હતી. મેં તેને પછી લાહોરની ફોજદારી દીધી. ત્યાં રહેતાં તેણે

એક નાના રાજા સાથે યુદ્ધ કરી તેનો પરાભવ કર્યો. ત્યારે મેં તેને એક હાથી બક્ષી આપી તેને ઊહારખાં એવો ખિતાબ દઈ, એક આમ કન્યા સાથે તેનો વિવાહ કરી દીધા.

મારા એકંદર સરદારોમાં ધનુર્વિદ્યામાં અત્યંત કુશળ એવો નુદજામ ખાઉની છે. તેની ધનુર્વિદ્યામાંના કેટલાક ચમત્કાર જોઇને મારી તો એવી ખાત્રી થઈ ચૂકી છે કે, તેના સરખો ધનુર્વિદ્યાવિશારદ દુનિયામાં પણ નથી. તેણે પોતાની ધનુર્વિદ્યાના જે અનેક ચમત્કાર મને દેખાડ્યા, તેમાંના એકનો અત્રે ઉલ્લેખ કરું છું. એક મહેલમાં રાત્રિ સમયે તેના કહેવા પ્રમાણે એક સ્વચ્છ કાચના વાસણમાં પાણી ભરીને રાખ્યું. તે વાસણ પાસે એક સારો દીપક મૂકયો. તે દીપકના પ્રકાશથી પાણીમાંનો જે પ્રકાશ જમીન ઉપર પડ્યો હતો, તે પ્રકાશમાં એક મીણની માખી કરીને મૂકી. તે માખી ઉપર એક ચોખાનો દાણો અને તે ચોખા ઉપર એક મરચાંનું બી મૂકયું. આટલી તૈયારી થયા પછી નુદજામખાઉ એક નાનું ધનુષ્ય લઇ દૂર જઈ બેઠો અને તેણે પહેલું તીર છોડીને મીણની માખી ઉપરનું મરચાંનું બી ઉડાવ્યું. પછી બીજું બાણ છોડી ચોખાનો દાણો અને ત્રીજા બાણે મીણની માખી ઉડાવી. તેમાં કહેવા જેવી બીના એ કે, મરચાંનું બી ઉડાવતાં ચોખાનો કણ પણ હલ્યો ને ચોખાનો દાણો ઉડાવતી વખતે તીરને મીણનો સ્પર્શ પણ થયો નહીં અને મીણની મક્ષિકા ઉડાવતી વખતે તીર કાચના વાસણને કિંવા જમીનને અડકયું નહીં. આ પ્રમાણે તેની ધનુર્વિદ્યાના અનેક ચમત્કાર જોયા પછી મેં તેને બે હજાર સૈન્યની સરદારી આપી, મારી ભગીનિની કન્યા સાથે તેનો વિવાહ કરી દીધો. તે અત્યંત વિશ્વાસુ અને કાર્યદક્ષ હોઇ બાલ્યકાળથી મારી જ પાસે હોવાથી હું તેના ઉપર પુત્ર પ્રમાણે પ્રેમ કરું છું.

## ૪૦ રાજાનું સૌખ્ય અને ઐશ્વર્ય

માણસોનો સાધારણતઃ એવો સ્વભાવ છે કે, તે અન્યના ઐશ્વર્ય ઉપરથી તેના સૌખ્યની કલ્પના કરે છે. જે અધિક ઐશ્વર્યસંપન્ન તે અધિક સુખી એવી તેની સમજ હોય છે; પણ આ સમજ સર્વથૈવ ભૂલવાળી છે, એવું મને જણાય છે. મારી સ્વતઃની સ્થિતિ તો એવી છે કે, તે જોઇને માણસોનાં સૌખ્યૈશ્વર્ય એક બીજાથી પુષ્કળ દૂર રહે છે. એક અથવા અનેક ભાંજગડો રાજ્યમાં સદાય ઉત્પન્ન થાય છે અને તે ભાંજગડોનાં નિવારણ કયા પ્રકારે કરવાં, તેના ઉપાયાવલંબન શોધતાં શોધતાં જ રાજાનો આયુષ્યક્રમ પૂર્ણ થાય છે.

ઇરાન, કાબૂલ (અફગાનીસ્થાન) વગેરે દેશનો હિન્દુસ્થાન સાથેનો વ્યાપાર કંદહારના માર્ગથી ચાલે છે. હિન્દુસ્થાનમાંહેના વ્યાપારી આ જ

માર્ગે પરદેશમાં જઈ પોતાનો માલ ખપાવે છે અને પરદેશના વ્યાપારી આ જ માર્ગે હિંદુસ્થાનમાં માલ ખપાવવામાટે આવે છે. વૃદ્ધજનો એમ કહે છે કે, સેંકડો વરસથી આ માર્ગપર અડચણો બહુ હોઈ તે ઉત્તરોત્તર વધતી જ જાય છે. પણ આ માર્ગ વ્યાપાર માટે જેટલો સુલભ તેટલો જ ભયપ્રદ છે. પાર્વતીય પ્રદેશમાં વાંકાચુંકા વળનારા ઉંચ નીચ શિખરોમાંથી વ્યાપારી પ્રવાસ કરતા હોય, તેના પર ચોર લુંટારુઓ હલ્લા કરીને તેનું સર્વસ્વ લુંટી લેતા. આ ચોર લુંટારુના હાથથી વ્યાપારીઓનું સંરક્ષણ થાય, માટે મેં ઘાટમાં ઠેક ઠેકાણે ચોકીઓ મૂકીને અલ્લાદાદખાં નામક એક સરદારની નિમણુક ફોજદાર તરીકે કરી છે. તથાપિ વ્યાપારીઓનું સંરક્ષણ જોઇએ તેવું થતું નથી. લુંટારુઓ અચુક આવી વ્યાપારીઓને જંગલમાં ભેટીને તેનું સર્વસ્વ લુંટી નાસી જાય છે. ચોકીપરના સિપાઇઓને આ પ્રકારની જાણ થતાં તે વ્યાપારીઓના સંરક્ષણ માટે જાય છે, પણ તેટલા વખતમાં લુંટારુ લુંટ લઇને ત્યાંથી નીકળી જાય છે. ક્વચિત્ પ્રસંગે તેની અને સિપાઇઓની ભેટ થતાં તેની પાસે શસ્ત્રો હોવાથી લડીને પોતાનું સંરક્ષણ કરે છે. તેને ઘાટમાંના પગરસ્તાની ને જંગલની સારી જાણ હોવાથી તે મારા સિપાઇઓને સહજમાં ભૂલથાપ આપે છે. ધીમે ધમે આ લુંટારુની સંખ્યા ચાલીસ હજાર થઈ એટલું જ નહીં, પણ તેણે ઘોડા, તોપો, બંદુકો મેળવીને એક મોટું લશ્કર જ તૈયાર કર્યું હતું. આ વર્તમાન મળવાથી મેં એવો નિશ્ચય કર્યો કે પુષ્કળ સૈન્ય તે પાર્વતીય પ્રદેશમાં મોકલી લુંટારુને તદન નાબુત કરી નાંખવા. આ યોજના પ્રમાણે મેં લશ્કરખાં સાથે પુષ્કળ સૈન્ય દઇને તે પાર્વતીય પ્રદેશમાં મોકલી દીધો. લશ્કરખાંનું પૂર્વ નામ ખાજા અબદુલહુસેન હતું. તેણે ઘણા દિવસ ઈમાનઈતબારે નોકરી બજાવ્યાથી તેને લશ્કરખાં એવો ખિતાબ દીધો છે. તે મોટો સાહસી યોદ્ધો હોઈ તેને કંદહારના માર્ગ ઉપરનાં પાર્વતીય પ્રદેશની સારી માહિતી છે. આ લુંટારુઓનો બંદોબસ્ત કરવો, એ બહુ કઠિન કાર્ય હતું. કારણ કે તેના ઉપર આવું સૈન્ય મોકલતાં તે પોતાના ગ્રામમાં જઇને સૈન્યના ચાલ્યા જવા પર્યંત તદ્દન નિરુપદ્રવીપણે ચાલે છે. સૈન્યના ચાલ્યા જવાની જાણ થતાં પુનઃ માણસો જમાવી લુંટાલુંટ કરવીનો આરંભ કરે છે. લશ્કરખાંએ તે લુંટારુને ફસાવવા માટે પોતાનું સૈન્ય ઘાટમાંના મુખ્ય માર્ગે ન લઈ જતાં કોઇની જાણુમાં નહીં એવા પગ રસ્તે પાસે પાસે આવેલા જંગલોમાં લઈ રાખ્યાં ને લશ્કરપૈકી કેટલાક માણસોને વ્યાપારી બનાવી તેની ટોળી મુખ્ય રસ્તા ઉપર મોકલી દીધી. તે ટોળી ઉપર લુંટારુ હલ્લો કરવા આવતાં પાસેના સૈન્યે તેના ઉપર ચાલી આવવું અને ત્યાંસુધી

વ્યાપારી બનેલા લશ્કરે લુંટારુને અટકાવી રાખવા, એવી તેની યોજના હતી ને તેમાં તેને સારો યશ મળ્યો. લુંટારુની આવેલી બધી ટોળીની ટોળી તેણે કાપી નાંખી. આ કામ લશ્કરખાંના થોડા સૈન્યે બજાવેલું જોઈ લુંટારુઓની એવી સમજ થઈ કે, સૈન્ય બહુ થોડું છે, તેથી તેના ઉપર હલ્લો ચલાવ્યો. તે પ્રમાણે બે ચાર દિવસમાં લુંટારુ પોતાનું ચાલીસ-હજાર સૈન્ય તૈયાર કરી યુદ્ધમાટે આવ્યા. તે સાથે જૂદા જૂદા જંગલમાંથી લશ્કરખાંના હજારો સૈનિકે બહાર પડીને શત્રુ સાથે તુમુલ યુદ્ધ ચાલુ કર્યું. લુંટારુના લશ્કરનો તૂરત પરાભવ થયો. તેનાં સત્તર હજાર માણસો કપાઈગયાં, કેટલાક નાસી ગયા અને હજારો લુંટારુને કેદ કરી લશ્કરખાંએ તેને આગ્રામાં આણીને મારી પાસે ઉભા કર્યાં. મેં તેને પ્રાણદંડની શિક્ષા ન ફરમાવતાં શૃંખલાબદ્ધ કરી જંગલમાંથી દરરોજ હસ્તીમાટે જોઇતો ઝાડપાલો આણવાની શિક્ષા તેને દીધી. લશ્કરખાંના આ પ્રયત્નથી લુંટારુનું નામ પણ નષ્ટપ્રાય થઇને કાબૂલથી લાહોર પર્યંત સાથે સુવર્ણ રાખી એકાદ નાનું બાળક પણ જાય, એટલો માર્ગ નિરાપદ થયો. આ માર્ગ ઉપર હવે કોઇ પણ પ્રકારની ભીતિ ન રહેવાથી વ્યાપારીઓનો વ્યવહાર એટલો વધ્યો છે કે, તે માર્ગને માર્ગ કહેવા કરતાં વારંવાર સ્થિત્યંતરિત થનાર કહીએ તો ચાલશે.

લશ્કરખાંએ આ માર્ગ નિરાપદ કર્યો ખરો; પણ તે માટે લુંટારુની જે કતલ થઈ, તે સાંભળી કોઇના પણ અંગમાં કમકમાટી આવશે. 'મનુષ્યનો રક્તપાત' એ એકલો શબ્દ જ કેટલો ભયંકર છે; તો પછી પ્રત્યક્ષ રક્તપાત મનુષ્ય હૃદયમાં કેટલી ખળભળ કરી મૂકે, તેની કલ્પના કરી જુઓ! કેવળ અધમવૃત્તિના જનોનાં પણ અંતઃકરણ દ્રવિત થાય છે તો પછી ઉદાર પ્રકૃતિના યોદ્ધાનું પૂછવું જ શું? પણ જેને રાજ્ય કરવાનું છે, જેના ઉપર પ્રજાના સુખદુઃખની જવાબદારી છે, તેને આ રક્તપાત ટાળતા જવો, એ અપરિહાર્ય છે. રાજા કેટલોય દયાર્દ્ર અંતઃકરણનો હોય, છતાં પ્રજાના સંરક્ષણ માટે તેને કદી કદી નિર્દયથી પણ અધિક નિર્દય થવું પડે; પણ રાજા જેટલો દયાર્દ્ર તેટલો જ જો કઠોર અંતઃકરણનો ન હોય, તો સર્વ મનુષ્ય સમાજનાં સુવ્યવસ્થિત રહેલાં બંધનો નષ્ટ થઇને વનપશુ પ્રમાણે બળિયાના બે ભાગ, એવી સર્વત્ર સ્થિતિ થાય અને મૂર્ખ રાજાના અમલમાં એવી સ્થિતિ થયાનાં ઇતિહાસમાં ઉદાહરણો પણ છે. રાજાનું ઐશ્વર્ય એ કેટલાકને સૌખ્યના નિધાન પ્રમાણે ભાસે છે; પણ વાસ્તવિક તે એક અસિમાર્ગ છે. રાત્રિ દિવસ કાંઈ નહિ ને કાંઈ ચિંતા અંતઃકરણમાં ત્રાસ દેવા ટાંપીને બેઠેલી છે. તે નિશ્ચિંત છે, એવો એક પણ ક્ષણ તેને માટે નથી. આયુષ્યની નિયમબદ્ધ

શૃંખલા પ્રમાણે કૃર્તવ્ય શૃંખલા પણ તેની આગળ એક સરખી વહે છે, અને તે શૃંખલાની એક કડી જાય છે ત્યાં બીજી કડી તેની સમક્ષ આવી ઉભી રહે છે. રાત્રિ સમયે સ્વસ્થપણે નિદ્રા લેવાનું પણ તેના પ્રારબ્ધમાં નથી. એવી એક કહેવત છે કે, રાજાના અંગ ઉપર જેટલી રોમાવળિ છે, તેટલા તેના શત્રુ હોય છે, એ કહેવત કેવળ સત્ય છે. પ્રજારંજન એ એક જ કાર્ય રાજાને સમાધાનનો લાભ કરી દેવા સમર્થ છે. 'મારી પ્રજા સુખી શાથી થાય, તેનું સત્ય કલ્યાણ શાથી થાય,' આ ચિંતામાં જે રાજા અહર્નિશ વિચારમગ્ન હોય ને તે અનુરોધથી કર્તવ્ય પાલન કરતાં તેને સુખ અને વિશ્રાંતિ જો મળે નહીં, તો પણ થોડું ઘણું સમાધાન તો મળશે. એક મહા સાધુએ એવું કહ્યું છે કે, 'રાજાએ સુવર્ણાલય બંધાવીને પોતાની કીર્તિ પાછળ રહે, એવી અપેક્ષા ન રાખતાં પ્રજાનું યથાન્યાય પાલન કરવું, એટલું જ એક કૃત્ય તેને તેનો સુયશ પાછળ રાખવાનું સાધન છે.' રાજ્ય કરવું એ એક ઈશ્વરની આજ્ઞા છે. તે એક નોકરી હોઈ તે કેવળ ઈશ્વરમાટે બજાવવાની છે, એવી દૃષ્ટિએ જોતાં સુજ્ઞોનું સંરક્ષણ ને દુષ્ટોનું ખંડન કરવું, એ રાજાનું કર્તવ્ય ઠરે છે; પણ આ કર્તવ્ય કેટલા રાજા બજાવે છે? હું ઈશ્વરને સ્મરીને કહું છું કે, કોઈ પણ પ્રકારના વિલાસમાં કિંવા પાર્થિવસુખમાં દંગ થઇને હું આ કર્તવ્ય કદિ પણ ભૂલ્યો નથી. સત્તાના બળથી ઐહિક સુખલાલસાને અનુચિત એવી કોઈ પણ બાબત આજ પર્યંત મેં કરી નથી. ભવિષ્યમાં તે દયામય ઈશ્વર મને તેવી દુર્બુદ્ધિ દેનાર નથી, એવો મને વિશ્વાસ છે. રાજદંડ કિંવા મુકુટને હું મારું ઐશ્વર્ય સમજતો ન હોઈ મારી પ્રજાનું સુખ એ જ હું સત્ય ઐશ્વર્ય સમજું છું. મનુષ્ય સ્વભાવ પ્રમાણે ઐહિક સુખની કાંઈ ઇચ્છા મને ઉત્પન્ન થતી નથી, એવું નહીં; પણ રાજ્યપરિચાલનની ખટપટથી તે તાબડતોબ વિરમી જાય છે. ઐહિક સુખો પૈકી કોઈ પણ સુખ ચિરસ્થાયી ન હોઈ તેમાં ક્ષણભંગુરત્વ અને કાંઈક અનુતાપ પણ છે. કેટલાક અજ્ઞાની જનો આ સુખને પોતાનું સર્વસ્વ સમજીને કેટલાક દિવસ તેમાં તદ્દન મગ્ન થાય છે; પણ પછી તુરત જ શુદ્ધિમાં આવી તેને એટલો અનુતાપ થાય છે કે, તે પુનઃ તેવા સુખની ઇચ્છા પણ રાખતો નથી. અંતઃકરણમાં સત્યશાંતિ ને સત્યસમાધાન ઉત્પન્ન થવું, એ જ સત્ય સૌખ્ય છે. એવા સૌખ્ય માટે જે કાર્ય ઈશ્વરને ગમે ને જેનાથી માનવજાતિનું થોડું ઘણું પણ હિત થાય, તેજ પ્રત્યેક મનુષ્યે કરવું જોઇએ. કંદહારના માર્ગ ઉપરના લુંટારુની મારા હુકમથી કતલ થઈ, તે માટે મને ખરાબ લાગ્યું; પણ નિરપરાધી હજારો વ્યાપારીના સંરક્ષણમાટે તેમ વર્તવું યોગ્ય હતું. મારી આકૃતિ નિર્દયપણાની ખરી, પણ તેમાં

જનતાનું કલ્યાણ ને ઈશ્વરની પ્રસન્નતા હોવાથી થોડું સમાધાન પણ જણાયું. આ નિર્દયતા તો ખરી જ, પણ તેમાં સ્વતઃનો સ્વાર્થ ન હોઈ જનતાનું કલ્યાણ હોવાથી રાજાએ એવી બાબત કદી કદી કર્તવ્ય માટે કરવી પડે છે અને હું જો મારી પ્રજાના સુખ અને કલ્યાણમાટે આટલી દક્ષતા રાખું નહીં તો એકાદા અત્યાચારી રાજામાં ને મારામાં ભિન્નતા કદી પણ રહી શકે ખરી ?

## ૪૧ બંગીય જાદુગર

બંગાલ એટલે જાદુવિદ્યાનું આગાર છે. તે દેશના જેવા કુશળ જાદુગર દુનિયામાં ક્યાંય નહિ હોય, એવી મારી સમજ થઈ છે. મારા રાજ્યારૂઢ થયા પછી પોતાની જાદુવિદ્યા દેખાડવામાટે મારી પાસે આજ પર્યંત અનેક જાદુગર આવ્યા છે પણ તેમાં હમણાં આવી ગયેલા સાત જાદુગરોએ જે અદ્‌ભુત ખેલ કરી દેખાડ્યા, તે હું કદી પણ વિસરનાર નથી. તેણે એકંદર અઠ્ઠાવીશ ખેલ કરી દેખાડ્યા. તે સર્વ જ ખેલ વિશેષ મનોહર હોવાથી તે સંબંધી થોડી માહિતી અત્રે દઉં છું.

૧. રાજમહેલના એક વિશાળ ચોકમાં તે જાદુગરોને તેના ખેલ કરવાની પરવાનગી દઈને ચોકની આસપાસ સરદાર, અમીર વગેરેને બેસવાની સોય કરી હતી. સર્વ માણસો આવ્યા પછી જાદુગરોએ પોતાને ગમે તે ફળ ઝાડ હાલને હાલ ઉત્પન્ન કરીને તેનાં ફળો પ્રેક્ષકોને ખાવા દઉં છું, માટે કયું ફળ ઝાડ ઉત્પન્ન કરું તેની આજ્ઞા થાય, એવું મને પૂછ્યું. સરદારખાન-ઈ-જાહાન પાસે બેઠો હતો, તેણે તેને આમ્રવૃક્ષ કરવાની સૂચના કરી. તેની એવી સમજ હતી કે, આમ્રવૃક્ષ તૈયાર કરવું કઠિન છે. આમ્રવૃક્ષ તૈયાર કરવાનું કહ્યા પછી એક જાદુગરે વીસ પચ્ચીસ ઠેકાણે થોડી થોડી જમીન ખોદી તેમાં જૂદા જૂદા પ્રકારનાં બિયાં રોપ્યાં ને તે ઉપર માટી ઢાંકી તે સર્વ સ્થળે આચ્છાદન મૂક્યા પછી તે સર્વ જાદુગર કોઈ જાણે નહિ, તેમ મંત્ર બોલવા લાગ્યા. થોડો વખત મંત્રોચ્ચાર કર્યા પછી તેણે તે આચ્છાદન દૂર કર્યાં. ને ઉગેલાં સર્વને દેખાડ્યાં. તે વૃક્ષમાં કેટલાંક આમ્રવૃક્ષ હોઇને કેટલાંક અંજિર, સંત્રા, મીઠાં લીંબૂ વગેરે વૃક્ષ હતાં. આ વૃક્ષ ઉપરનાં આચ્છાદનો દૂર કરતાં તેની ઉંચાઈ એક ફૂટ હતી. પછી તે જાદુગરો મંત્ર બોલવા લાગ્યા. તે વૃક્ષ વધે છે એવું સ્પષ્ટ દેખાવા લાગ્યું. વધતાં વધતાં તે વૃક્ષને ફળો પણ આવતાં દેખાયાં. તુરત જ તે વૃક્ષ પાંચ છ હાથ વધ્યાં અને તેના ઉપર ફળોના જુમખે જુમખા દેખાવા લાગ્યાં. એટલું જ નહીં, પણ અનેક જાતિનાં પક્ષીઓ તે વૃક્ષ ઉપર બેઠેલાં હોઇને તે મંજૂલ સ્વરે

બાગ છે એવું અમે સર્વેએ સ્પષ્ટ જોયું. તે ચોક તે વખતે એકાદા સુંદર ઉદ્યાન પ્રમાણે દેખાવા લાગ્યો. કેટલાક સરદારો ચોકમાં ઉતરીને વૃક્ષમાં કાંઈ કૃત્રિમપણું દેખાય છે શું, તે જોયું; પણ તેમાં કાંઈ ન્યૂનતા નહોતી. પછી તે જાદુગરોએ ચાંદીના તાટમાં તે વૃક્ષનાં ફળો તોડી તેમાં મૂકી તે તાટ મારી પાસે લાવી મૂકયાં. મેં તેમાંનાં કેટલાંક ફળો ખાઈ બાકીનાં સરદારોને દીધાં. તે ફળોમાં સ્વાદ વગેરેનો કશો ફરક નહોતો, એ જોઈ મને બહુ આશ્ચર્ય થયું અને મેં જાદુગરોને યોગ્ય બક્ષીસ દીધી. પછી તે જાદુગરોએ વૃક્ષો ઉપર વસ્ત્રો નાંખી પુનઃ મંત્ર ભણવાનો આરંભ કર્યો અને તે વૃક્ષો અદશ્ય કરી નાંખ્યાં. આજ પર્યંત મેં આમ્રવૃક્ષ વગેરે વૃક્ષો ઉત્પન્ન કરનાર ઘણા જાદુગરો જોયા હતા; પણ તેનાં વૃક્ષો બહુ નાનાં હોઈ તેને ફળો પણ બહુ બારીક હતાં અને તે તેમણે કોઇને ખાવા દીધાં નહોતાં. પણ આ જાદુગરોનાં વૃક્ષ તથા ફળમાં કોઈપણ પ્રકારની કૃત્રિમતા નહોતી. તે જાદુગરો પાસે અનેક ખેલ હતા; પણ કોઇપણ એક ખેલ કર્યા પછી તે દિવસે બીજો ખેલ કરવો નહીં, એવો તેનો નિયમ હોવાથી મેં તેને રોકી રાખ્યા અને સવડ પ્રમાણે એકેક ખેલ કરવાની આજ્ઞા કરી.

૨. તે પ્રમાણે એક દિવસે એક જાદુગરે પોતે કેવળ મધ્યરાત્રિએ આકાશમાં એક સૂર્ય પ્રમાણે તેજો ગોલક ઉત્પન્ન કરી તેનો દિવસ પ્રમાણે પ્રકાશ વીસ પચીસ કોશના પ્રદેશપર્યંત પાડે છે, એમ કહ્યું. મેં તેને તે પ્રયોગ અમાવાસ્યાના દિવસે કરવાની સૂચના કરીને વીસ પચીસ કોશના પ્રદેશમાં પ્રકાશ પડે છે કે નહિ, એ જોવામાટે મુદ્દામ કેટલાક સરદારોને જૂદા જૂદા ગ્રામમાં મોકલી દીધા. અમાવાસ્યાને દિવસે બે પ્રહર રાત્રિ વ્યતીત થયા પછી તે જાદુગરોએ શરીર ઉપરનાં સર્વ વસ્ત્ર કાઢી એક શ્વેત સ્વચ્છ ચાદર શરીરની આસપાસ વીંટી ને એક તેની પાસેની આરસી લઇને શહેર બહાર ગયા. આરસીના કાચ આકાશ તરફ ધરીને તે કાંઈ મંત્ર ભણવા લાગ્યા. તે સાથે આકાશ વિલક્ષણ તેજથી પ્રકાશમાન થઇને જ્યાં ત્યાં પુષ્કળ પ્રકાશ પડ્યો. તે પ્રકાશમાં જ હું સાથેના સરદારો સાથે રાજમહેલમાં પાછાં આવ્યાં. બહારગામ ગએલા સરદારો પણ બીજે દિવસે પાછા આવી બે પ્રહર પછી પ્રકાશ પડવાનું કહ્યું. એવા પ્રકારના જાદુના ખેલો કરનાર જાદુગરો બંગાલમાં છે, એવું જો આ બનાવ પહેલાં મને કાઇએ કહ્યું હોત, તો તે ઉપર હું કદી પણ વિશ્વાસ રાખત નહીં, પણ પ્રત્યક્ષ નેત્રોએ તે અદ્દ્ભુત પ્રકાર જોયા પછી બંગીય જાદુગર અસામાન્ય છે, એવી મારી ખાત્રી થઈ ચૂકી.

૩. એક દિવસે તે સાતે જાદુગર મારા મહેલમાં આવ્યા અને પોતે મુખ કિંવા મુખમાંના કોઈ પણ અવયવની મદત ન લેતાં ગાઈ સંભળાવીએ, એવું કહેવા લાગ્યા. મેં તેને બેસવાનાં આસનો દઈ ગાવાની આજ્ઞા કરી. તે પ્રમાણે સત્યતઃ મુખ, ઓષ્ઠ, જિહ્વા વગેરે અવયવની મદત ન લેતાં ગાવા લાગ્યા. તે પ્રકાર જોઇને સર્વને બહુ આશ્ચર્ય જણાયું. હું તેની પાસે જઈ અવાજ ક્યાંથી નીકળે છે, તે કાળજીપૂર્વક જોવા લાગ્યો, ત્યારે મારા લક્ષમાં એવું આવ્યું કે, ગળાની કિંચિત્ નીચેથી અવાજ નીકળે છે. તે અવાજમાંથી માત્ર શબ્દોચ્ચાર થતો નહોતો, પણ સ્વરનો ઉચ્ચનીચ અવરોહ સ્પષ્ટ થતો હતો એટલું જ નહીં, પણ તે સાતે જાદુગરો આર્ય સંગીત શાસ્ત્ર પ્રમાણે ઉચ્ચનીચ સ્વરાવરોહ જ્યારે કરવા લાગ્યા, ત્યારે અમે સર્વ પ્રેક્ષક તલ્લીન થઈ ગયા.

૪. ભિન્ન ભિન્ન રંગની શોભાવાળી દારૂની હવાઈ તૈયાર કરીને તેઓ એક દિવસે મારી પાસે લાવ્યા. તે હવાઇઓ ઉપર એક, બે, એવા આંકડા લખી તે આંકડા લક્ષમાં રાખીને જૂદે જૂદે ઉંચે ઠેકાણે મૂકવાનું તેઓએ મને કહ્યું. તે હવાઇઓ એક સો હોઇ મેં તેના ઉપર આંકડા માંડીને રાજમહેલ ઉપર અને પાસેની અન્ય મોટી મોટી ઇમારતો ઉપર મૂકી. કેટલીક તો ઉંચાં ઉંચાં વૃક્ષો ઉપર પણ મૂકી હતી. રાત્રિ થયા પછી તે જાદુગર મારી પાસે આવ્યા અને કહ્યો તે આંકડાની હવાઈ અમે અહીં બેઠા બેઠા સળગાવિયે એવું કહ્યું. હવાઇયોની યાદી કરી હતી, તે ખાન-ઈ-આજમે લઇને સર્વથી ઉંચે જે હવાઈ મૂકી હતી, તેનો આંકડો કહ્યો. તે સાથે સિંહદ્વાર ઉપરના મહેલની ગચ્ચી ઉપર મૂકેલી લાલ રંગની હવાઈ સળગી .ને તેનો જ્યાં ત્યાં લાલ પ્રકાશ પડ્યો. એ પ્રમાણે જે આંકડા કહેવા લાગ્યા તે આંકડાની હવાઇયો આપો આપ સળગવા લાગી. એક વૃક્ષ ઉપર પાંચ છ હવાઇઓ મૂકી હતી, તે સર્વના આંકડા જાદુગરોને એકદમ કહેવાથી તે એક સાથે જ સળગીને રાત્રિના વખતમાં મોટી મોજ દેખાવા લાગી.

૫. એક દિવસે તેણે પોતાની જાદુવિદ્યાના પ્રભાવથી રાજમહેલમાંના ખોજા, હજુરીઓ વગેરે માણસોને જમવાની યોજના કરી એક મોટી કઢાઈ ચોકમાં આણી મૂકી. 'આ કઢાઈ મારા જ નોકરોએ આણી મૂકી હોવાથી તે માટે સંશયનું કાંઈ કારણ નહોતું. તે કઢાઇમાં જાદુગરોએ ગરમ પાણી નાંખી તેમાં સાતમણ ચોખા નાંખ્યા ને તેના ઉપર ઢાંકણુ ઢાંક્યું. કઢાઇની નીચે અગ્નિ વગેરે નહીં છતાં થોડા જ વખતમાં ચોખા સીજવાનું તેણે સર્વને દેખાડયું. પછી તે કઢાઈ ઉપરનું ઢાંકણુ તેમનું તેમ જ રાખી તેઓ નીચેથી ટાટ બહાર કાઢવા લાગ્યા. તે ટાટમાં ભાત અને કુકુ-

ડાનું માંસાન્ન એવા બે જ પદાર્થ હતા. તે પ્રમાણે તેણે એક સોથી પણ અધિક ટાટો બહાર કાઢીને હજુરીઓને જમવા બેસાડ્યા. આશ્ચર્યની વાત એ કે, તે કઢાઇમાંથી સો દોઢસો કુકડાંનું માંસાન્ન કયાંથી નીકળ્યું, તે કોઈ સમજ્યું નહીં.

૬. એક વખત તેણે એક ગુલાબનું પુષ્પ લઇને તે જમીન ઉપર મૂકયું ને કાંઈ મંત્રોચ્ચાર કર્યા. તે સાથે તે પુષ્પમાંથી ફુવારા પ્રમાણે જોરથી ઉંચે પાણીની અનેક ધારાઓ ઉડવા લાગી; પણ ફુવારામાંથી, પાણી જેમ નીચે હોજમાં પડતું, તેમ આ પુષ્પમાંથી પાણી જમીન ઉપર પડતું નહીં. પાણીની ધારા જમીનની ઉપર પડે ત્યાં તે ધારાનું સુંદર ગુલાબનું પુષ્પ થઇને જમીન ઉપર પડતું હતું. આ પ્રમાણે થોડા જ વખતમાં ત્યાં લક્ષાવધિ ગુલાબનાં પુષ્પોનો ઢગલો થયો. થોડા વખતમાં તેણે તે ફુવારો બંધ કર્યા પછી તે સર્વ પુષ્પ અદશ્ય થઇને ફક્ત પ્રથમનું જ ગુલાબનું પુષ્પ રહ્યું. જમીન પ્રથમ પ્રમાણે જ હતી. આ પ્રમાણે ત્રણ ચાર વખત જૂદા જૂદા પ્રકારના રંગનાં પુષ્પનાં ફુવારાઓ ઉડાડી દેખાડ્યા. લક્ષમાં રાખવા યોગ્ય વાત એ કે, જે વખતે જે જાતનાં પુષ્પો તેમાંથી નીચે પડતાં, તે પ્રમાણે તે પુષ્પનો સુગંધ છૂટતો હતો.

૭. એક દિવસ જાદુગરોએ પોતે આજ ખેલ કરનાર છે; એવું સૂચવ્યાથી નિયત સમયે હું મારા સરદારો સહ ચોકમાં જઇને બેઠો. તે દિવસે પ્રથમ એક જાદુગર આવી ચોકમાં ઉભો રહ્યો. પછી બીજો જાદુગર આવ્યો ને તે જાદુગરના શરીર ઉપર ચઢીને તેના મસ્તક ઉપર મસ્તક મૂકીને પગ આકાશપ્રતિ કરી ઉંધે માથે તેના ઉપર રહ્યો. ત્રીજો જાદુગર તે ઉભયના શરીર ઉપર ચઢીને બીજા જાદુગરના પગ ઉપર પગ મૂકી ઉભો રહ્યો. આ પ્રમાણે તે સાતે જણ પરસ્પરના પગ ઉપર પગ અને મસ્તક ઉપર મસ્તક મૂકી ઉભા રહ્યા. પ્રથમ આ ખેલ વ્યાયામ જેવો દેખાયો, પણ સુમારે એક કલાક સૂધી તે કાષ્ટસ્તંભ પ્રમાણે તદ્દન સ્થિર રહેલાં જોઈ આ જાદુનો જ પ્રભાવ છે, એવું અમો સર્વને જણાવ્યું.

૮. એક વખત એક જાદુગરે એવી જ એક શક્તિનો પ્રયોગ કરી દેખાડ્યો; પણ તે કેવળ જાદુનો જ ખેલ હોય એવું મને ભાસ્યું. પ્રથમ એક જાદુગર આવીને ચોકમાં ઉભો રહી તેણે એવું કહ્યું કે, મારી કમરેથી કોઈ પણ પહેલવાને પકડીને રાખવો. તે પહેલવાનની કમર બીજાએ પકડવી અને આ પ્રમાણે એક પછી એક એવા ચાલીસ માણસે મને પકડી રાખવો, છતાં પણ હું તે સર્વને ખેંચીને લઈ જઇશ. જાદુગરનું એવું બોલવું થયા પછી સારા શક્તિસંપન્ન એવા ચાલીસ ગૃહસ્થો ઉઠ્યા અને તેણે તે જાદુગરોને પકડીને પોતાની શક્તિની પરાકાષ્ઠા કરી; તથાપિ

જાદુગરના કહેવા પ્રમાણે તે સર્વને ફડો ફડ ખેંચી નીચે પાડ્યા, એવું તેણે ત્રણ ચાર વખત કરી દાખવ્યું.

૯. એક દિવસે તે જાદુગરોએ જે ખેલ કર્યો, તે તો અત્યંત વિલક્ષણ હતો. તેમણે સર્વ સમક્ષ પોતાના પૈકી એક માણસને મારી નાંખી તેના શરીરના ટુકડે ટુકડા કર્યા ને તે જૂદી જૂદી દિશાએ ફેંકી દીધા. પછી જે જગ્યા ઉપર તે માણસને માર્યો હતો, તે જગ્યા ઉપર તેમણે પોતાની પાસેની એક ચાદરની રાવટી તૈયાર કરી ને ત્યાં ખોદી ને તે રાવટીમાં એક જાદુગર જઈ બેઠો. તે ઘણો વખત અંદર બેઠા પછી મારી નાંખેલા માણસને સારી સ્થિતિમાં લઇને બહાર આવ્યો. મરેલા માણસને જીવતો થયેલો જોઇને અમો સર્વને જે આશ્ચર્ય થયું, તે કલ્પનાતીત છે. મેં તે માણસને કાળજીપૂર્વક જોયો, પણ તેના શરીર ઉપર એક પણ ક્ષતચિહ્ન દૃષ્ટિએ પડયું નહીં.

૧૦. એક દિને તેઓ એક મોટા મોઢાની બે હાથ લાંબી નળી આણીને અમોને સર્વને જોવા માટે દીધી. તેમાં કાંઈ પડદો કિંવા અન્ય કાંઈ યાંત્રિક યોજના ન હોઈ એક સાદી નળી છે, એવી અમો સર્વની ખાતરી કરી લઈ, તે નળી જાદુગરને પાછી દીધી. પછી એક જાદુગરે તે નળીના મોંમાં એક સારું તરબૂચ ઘાલ્યું; પણ બીજી તરફ તરબૂચને બદલે નારંગી બહાર પડી. પુનઃ નારંગી અંદર ઘાલતાં દ્રાક્ષ બહાર આવી. દ્રાક્ષ અંદર નાખતા અંજિર બહાર પડ્યાં. સારાંશ નળીના એક છેડામાં જે ફળ નાંખતા, તેના બીજા છેડામાંથી કાંઈ જૂદું જ ફળ આવતું હતું. એ પ્રમાણે તે જાદુગરોએ સો પ્રકારનાં ફળો બદલી દેખાડ્યાં.

૧૧. એક વખત તેમણે ઉપર પ્રમાણે જ એક નળી આણી તેમાં કાંઈ કૃત્રિમતા નથી, એવી સર્વ પ્રેક્ષકોની ખાત્રી કરી દીધા પછી નળીમાં હાથ વગેરે કાંઈ ન ઘાલતાં નળીમાંથી બે મોટાં કુકડાં બહાર કાઢ્યાં. કુકડાં બહાર પડતાં તેમની લડાઈ શરુ થઇને તે લડાઈ બહુ પ્રેક્ષણીય થઈ. બન્ને કુકડાં એટલા ત્વેષથી લઢ્યાં કે, તે બન્નેના શરીરમાંથી રક્ત વહેવા લાગ્યું. પછી તે બન્ને કુકડાં ઉપર તેમણે એક ચાદર ઢાંકી; તે સાથે બન્ને કુકડાં અદૃશ્ય થયાં. પછી ચાદર ઉપાડવા સાથે તે જ જગ્યા ઉપર બે તેતર પક્ષી દેખાવા લાગ્યાં. શિક્ષણ આપેલા તેતર પક્ષી પ્રમાણે તે પક્ષીનું ગાવું નાચવું થયા પછી તેની ઉપર ચાદર નાંખતાની સાથે તે પક્ષી અદૃશ્ય થયાં ને ચાદર ઉંચકતાં તે જગ્યા ઉપર બે ભયંકર કૃષ્ણ સર્પ ઉત્પન્ન થઇને તેમની લઢાઈ શરુ થઈ. ઉભય સર્પ રક્ત બંબાળ થયા પછી તેની ઉપર ચાદર નાંખતાં તે સર્પ અદૃશ્ય થઈ ત્યાં પૂર્વ પ્રમાણે ભૂમિ દેખાવા લાગી.

૧૨. જાદુગરોના કહેવા પ્રમાણે મેં મારા માણુસો પાસે એક વિસ્તૃત પુષ્કરિણી તૈયાર કરાવી તેમાં પાણી ભરી રખાવ્યું. પુષ્કરિણી તૈયાર થયા પછી એક દિવસે તે જાદુગરોએ પુષ્કરિણી સંબંધી ખેલ શરુ કર્યો. જાદુગરોએ પોતાની પાસેથી એક શ્વેત વિસ્તૃત વસ્ત્ર કાઢીને તેણે તે પુષ્કરિણી ઉપર ઢાંકયું, ને મોઢેથી કાંઇક મંત્રો બોલવા લાગ્યા. તેના તે મંત્રો બોલવા પૂર્ણ થયા પછી તેણે પુષ્કરિણી ઉપર ઢાંકેલું વસ્ત્ર કાઢી લઈ પાણીનો ઉત્કૃષ્ટ બરફ બન્યો છે, એવું દેખાડયું. તે બરફ હોવા બદ્દલ અમે સર્વેએ પોતાની ખાત્રી કરી લીધી. એટલું જ નહી, પણ તે બરફ ઉપર એક હસ્તિરક્ષકે હસ્તિ ચલાવ્યો હતો. પછી જાદુગરોએ પુનઃ તે પૂર્વનું વસ્ત્ર પુષ્કરિણી ઉપર પ્રસારીને કાંઇક મંત્રોચ્ચાર કરવા લાગ્યા. તે પૂર્ણ થયે તે વસ્ત્ર કાઢી લેતાં તે પુષ્કરિણીમાંનો બરફ કિંવા પાણી ઉભયમાંથી કાંઈ ન હોતાં, તે પાણી ભરવા પહેલાં જેવી સૂકી હતી, તેવી સૂકી દેખાવા લાગી. તે પ્રકાર જોઈ અમો સર્વને બહુ આશ્ચર્ય જણાયું. કારણ કે તે પુષ્કરિણી કાંઈ નાની ન હોઈ સુમારે એકસો માણુસોએ આઠ દસ દિવસ સૂધી તેમાં પાણી ભર્યું હતું. આટલું બધું પાણી મંત્રશક્તિથી અદશ્ય થયેલું જોઈ મને સાહજિક જ આશ્ચર્ય થયું.

૧૩. જાદુગરોના કહેવા પ્રમાણે એક મેદાનમાં બે તંબૂ નખાવ્યા. બન્ને તંબૂ વચ્ચે ઘણું અંતર હોઈ એકમેકનાં દ્વાર સામ સામાં હતાં. સર્વ તૈયારી થઈ. સરદાર વગેરે મંડળ એકઠું થયા પછી જાદુગરોએ પોતાના ખેલનો પ્રારંભ કર્યો. પ્રથમ તંબૂમાં કાંઈ છે કે નહીં, તે જોવા માટે કેટલાક પ્રેક્ષક ગયા. ઉભય તંબૂમાં કાંઈ પણ વસ્તુ નથી, એવું તે પ્રેક્ષકોએ કહ્યા પછી તે સાત જાદુગરો પૈકી બે બન્ને તંબૂમાં ગયા. જતી વખતે તે ઉભયને તપાસી ને તેની પાસે કાંઈ નથી, એવી ખાત્રી કરી લીધી હતી. તે ઉભય સખ્સો તંબૂમાં ગયા પછી એક જાદુગરે 'તમો કહો તે પક્ષી કિંવા પશુ તંબૂમાંથી ઉત્પન્ન કરીને તેની લઢાઈ કરાવું.' એમ પ્રેક્ષકોને કહ્યું. પ્રેક્ષકોમાં એકે શહામૃગ પક્ષી ઉત્પન્ન કરવાનું કહ્યું. તે સાથે પ્રત્યેક તંબૂમાંથી એકેક શહામૃગ પક્ષી બહાર પડ્યાં. દ્વારમાંથી પગ બહાર મૂકતાંની સાથે જ તે એકમેક ઉપર જન્મવેરી પ્રમાણે ધસી આવ્યાં. તેની તે લઢાઈ બહુ પ્રેક્ષણીય હોઈ અલ્પ સમયમાં જ ઉભય પક્ષી રક્તથી ન્હાઈ ગયાં. પછી તે ઉભય જાદુગર તેની પાસે જઈ લઢાઇમાંથી છોડાવી પરસ્પરને પરસ્પરના તંબૂમાં આણ્યાં. પછી મારા પુત્ર ખુરમે નીલ ગાય ઉત્પન્ન કરવાનું કહેતાંની સાથે જ ઉભય તંબૂમાંથી નીલગાય બહાર પડી પરસ્પર ટક્કર શરુ થઈ. પછી તે પ્રમાણે જેણે જે જનાવરનું નામ લીધું, તે તંબૂમાંથી બહાર પડી તેની લઢાઈ થાય છે. આશરે

૨૦, ૨૫ પ્રકારનાં જનાવરોની લઢાઈ દેખાડ્યા પછી જાદુગરોએ તે ખેલ પૂર્ણ કર્યો. જાદુગરોની એકેક વિલક્ષણ જાદુવિદ્યા જોઇને તે વખતે સર્વ આગ્રાવાસી આશ્ચર્યચકિત થઈ ગયા હતા. જૂદા તંબૂમાંથી આટલાં જનાવરો ક્યાંથી કાઢે છે, તેની મેં તે જાદુગરો પાસેથી થોડી ચોકસી કરી; પણ તેણે સમાધાનકારક ઉત્તર દીધો નહીં. કેટલાક ખેલ તે મને સમજાવીને કહે એવી મારી ઇચ્છા હતી ને તે ઇચ્છા મેં તેને બોલાવીને જણાવી હતી. ત્યારે તેણે મને એમ કહ્યું કે, જાદુવિદ્યામાં બે પ્રકાર છેઃ– એક હસ્ત કૌશલ્ય અને બીજી મંત્રવિદ્યા. અમો આ સર્વ ચમત્કાર મંત્રિવિદ્યાથી કરીએ છીએ. આ વિદ્યા સંપાદન કરવાના નિયમો બહુ કઠિન હોઈ તે આપનાથી પાળી શકાય તેવા નથી, માટે આપને આ વિદ્યા શિખવી શકાય નહીં. તેનું આ બોલવું સત્ય હોવાથી મેં તેને પુનઃ શિખવવા માટે કહ્યું નહીં.

૧૪. એક દિવસે એક જાદુગરે એક વિચક્ષણ ખેલ કરી દેખાડ્યો. તેણે એક ધનુષ્યને પચાસ બાણ લઈ પ્રથમ એક બાણ આકાશમાં છોડ્યું. તે બાણ પુષ્કળ ઉંચે ગયા પછી તેની ઉર્ધ્વ ગતિ સમાપ્ત થતાં નીચે જમીન પ્રતિ ન જુકતાં અધર લટકતું રહ્યું. તે પ્રકાર જોઈ ધનુર્વિદ્યામાં નિષ્ણાત એવા પ્રેક્ષકોએ મુખમાં અંગુલિ ઘાલી. પછી જાદુગરે બીજું બાણ છોડ્યું. તે પણ આકાશમાં ઉંચે જઈ પ્રથમ બાણની નીચેના છેડાને ચોંટ્યું. એ પ્રમાણે એક પછી એક એવાં પચાસ બાણ છોડી જાદુગરે બાણની એક શૃંખલા તૈયારી કરી. આ શૃંખલા આકાશમાં લટકતી રહ્યા પછી જાદુગરે બીજું એક બાણ તે શૃંખલા ઉપર છોડ્યું. તે સાથે સર્વ બાણ ભૂમિવત્ થયાં. આ પ્રકાર જાદુવિદ્યાનો ન હોઈ ધનુર્વિદ્યાનો છે, એવી જો મારી સમજ હોત તો, મેં ગમે તે પ્રયત્ને તે ધનુર્વિદ્યા સંપાદન કરી હોત; પણ તે જાદુવિદ્યા હોવાથી હું નિરુપાય થયો. મારા દરબારમાંના કેટલાક હિંદુ સરદારો પ્રાચીન કાળમાં અમારામાં મંત્ર બળે યુદ્ધમાં ઉપયોગી થનાર અનેક અસ્ત્રો હતાં એમ કહે છે. અર્જુને તો બાણનો સેતુ પૃથ્વીથી સ્વર્ગ પર્યંત બાંધ્યો હતો, એવું તે કહેતાં હું હસીને હિંદુ સરદારોની મશ્કરી કરતો. કારણ આ વાત શક્ય હશે એવી મારી કલ્પના જ નહોતી; પણ ઉપરનો જાદુવિદ્યાનો ચમત્કાર જોયા પછી પ્રાચીન હિંદુના અસ્ત્ર ચમત્કારની અસત્યતા માનવાનું મેં છોડી દીધું.

૧૫. એક દિવસે જાદુગરોએ એક ચાંદીના પ્યાલામાં પાણી ભરી તે પાણીમાં એક ગુલાબનું પુષ્પ નાંખ્યું ને તે પ્યાલો તેણે દરબારમાંના પ્રેક્ષકો સમક્ષ આણી મૂક્યો. તેમાં સ્વચ્છ પાણી અને ગુલાબી રંગના ગુલાબનું પુષ્પ એ શિવાય કાંઈ નથી, એવી અમો સર્વેએ પોતાની

ખાત્રી કરી લીધા પછી એક જાદુગર પ્યાલા પાસે આવી બેઠા ને તેણે કોઈ પણ પ્રેક્ષકને તે પુષ્પ પાણીમાં બૂડાવવાનું કહ્યું. તે પ્રમાણે એક તે પુષ્પ પાણીમાં બૂડાવતાં જ પુષ્પનો રંગ એકદમ પલટ્યો ને પ્યાલામાં પીતવર્ણી ગુલાબ પુષ્પ દેખાવા લાગ્યું. એ રીતે એક જ પુષ્પ ભિન્ન ભિન્ન વર્ણનાં ને ભિન્ન ભિન્ન આકારના તેણે સો વખત બદલી દેખાડ્યાં. પછી મારા માણસ પાસે એક બારીક દોરાની દડી મગાવી. તે બધી પાણીમાં નાંખીને તેનો એક છેડો પકડી તે માણસના હસ્તમાં આપી ધીમે ધીમે ખેંચવાનું કહ્યું. તે પ્રમાણે પાણીમાંથી દોરો ખેંચતાં, પીતવર્ણી તો પુનઃ નીલવર્ણી, તો રક્તવર્ણી તેમ પૃથક્ પૃથક્ વર્ણના બબ્બે હસ્તના અંતર ઉપર તે દોરાના રંગ બદલાઇને તે સર્વ દડી અનેક પ્રકારનાં વર્ણની થઈ. આ પ્રકારમાં સંશયને સહેજ પણ સ્થાન નથી. કારણ પ્યાલામાં પાણી ભરવું, પુષ્પ બૂડાવવું, દોરાની દડીમાંથી દોરા કાઢવા, વગેરે સર્વ મારા જ માણસે કર્યું હતું.

૧૬. એક વખત રાજમહેલમાં આવેલા બે કાકાકૌવાના પિંજરા તેણે આણવાનું કહ્યું, ને તે આણ્યા પછી એક જાદુગરે તે ઉપર ચાદર ઢાંકી, તે થોડા વખતે ઉંચકવાનું કહ્યું. તે પ્રમાણે ચાદર ઉંચકી જોતાં તે પિંજરામાં કૌવાને સ્થાને બે સુંદર પોપટ દૃષ્ટિએ પડ્યા. પુનઃ ચાદર નાંખી તે ઉંચકી જોતાં તેતર પક્ષી દેખાયાં. પછી રાજહંસ, મોર વગેરે સો પ્રકારનાં પક્ષી તે જ પિંજરામાં તેને બદલે બતાવ્યાં.

૧૭. જાદુગરો પાસે આસરે વીશ હાથ લંબાઇનો ને આઠ હાથ પહોળાઇનો એક બહુ સુંદર ગાલીચો હતો. તે તેણે એક દિવસ દરબારમાં આણીને પરીક્ષા માટે પ્રેક્ષકો પાસે મૂક્યો. ગાલીચો સાધારણ રક્તવર્ણી હોઈ તેના ઉપર શ્વેત વર્ણી વેલબુટ્ટા હતા. તે ગાલીચો તેણે ખંખેરી જમીન ઉપર પાથર્યો ને પછી કેટલાક વખતે તે મારા હજુરોને ઉપાડી લેવાનું કહ્યું. તે પ્રમાણે ગાલીચો ઉપાડતાં તે પીતવર્ણી બનીને તેના ઉપરના વેલબુટ્ટા ગુલાબી રંગના થયા. પુનઃ પાથરી પુનઃ ઉંચકતાં તે નીલવર્ણી થયો. આ પ્રમાણે સુમારે પંદર સોળ વખત તે ગાલીચાનો રંગ પલટાયો. તેમાં ખુબી એ કે, રંગ પલટાવાનો હુકમ જાદુગર શિવાય અન્ય મનુષ્યે ફરમાવતાં ગાલીચાનો વર્ણ પૂર્વ પ્રમાણે કાયમ રહેતો હતો; પણ જાદુગરે હુકમ ફરમાવતાં ગાલીચાનો વર્ણ તુરત જ બદલાતો.

૧૮. એક દિવસે જાદુગરોએ એકાદા નાના વાસણમાંથી ગમે તેટલું પાણી કાઢી દેખાડીએ, એવું કહેવાથી, મેં સરદારોને બોલાવી ચાંદીનું પ્યાલું જાદુગરોને આણી દીધું. જાદુગરોએ પ્રથમ તે પ્યાલું પાણીથી ભરી લઈ

તેના ઉપર કાંઇક મંત્રપ્રયોગ કર્યો ને પછી તે એક હજુરીના હાથમાં આપી તેને તે પ્યાલામાંનું પાણી આશરે વીશ પચીશ ગાગરા અને તપેલાઓમાં ઠાલવવા કહ્યું. તે પ્રમાણે પ્યાલામાંનું પાણી તપેલામાં ઠાલવી હજુરી તે ખાલી પ્યાલું ઉંચું કરતાં જ તે પ્યાલું પાણીથી ભરાઈ જતું. તે પાણી પુનઃ તપેલામાં ઠાલવતાં પુનઃ તે ભરાતું. આ ક્રમે સર્વ તપેલાં ભરાવા પર્યંત તે પ્યાલામાં પાણી આવે છે. આ ચમત્કાર જોઇને સર્વ મંડળ ચકિત થયું.

૧૯. એક વખત જાદુગરોને ખેલ કરવાની સૂચના થતાં એક જાદુગર અમારી આગળ આવી ઉભો રહ્યો. તેણે પોતાનું મુખ ઉઘાડી બતાવ્યું, તો તેના મુખમાં એક સર્પનું મુખ દેખાયું. પછી બીજા જાદુગરે તેનું મુખ પકડી તેના ગળામાંથી તે સર્પ ખચી કાઢી જમીન ઉપર નાંખ્યો. તે સર્પ ચાર હાથ લાંબો હોઈ દેખાવમાં બહુ ભયંકર હતો. તે સર્પ જમીન ઉપર નાંખતાં જ જાદુગરના મુખમાં પુનઃ સર્પનું ડોકું દેખાવા લાગ્યું. તે સર્પ પણ જમીન ઉપર નાંખ્યો અને પછી બીજા જાદુગરે પહેલા જાદુગરના મુખમાંથી બીજા છ સર્પો કાઢ્યા. આ એકંદર આઠ સર્પ બહુ મોટા અને વિષારી સર્પ પ્રમાણે ભયંકર હોઈ તેનું એકમેકમાં યુદ્ધ શરુ થઈ થોડા જ વખતમાં તે સર્વ સર્પ મરણોન્મુખ થઈ પડ્યા.

૨૦. એક ગુલાબનું પુષ્પ લઈ તે એક આરસી પાસે લઈ જાદુગરે તેનો વર્ણ બદલી દેખાડ્યો. પુષ્પ આરસી પાછળ રાખી પુનઃ આગળ આણ્યું કે, તેનો રંગ બદલાયો જ. સુમારે વીશ પચીશ વર્ણ એક જાદુગરે બદલી દેખાડ્યા.

૨૧. એક વખત જાદુગરો પૈકી એકે ચીનાઈ માટીના બહુ સુંદર વીશ પ્યાલાની હાર માંડી દઈ તેમાં કાંઈ છે કે નહીં, એ જોવામાટે પ્રેક્ષકોને વિનતિ કરી. પ્યાલામાં કાંઈ કૃતિમતા ન હોઈ પ્યાલામાં કશી પણ વસ્તુ નથી, એવી પ્રેક્ષકોની ખાત્રી થયા પછી જાદુગરોએ તે વિશે પ્યાલા ઉપર એક ચાદર ઢાંકીને કાંઇક મંત્ર ભણી તે થોડે વખતે ઉંચકી લેતાં જાદુગરોએ તે સર્વ વસ્તુ પાસે બેઠેલા હજુરીઓને ખાવામાટે દીધી.

૨૨. એક દિવસ જાદુગરોએ એક પિત્તળનું મોટું ભુંગળું ને શેખ સાદીનાં કાવ્યોની એ ચોપડી એવી બે વસ્તુ લાવીને મારા હાથમાં દીધી. મેં તે બન્ને વસ્તુ બહુ કાળજીપૂર્વક જોઈ ઇતર સરદારોને જોવામાટે દીધી ને પછી તે જાદુગરોના હાથમાં દીધી. જાદુગરોએ સર્વની સમક્ષ સાદીના કાવ્યનું પુસ્તક નળીમાં ઘાલ્યું ને તે બીજી બાજુએ બહાર કાઢી જોવાનું કહ્યું. તે પ્રમાણે તે પુસ્તક એક સરદારે બહાર કાઢી

જોતાં તે શેખ સાદીનું ન હોઈ હાફેજના કાવ્યનું દેખાયું. આ ચમત્કાર જોઈ અમો સર્વ આશ્ચર્યચકિત થયા ને તે પુસ્તક પુનઃ એક બાજુએ નળીમાં ઘાલી બીજી બાજુએ બહાર કાઢયું ત્યારે તે હાફેજના કાવ્યોનું ન હોઈ કવિ સુલેમાનના કાવ્યોનું દેખાયું. એ પ્રમાણે પાંચ છ કવિના કાવ્યગ્રંથોની ફેરબદલી તેણે કરી દાખવી.

૨૩. મોકળા મેદાનમાં એક ખેલ કરવાનો છે, એવું જાદુગરોનું બોલવું થવાથી મેં તેના કહ્યા પ્રમાણે એક જગ્યા તૈયાર કરાવી, ને નિયત દિને ત્યાં સર્વ સરદારસહ જઇને બેઠો. પછી જાદુગરો સાથે પાંચ જનાવરોને શૃંખલાવાળી એક લોખંડની પેટીમાં લઇને આવ્યા. એક શ્વાન, એક મૃગ, એક ડુક્કર, એક વ્યાઘ્ર ને એક સિંહ એવાં પાંચ જનાવરો હોઈ લોખંડની શૃંખલા પચાસથી સાઠ હાથ લાંબી હતી. તે જનાવરોને શૃંખલા કૃત્રિમ છે કે સત્ય, એ પ્રેક્ષકોએ જોયા પછી એક જાદુગરે શૃંખલાનો એક છેડો આકાશમાં ફેંકી દીધો. તે સાથે જેમ એક સ્તંભ સાથે શૃંખલા અડકાવી હોય તે પ્રમાણે તે આકાશમાં અદ્ધર લટકતી રહી. પછી એક જાદુગર પોતે તે જનાવરો સ્વર્ગમાં મોકલે છે, એવું બોલી પ્રથમ શ્વાનને શૃંખલા પાસે આણ્યો, તો તે શ્વાન એકદમ તે શૃંખલા ઉપર ચઢીને તેના છેડાએ પહોંચતાં અદશ્ય થયો. આ ક્રમે મૃગ, ડુક્કર, વ્યાઘ્ર ને સિંહ એ પાંચે જનાવરો ઉપર આકાશમાં જઈ અદશ્ય થયાં. પ્રત્યક્ષ દૃષ્ટિએ આ પ્રકાર જોવાથી અમો સર્વ તે માટે કેટલા આશ્ચર્ય થયા હશું, તે કલ્પનાતીત છે.

૨૪. એક વખત એક સુંદર તબક આણીને તે જાદુગરોએ જોવા માટે મારા હાથમાં દીધું. ઉત્કૃષ્ટ નકસીકામ કરેલા તે ચાંદીનું તબક હોઈ તેમાં અન્ય કાંઈ નથી, એવી મારી ને અન્ય સુભટોએ ખાત્રી કરી લઈ તે તબક જાદુગરને પાછું દીધું. જાદુગરોએ તેના ઉપર ચાદર ઢાંકી તે થોડો વખત રાખી ઉપાડી લીધી તો તેમાં ઉત્તમ પ્રકારનાં પેંડા, બરફી, જલેબી, લાડુ વગેરે પકવાન્ન દેખાવા લાગ્યું. તે સર્વ પદાર્થ તેણે સિપાઈ પ્યાદાને ખાવા માટે દઈ ખાલી તબક ઉપર ચાદર ઢાંકી, પુનઃ તે કાઢી લેતાં, તે તબકમાં બદામ, પિસ્તાં, અખોડ, દ્રાક્ષ વિગેરે સુકો મેવો ઉત્પન્ન થયો. તે પણ તેણે હજુરીઓને દઈ, પુનઃ તબક ઉપર ચાદર નાંખી. પાછી ખેંચી લેતાં, તે તબકમાં પેરુ, કેળાં, સંત્રાં અંજિર, લીલી દ્રાક્ષ વગેરે ઉત્કૃષ્ટ ને તદ્દન તાજાં ફળો ઉત્પન્ન થયાં. તે ફળો પણ તેણે સિપાઈ વગેરે હલકા દરજ્જાના નોકરોને વહેંચી દીધાં.

૨૫. એક દિવસે જાદુગરોએ એક મોટું વાસણ લાવીને તેમાં પાણી ભરવાનું કહ્યું. તે પ્રમાણે મેં એક મોટું વાસણ મંગાવી તેમાં પાણી

ભરાવ્યું ને જાદુગરોનો ચમત્કાર જોવા માટે સુભટ વગેરે માણુસોને બોલાવ્યા. એક જાદુગરે તે વાસણુ ઉપર ઢાંકણુ રાખી તે થોડા વખત પછી કાઢી લીધું તો તે પાણી ઉપર બટમોગરાના પાંદડા સાથે બાર પુષ્પ તરતાં જોયાં. પછી તે ઉપર ઢાંકણું રાખી તે પુનઃ કાઢી લેતાં ચાર પાણીમાંના સાપ પાણીમાં તરતાં જોયા. તેના ઉપર ઢાંકણુ નાંખી કાઢી લેતાં તે સર્પ અદૃશ્ય થઈ ચાર સુંદર રાજહંસ દૃષ્ટિએ પડ્યા. પછી પુનઃ ઢાંકીને ઉઘાડતાં જોયું તો જૂદી જ જાતનું પ્રાણી દૃષ્ટિએ પડ્યું; પણુ ચમત્કાર એ કે, અમારી દૃષ્ટિએ કોરું વાસણુ જ પડ્યું. વાસણુમાંનું દશ પંદર ઘડા પાણી અદૃશ્ય થયેલું જોઈ અમો સર્વને બહુ આશ્ચર્ય થયું.

૨૬. એક દિવસ એક જાદુગરે એક બહુ સુંદર હીરાની વીંટી મને દેખાડી. વીંટી ઉપરનો હીરો ખરો હોઈ તે બહુ કિંમતનો હતો. આ વીંટી દેખાડવાનો તારો હેતુ શો છે? એવું મેં તેને પૂછતાં, તે મને બોલ્યો કે, વીંટી ઉપરના હીરાનો રંગ કયો છે, તે સરકારે કૃપા કરીને કહેવો. મેં હીરો શ્વેત વર્ણી હોવાથી શ્વેત વર્ણી છે એમ કહ્યું. ત્યારે તે બોલ્યો. આપે તે વીંટી દક્ષિણુ હસ્તની કરાંગુલિમાં ધારણુ કરી પુનઃ હીરાનો રંગ કહો. તે પ્રમાણે મેં તે વીંટી પહેરી હીરા તરફ જોયું, તો તે નીલવર્ણી દેખાયો. અન્ય અંગુલિમાં પહેરતાં તો તે હીરો રક્તવર્ણી થયો. એ પ્રમાણે પ્રત્યેક અંગુલિમાં હીરાનો વર્ણ બદલાતો ગયો. આ ચમત્કાર જોઈ મેં મારા રત્ન પરીક્ષકને બોલાવી તેની પાસેથી પ્રત્યેક વર્ણ બદલાતી વખતે હીરાની પરીક્ષા કરાવી. આ રત્ન ખરું છે, એટલું જ નહીં, પણુ બહુ ઉંચી જાતનું છે, એવું તે પ્રત્યેક વખતે કહેતો. આ પ્રકાર જોઇને મને સાહજિક જ આશ્ચર્ય જણાયું.

૨૭. એક દિવસે જાદુગરોએ એક વિલક્ષણુ આશ્ચર્યકારક ખેલ કરી દેખાડ્યો. તેણે પોતા પૈકી એક મનુષ્યને દરબારમાં આણીને ઉભો કર્યો. પછી મારી પાસેથી ત્રણુ ચાર તલવારો મગાવી લઈ તેની અણીની બાજુ ઉપર રાખી જમીન ઉપર મૂકીને તે માણુસને તેણે તે મૂકેલી તલવારો ઉપર હડસેલી દીધો. આશ્ચર્યની વાત એ કે, તે તલવાર ઉપર પડી તેનું અંગ તેના ઉપર ઘસાઇને બીજી બાજુએ પડ્યું, છતાં તેના શરીરને તલવારનો એક પણુ જખમ થયો નહીં. એ પ્રમાણે બે ચાર વખત તેણે તેને તલવાર ઉપર હડસેલ્યા છતાં જખમ સેજ પણુ થયો નહીં.

૨૮. એક વખતે હું મારા રાજ્ય સુભટો સહ કાંઈ રાજકારણુનો વિચાર કરતો બેઠો હતો, તેવામાં એક જાદુગરે મારા હાથમાં ચીની કાગળોનું એક પુસ્તક દીધું. તેનું બાહ્યાંગ મજબૂત ને નકશીદાર હતું.

કોઈ પણ પૃષ્ઠ ઉપર એક પણ અક્ષર પણ નથી, એ જોઈને મેં તે પુસ્તક જાદુગરોના હાથમાં પાછું દઈને તે મારા હાથમાં દેવાનો હેતુ શો? તેમ પૂછ્યું, ત્યારે તેણે તે પુસ્તક પુનઃ મારા હાથમાં દઈને પુનઃ એક વખત સર્વ પૃષ્ઠો જોવા સંબંધી મને વિનતિ કરી પુનઃ પૃષ્ઠો ઉથલાવતાં હું આશ્ચર્યચકિત થયો. જે પુસ્તક તદ્દન કોરું હતું, તે હાથમાં ને હાથમાં સુંદર ચિત્રોથી મંડિત થયેલાં દેખાયાં. પ્રત્યેક પૃષ્ઠ ઉપર એકેક સુંદર ચિત્ર હોઈ તે ચિત્રો અપ્રતિમ ચિત્રકારની કલમનો ઉત્તમ નમુનો હતો. પશુ, પક્ષી, મનુષ્ય, વનસ્પતિ વગેરે પ્રત્યેક ભાગ તે પુસ્તકમાં હોઈ પ્રત્યેક વિભાગમાં વીશ બાવીસ ચિત્રો હતાં. ચિત્રમાં પ્રત્યક્ષતાનો સંપૂર્ણ અનુભવ થતો હોવાથી પ્રત્યેક ચિત્ર પ્રતિ કલાકોના કલાક પર્યંત જોઈ રહેવાનું મન થતું. સર્વ ચિત્રો જોયા પછી તે પુસ્તક બંધ કરી પુનઃ ઉઘાડ્યું તો પૂર્વ પ્રમાણે જ તદ્દન કોરું છે. આ પ્રકાર અત્યંત અદ્ભુત હતો. કારણ પુસ્તક સચિત્ર દેખાવું, ને પુનઃ કોરું દેખાવું, આ ઉભય ઘટના મારા હસ્તમાં હોવા છતાં થઈ. જાદુગરોએ પુસ્તકને હાથ પણ લગાડ્યો નહોતો.

આ પ્રમાણે જાદુગરોએ અઠ્ઠાવીશ ખેલ કરી દેખાડ્યો પછી તેણે અન્ય સ્થળે જવાની ઇચ્છા પ્રગટ કરી, માટે તેને યોગ્ય વિદાયગીરી દઈ નિરોપ દીધો. મારી એવી સમજ છે કે, મેં ને અન્ય સરદારોએ જાદુગરોને જે એકંદર બક્ષિસો દીધી, તેની કિંમત એક લક્ષ રૂપિયાથી અધિક હશે.

### ૪૨ એક આરબનો ચમત્કારિક વૃત્તાંત

અરબસ્થાનમાં રહેનારો એક શ્રીમાન્ ગૃહસ્થ કાંઈ કાર્યપરત્વે આગ્રામાં આવ્યો હતો. તેની ને મારી મુલાકાત થઈ. તેને એક જ હાથ હોઈ બીજો હાથ ખંભાથી તૂટી ગયો હતો. તેની ને મારી થોડી ઓળખ થયા પછી મેં તેને એક દિવસે સહજ પૂછ્યું કે, તારો આ હાથ લઢાઈ વગેરે પ્રસંગે તૂટી ગયો કે, તને જન્મથી જ હાથ નથી? મારો આ પ્રશ્ન સાંભળી તે થોડો વખત સચિંત બેઠા પછી બોલ્યો, ‘સરકારે આ બાબત પૂછવી નહીં, એ ઉત્તમ છે, આ હાથની હકીકત મોટી ચમત્કારિક હોઈ તે ન કહેવા સંબંધી મને તાકીદ છે.’ આ તેનો ઉત્તર સાંભળી મારી જિજ્ઞાસા બમણી વધી. પણ મેં તે વખતે તેને તે હકીકત કહેવાનો આગ્રહ કર્યો નહીં, પછી તેની એકાંતમાં ભેટ લઈ તેને તે હકીકત કહેવામાટે પુષ્કળ આગ્રહ કરવાથી તેણે તે હકીકત મને સંભળાવી.

તે બોલ્યો, ‘મારા પિતા અરબસ્થાનમાં એક મોટા વ્યાપારી હોઈ તેને વ્યાપાર નિમિત્ત અનેક દેશો જવું પડે છે. બાલપણમાં હું ને મારો બંધુ ઉભય મારા પિતા સાથે કદી કદી પરદેશમાં જતા હતા. એક વખત હિંદુસ્થાનમાં જવાનું બાબાએ ઠરાવ્યાથી હું ને મારો બંધુ ઉભય

તેમની સાથે પ્રવાસમાં નીકળ્યા. આ બનાવ સુમારે પચીસ વરસ પહેલાનો હોઈ તે વખતે મારું વય પંદર વરસનું હતું. અમારી નૌકા બહુ વિશાળ હોઈ તેમાં પુષ્કળ પ્રવાસી હતા. આસરે આઠ દિવસ પર્યંત અમારી નૌકા સારી રીતે ચાલી હતી; પણ પછી એકાએક નભોમંડળ વાદળથી છવાયું ને વૃષ્ટિ તથા તોફાન એ ઉભયનો એક જ સમયે પ્રારંભ થયો. મુસળધાર વૃષ્ટિ, પર્વતપ્રાય સમુદ્ર જળનું ઉડ્ડાન, વિદ્યુતનો કડકડાટ, સિંહ ગર્જના પ્રમાણે સમુદ્રનો ખડભળાટ વગેરે અનેક ભયપ્રદ ચિન્હોથી અમો તે તોફાનમાંથી બચશું નહીં, એવી અમારી ખાત્રી થઈ ચૂકી. તેવામાં વાયુનાં વેગથી નૌકાનાં સઢો તૂટીને કેટલાક નાવિકો જલસમાધિસ્થ થવાથી તો સત્વર સર્વને જલસમાધિસ્થ થવું પડશે એવું દેખાવા લાગ્યું, પણ સર્વ શક્તિમાન્ પરમેશ્વરની કૃપાએ તે પ્રસંગ આવ્યો નહીં. ત્રણ દિવસ ને ત્રણ રાત્રિ અમે તે ભયંકર વાવાઝોડમાં કાઢ્યા પછી ચોથે દિવસે આકાશ નિર્મળ થઇને વાદળાંનો પૂર્ણપણે અભાવ થયો. ત્રણ ચાર દિવસના વાવાઝોડામાં અમારી નૌકા માર્ગ ભૂલીને ભળતા જ સમુદ્રમાં ચાલતી હતી. જ્યાં ત્યાં અગાધ સમુદ્ર હોઈ જમીન જેવું કાંઈ દેખાતું નહોતું. કઈ દિશાએ નૌકા ચલાવતાં જલદી જમીન દષ્ટિએ પડશે, એનું નાવિકો પણ કાંઈ અનુમાન કરી શકતા નહોતા. છેવટે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખીને એક દિશા ઠરાવીને તે દિશાએ અમારું નાવ દશ પંદર દિવસે માર્ગ કાપતાં સમુદ્રમાં એક કાળો ડાગ દેખાવા લાગ્યો. દૂર દેખાતી તે જમીન જોઈ સર્વના અંતઃકરણમાં કલ્પનાતીત આનંદ થયો ને તે જમીનના અનુરોધે નૌકા ચાલવા લાગી. અલ્પ સમયમાં જ એવું દષ્ટોત્પત્તિએ આવ્યું કે, તે ભૂમિ એટલે મોટો દેશ નહોઈ એક નાનો બેટ છે. તદ્દન બેટ પાસે નૌકા આવતાં નૌકાએ નાંગર નાંખ્યું ને પીવાનું પાણી તથા કઈ દિશાએ હિંદુસ્થાન જવાય તેની માહિતી લાવવામાટે કેટલાક માણસો હોડીઓમાં બેસી તે બેટ ઉપર ગયા; પણ તે માણસોને ગયાં થોડો વખત થયો નહીં, તો તે બેટ ઉપરના ઘણા અધિકારી અમારી નૌકા ઉપર આવ્યા ને નૌકા ઉપરનાં નાના બાલકથી તે વૃદ્ધ પર્યંત સર્વને પકડીને તેને તેઓ તે બેટ ઉપરના મુખ્ય શહેરમાં લઈ ગયા. તે શહેરમાં જતા પર્યંતના સમયમાં એક પણ મુસલમાનનું અમોને દર્શન થયું નહીં. તે ઉપરથી અમો ભળતા જ લોકોના રાજ્યમાં આવી પડ્યા છીએ, એવું સમજાયું. પછી થોડો વખતે પોર્ટુગીઝોનો બેટ છે એવું સમજાયું. તેના જ જે અધિકારીને અરબ્બી ભાષા આવડતી હતી, તે અમોને રાખેલી જગાએ લાવીને બોલ્યો—

'તમોને પકડી રાખ્યા છે, તે માટે કાળજી કરવાનું કાંઈ કારણ નથી. અમોને જેના અંગમાં વિશેષ પ્રકારનું રક્ત છે, એવા બે જ માણસની જરૂર છે અને તેવા બે ઇસમ તમારામાંથી ચુંટી કાઢ્યા પછી અમો તમો સર્વને બંધનમુક્ત કરશું.'

'અધિકારીનું આ ભાષણ સાંભળી હજાર બારસે માણસો પૈકી બે જ માણસો જનાર છે, એ બાતમીથી થોડું સમાધાન થયું. પણ આ બે માણસમાં હું શાથી તેમને સાંપડનાર નહીં, એવી પ્રત્યેકની ભીતિ ભાસવા લાગી. છેવટે તે પરીક્ષાનો દિવસ આવ્યો ને અમોને રાખેલા સ્થળે એક હકિમ આવી પ્રત્યેકને બારીકાઇથી તપાસવા લાગ્યો. મારો વારો આવતાં સૂધી તેણે જેટલા માણસો તપાસ્યા હતા, તે સર્વ તેને ના પસંદ હોવાથી તેણે ત્યાંથી જહાજ ઉપર જવાનો તેને હુકમ દીધો હતો. આટલા મનુષ્યો મુક્ત થયા છે, તેથી તે પ્રમાણે હું પણ છૂટીશ એવી મને આશા હતી; પણ મારા દુર્દૈવે તે હકિમે મને તપાસીને પસંદ કર્યો ને પાસે ઉભેલા સિપાઇઓને નેત્ર સંકેત કરતાં જ તેણે મને પકડીને અરણ્યમાં આવેલા એક સુંદર પણ મજબૂત મકાનમાં રાખ્યો, અને થોડો વખત જોતાં તો તે જ ગૃહમાં મારા બંધુને લાવી મારી ઓરડી સામેની બીજી ઓરડીમાં પૂરી રાખ્યો. મારા બાપ ને હું ને મારો ભાઈ એવા બે જ પુત્ર હોઈ તે ઉભય આવી ચમત્કારિક રીતિએ પકડાવાથી મારા વૃદ્ધ પિતાની તદ્દન ભ્રમિતાવસ્થા થઈ. તેણે ઘણું આક્રંદ કર્યું. પોર્ટુગીજ અધિકારીઓના પગમાં પડ્યા, પણ તેને દયા ન આવતાં ઉલટો તેનો ઉપમર્દ કરી તેને છંછેડી કાઢી મૂક્યા. તેની આવી નિરાશા થવાથી નિરુપાય જાણી તે સર્વ પ્રવાસીઓસહ હિંદુસ્થાન પ્રતિ નીકળી ગયા.'

'મારા ને મારા બંધુના શરીરમાં તે હકિમને વિલક્ષણતા શું જણાઈ આવી, તે તો એક સર્વ સાક્ષી ખુદાને માહીત. અમો ઉભયને જે મકાનમાં બંધન કરી રાખ્યા હતા, તે મકાનમાં અમો ઉભયને એક બીજા સાથે બોલવા દેતા નહીં, તો મેળાપ કયાંથી થાય? ઉભયની ઓરડીઓ સામ સામે હોવાથી એકમેકને દેખાતા હતા; પણ નેત્ર સંકેત કરવાની પણ અમોને પરવાનગી નહોતી. અમોને આટલા સખ્ત બંદોબસ્તમાં રાખ્યા હતા ખરા; પણ ખાવાપીવાની બ્યવસ્થા બહુ સારી રાખી હતી. તેમ જ તે પૂર્વ પરિચિત હકિમ પણ દિવસમાં એક વખત આવીને અમારી ચિકિત્સા કરતો હતો. આશરે પંદર વીસ દિવસ થયા પછી મારી દૃષ્ટિએ પડ્યું કે, રોજના પ્રમાણે મારા ભાઇની ચિકિત્સા માટે વૈદ્ય એકલો જ આવેલો ન હોઈ તેની સાથે દશ બીજા માણસો હતા. તે આટલા માણસો સાથે લઈ આવ્યાથી મારું લક્ષ

સાહજિક ત્યાં ગયો ને હું મારા ભાઈ પ્રતિ શું થાય છે, તે એક દૃષ્ટિએ જોવા લાગ્યો. તેણે તેના શરીર ઉપરનાં સર્વ વસ્ત્રો કાઢી લઈને પુષ્કળ વખત સુધી તપાસ્યું. પછી તેને તે એવી જ સ્થિતિમાં મૂકીને મારી ઓરડીમાં આવ્યો ને મને તપાસવા લાગ્યો. રોજ કરતાં અધિક બારિકાઈએ તપાસ્યા પછી તેણે મને કપડાં પહેરવાનું કહ્યું ને તે પુનઃ મારા બંધુ પાસે ગયો. ત્યાં ગયા પછી તેણે મારા ભાઈને એક ખાટ ઉપર સુવાડ્યો ને તેના ગળા નીચે એક વાસણ મૂકી તેના ઉપર તે તીક્ષ્ણ ધારની છુરી ફેરવવા લાગ્યો. તે પ્રકાર જોઈને અને બંધુનો કરુણાજનક રુદનસ્વર સાંભળી મારું હૃદય તે પ્રસંગે કંપી ગયું ને હું સાહજિક મોટેથી આક્રંદ કરવા લાગ્યો. એક બંધુના મૃત્યુનું દુઃખ! બીજું હું પણ થોડા જ વખતમાં આ જગતને મૂકનાર! એવી બે વિલક્ષણ ઘટનાથી મારી અવસ્થા તદ્દન ભ્રમિષ્ટ જેવી થઈ હતી! ત્યાં મારા ભાઈનું મસ્તિષ્ક કાપીને તે પાત્રમાં રક્ત પડવાનું બંધ થતાં સુધી ધરી રાખ્યું હતું. પછી તેને તે ખાટ ઉપર મૂકીને પાત્રમાં એકઠું કરેલું રક્ત તે હકિમે પાસેના ચૂલા ઉપર મૂકેલી એક કઢાઈમાં નાંખી દીધું. તે કઢાઈમાં રક્ત શિવાય અન્ય કાંઈક દ્રવ્ય આગળથી જ નાંખેલું હતું. તેની નીચે મોટો તાપ કર્યો હતો. રક્ત નાંખતાં તેણે તે તાપ વિશેષ કર્યો ને તે રક્ત એક સરખું ઉકળવા લાગ્યું. આશરે બે કલાક તેણે તે રક્ત ગરમ કર્યાં પછી મારા ભાઈના ધડ સાથે તે મસ્તિષ્ક પૂર્વપ્રમાણે બેસાડી ને કપાએલા સાંધાની જગ્યાએ તે વાસણમાંનું મિશ્રણ થોડું થોડું લઈને તે લગાવવા લાગ્યો. ઘણી વખત તે મિશ્રણ મર્દન કર્યાં પછી મને એવું દેખાયું કે, મસ્તિષ્ક ભાઈના શરીરે ચોંટી ગયું છે; તથાપિ તે તો પ્રેત પ્રમાણે નિશ્ચલ પડેલો હતો. પછી તે ઓરડીના દ્વાર વગેરે બંધ કરીને ત્યાંથી ચાલ્યો ગયો. એ પછી સુમારે પંદર દિન પર્યંત મને તપાસવા માટે મારી પાસે કોઈ પણ આવ્યું નહીં. સોળમા દિવસે તે હકિમ આવ્યો ને મારા પ્રતિ બોલ્યો; 'અમારું કાર્ય સંપૂર્ણ થવાથી તને અમે હવે મુક્ત કર્યો છે. તું હવે ગમે તો પોતાના દેશમાં પાછો જા, કિંવા ગમે તો અત્રે રહે. તારા શરીરમાંથી જે દ્રવ્ય મારે જોઈતું હતું, તે તારા બંધુના દેહમાંથી પ્રાપ્ત થવાથી તારી હવે આવશ્યકતા નથી.' તેના એ શબ્દો સાંભળી મારું એક પ્રકારનું થોડું સમાધાન થયું, પણ મારા બંધુનું શું થયું, તે મને કાંઈ નહીં સમજાવાથી મેં તેને કહ્યું; હું આ બેટપર આવ્યો ત્યારથી મારો ને મારા બંધુનો વિયોગ થયો છે, તેને મળવાની મારી તીવ્ર ઈચ્છા છે ને તેને પણ આપ મુક્ત કરો, તો મારા વૃદ્ધ પિતા આપને બહુ દુવા દેશે.

"મારા ઉક્ત પ્રશ્નનો ઉત્તર તે હકીમે ન દેતાં મને પોતાની પાછળ આવવાની સાન કરી ને તે મકાનના એક ભોંયરાની પાસે લાવીને તે બોલ્યો 'આ ભોંયરામાં તારો ભાઈ જીવિત છે. તું અંદર જા એટલે તેની ને તારી ભેટ થશે.' હકીમના તે શબ્દો સાંભળી મને બહુ આશ્ચર્ય થયું. કારણ મારો બંધુ મરણ પામ્યો, તે મેં પ્રત્યક્ષ જોયું હતું. વિશેષ કરીને તે ભોંયરામાં મારા બંધુની કબ્ર હશે, એવી મારી માન્યતા થવાથી તે કબ્રની દર્શનેચ્છાએ હું તે ભોંયરાના પિસ્તાલીશ પગથિયાની સીડી ઉતરી નીચે ગયો. હું ભોંયરામાં ઉતરતો હતો ત્યાં હકીમ બોલ્યો; 'ભોંયરામાં પુષ્કળ જવાહીર વગેરે છે, તેમાંથી તારે જે જોઈએ તે લે.' તે શબ્દ સાંભળી મને ભાસ્યું કે, આ સર્વ મોહપાશ હોઈ આ ભોંયરામાં મને મારવાની યોજના કરી છે. છતાં થવાનું હોય તે થાય, એવા ધૈર્યથી તળિયે આવ્યો. ત્યાં જોતાં સત્યતઃ તે ભોંયનું તળિયું મોટા સુન્દર મહેલરૂપે હોઈ તે અનેક બહુમૂલ્ય વસ્તુઓથી શૃંગારેલો હતો. હિરા, સોનું, રૂપું, વગેરે અનેક વસ્તુ હોઈ તે જ્યાં ત્યાં વ્યવસ્થિત મૂકી હતી. હું સર્વ વસ્તુ જોતો જોતો આગળ જતો હતો, ત્યાં તેના છેડે એક સુંદર ઉચ્ચાસન ઉપર મારો ભાઈ મારી દૃષ્ટિએ પડ્યો. તેને જીવિતાવસ્થામાં જોઈ મને જે આનંદ થયો, તે કલ્પનાતીત હતો; પણ તે આનંદ એક પળ માત્ર પણ ટકયો નહીં. કારણ મારો ભાઈ જો કે જીવિત છે, છતાં હું તેની પાસે જતાં જ તે મારી પ્રતિ તિરસ્કારથી જોવા લાગ્યો. તે સર્વ પોર્ટુગીજ વસ્ત્રાલંકારથી સજ્જિત હોઈ તે સર્વાલંકાર રત્નજડિત હોવાથી બહું કિંમતી હતો. તેના હાથમાં એક તલવાર હોઈ તે પણ રત્નજડિત હતી. થોડો વખત મારા પ્રતિ તિરસ્કારથી જોયા પછી મારી ઉપર દાંત કચકચાવી તેણે પોતાની તલવાર હાથમાં લીધી. તેની તે એકદમ પરિવર્તિત વૃત્તિ જોઈને, હું ત્યાંથી ફરીને ભોંયરાના દ્વાર પ્રતિ બહાર નીકળવા માટે નાસવા લાગ્યો. જતાં જતાં હકીમના શબ્દોનું સ્મરણ થવાથી બેચાર રત્નજડિત વસ્તુ લીધા પછી જવાની ઇચ્છા થઈ. તે પ્રમાણે એક વસ્તુને મેં મારો હાથ લગાવ્યો ત્યાં તો તેજ હસ્તસ્કધપર વજ્ર પ્રમાણે એકાએક અસિપ્રહાર પડીને તે હસ્ત મૂળથી જૂદો પડ્યો. પાછળ જોતાં તો તે હાથ તોડનાર અન્ય કોઈ નહીં, પણ મારો સગો ભાઈ હતો. હું તે દુઃખથી મોટેથી રડવા લાગ્યો તો પાંચ છ પોર્ટુગીજ અનુચરો અંદર આવી મને ઉપાડી પોતાના રાજા સમક્ષ ખડો કર્યો. સાથેના એક અનુચરે મારો તૂટી પડેલો હાથ પણ લીધો હતો. શહેરના માર્ગોમાંથી હું જ્યારે જવા લાગ્યો, ત્યારે મને જોવામાટે હજારો માણસો એકઠાં થયાં હતાં. રાજા સમક્ષ મને ઉભો કર્યાં પછી તેને મારી બહુ દયા આવી ને

તેણે ઉક્ત હકીમને બોલાવી તેને મારો હાથ બેસાડવાનું કહ્યું; પણ તે હાથની પરીક્ષા કર્યા પછી ઘણો વખત થવાથી તે હવે બેસશે નહીં, એવું હકીમે કહ્યું. પછી હકીમે બીજું એક ઔષધ મારા સ્કંધ ઉપર લગાવ્યું ને ચમત્કાર એ કે, તે લગાવતાં જ મારો સ્કંધ તતક્ષણે જ પીડારહિત થયો. રાજાએ મને નવ હજાર નવસો રૂપીઆ, કેટલાક રત્નાલંકાર, એક સાલંકૃત ઘોડો, એક રત્નજડિત તલવાર અને ત્રણ ચાર દાસદાસી દઈને મારા દેશમાં પાછો જવાની આજ્ઞા દીધી. હું બંદર ઉપર જઈ એક માસ પર્યંત રહ્યો હતો. એક માસે એક જહાજ આવ્યાથી તેમાં બેસીને અરબસ્થાનમાં ગયો ને મારા પિતાને ભેટયો. આ ઘટના કોઈને પણ ન કહેવા માટે તેણે મને વારંવાર સખ્તાઈ કરવાથી મેં આજપર્યંત આ હકીકત ફકત મારા માતાપિતા ને આપને જ જણાવી છે.”

આરબ વ્યાપારીએ કહેલી હકીકત આશ્ચર્યકારક તો ખરી જ; પણ તેના ઉપર કેટલો વિશ્વાસ રાખવો, એ હું ઠસાવી શકતો નથી. મેં તે માટે ઘણી શંકા લીધી; પણ તે વ્યાપારીએ પ્રત્યેક વખતે અલ્લાના સોગંદથી સર્વ ઘટના ખરી કહી. ઉક્ત હકીકત કદાચિત્ સત્ય પણ હોય, નહીં એમ કોણ કહી શકે? પણ એટલું સત્ય કે, હિંદુસ્તાનમાં જાદુવિદ્યા જેમ બંગાલમાં છે, તેવી તે યુરોપમાંના પોર્ટુગીઝોમાં પણ છે.

## ૪૩ માંડવ કિલ્લો

હિંદુસ્તાનમાં જેટલા દુર્ગો છે, તે સર્વમાં માંડવ કિલ્લો બહુ સુપ્રસિદ્ધ છે. આ દુર્ગને કેટલાક જનો માંડો કિલ્લો પણ કહે છે. આ કિલ્લાનો ઇતિહાસ લક્ષમાં રાખવા યોગ્ય હોવાથી તેનો ઉલ્લેખ અત્રે કરું છું..

આ દુર્ગ અતિ પ્રાચીન કાળમાં બાંધેલો હોવાથી તે સાંપ્રતમાં જીર્ણાવસ્થાએ પહોંચેલો દેખાય છે. તે મને દેખાય છે તે સ્થિતિમાં પણ તે ભવિષ્યકાળનાં બીજાં હજાર પાંચસો વર્ષ કાઢશે. આ દુર્ગનું વિશાલત્વ જોવાથી મનુષ્ય કેવળ આશ્ચર્યચકિત થાય છે ને તેને એવી શંકા આવે છે કે, આ દુર્ગ બાંધવામાં આટલા બધા પૈસા કયાંથી આવ્યા હશે? આ દુર્ગ નેમાડમાંના પાર્વતીય પ્રદેશમાં હોઈ તે નર્મદાનદીની ઉત્તર દિશાએ છે. દુર્ગ પાસેનું મોટું શહેર સુમારે ચાલીશ કોશ ઉપર આવેલું બુરાનપૂર છે. એમ કહેવાય છે કે, દુર્ગ પાસેના એક પાર્વતીય પ્રદેશમાં એક ન્હાના ગામડામાં એક કોળી રહેતો હતો. તેના નિર્વાહનું મુખ્ય સાધન એ હતું કે, વનપ્રદેશમાં જઈ શુષ્ક કાષ્ઠ લાવી, તે ગામડામાંના જનોને વિક્રિત દઈ જે કાંઈ પ્રાપ્ત થાય, તેના ઉપર ચરિતાર્થ ચલાવવો. આ જ ગામડામાં એક લુહાર રહેતો હતો. તે લુહારને

અને ઉક્ત કોળીને અતિ પરિચય હતો. કારણ કે, કાષ્ઠ કાપતાં બુઠ્ઠી થયેલી કુહાડી પાણી ચઢાવવા માટે તેને વારંવાર તે લુહાર પાસે લઈ જવી પડતી. લુહારની સ્થિતિ પણ સાધારણ ગરિબીની જ હતી. તે ગામમાં તેને પૂર્ણ ઉદ્યોગ પણ મળતો નહીં. શિવાય કુટુંબનાં માણસો પણ પુષ્કળ હોવાથી તે સંસારથી કંટાળીને તે પોતાને મોટો દુર્ભાગી સમજતો હતો. પણ એક દિવસે અકસ્માત્ તેનું પ્રારબ્ધ પ્રગટયું ને તે અલ્પ દિનમાં એક પ્રબળ રાજા થયો.

એક દિવસે તે પોતાની દુકાનમાં પોતાના દુર્દૈવનો વિચાર કરતો બેઠો હતો, તેવામાં ઉક્ત કોળી તેની પાસે આવ્યો ને પોતાની કુહાડી તેની સામે ક્રોધથી ફેંકીને બોલ્યો, 'લુહાર, તેં શું મને ભૂખે મારવાનો વિચાર કર્યો છે? હજી કાલ પાણી ચઢાવેલી કુહાડી આજ એકાદિ નાની ડાળખી ઉપર પણ ચાલતી નથી! અમ ગરીબ માણસોને જ્યારે તું ફસાવવા લાગ્યો, તો અમે પેટ કયાંથી ભરશું? મને જણાય છે કે, કાલ તેં તેને પાણી પાતાં ત્રાંબુ ચઢાવ્યું. તે કાલ મારા લક્ષમાં આવ્યું નહીં; પણ આજ હવે જોતાં તો આખી કુહાડી પીળી ધમક પડી ગઈ છે.' કોળીનું એ ક્રોધિત બોલવું સાંભળી લુહારે કુહાડી હાથમાં લીધી ને તે બહુ કાળજીપૂર્વક જોવા લાગ્યો. કુહાડી જોવા સાથે તેના લક્ષમાં આવ્યું કે, આ કુહાડી લોખંડની ન હોઈ સુવર્ણની છે. તે વિલક્ષણ પરિવર્તન જોઈ તેને જે આનંદ થયો, તે કલ્પનાતીત હશે; પણ તે આનંદ તેણે કોળીને ન દેખાડતાં તે સુવર્ણકુહાડી ઘરમાં લઈ મૂકીને બીજી લોખંડની કુહાડી કોળીને દીધી. કોળીને નવી કુહાડી મળવાથી બહુ ખુશી થયો ને લુહારની ભલાઇની તારીફ કરવા લાગ્યો. કોળીનો ગુસ્સો એવી રીતે શાંત કર્યાં પછી લુહારે તેને કહ્યું; 'ભાઈ તારી કુહાડીને પાણી ચઢાવતાં કાલ મારી ભૂલ થઈ ખરી; પણ થોડી ભૂલ તારી પણ થઈ હશે. તેં આજ તે કુહાડી લાકડા ઉપર માર્યાં અગાઉ જંગલમાંના એકાદા પત્થર ઉપર ઘસી છે કે નહીં?' લુહારનો આ પ્રશ્ન સાંભળી કોળીને એકદમ સ્મરણ થવાથી તે બોલ્યો; 'હા, હા, મેં તે કુહાડીને તેની ધાર તીક્ષ્ણ થવા માટે એક પત્થર ઉપર ઘસી હતી ખરી.' લુહાર બોલ્યો; 'તો બાપુ પાણી ઉતરવાનું તે જ કારણ. તે પત્થર કુહાડીમાટે ઘણો જ ખરાબ છે; પણ અમ લુહારોને જ્યારે લોખંડ નરમ કરવું હોય છે, ત્યારે તે પત્થરનો બહુ ઉપયોગ થાય છે. તો કૃપા કરીને મને તે પત્થર દેખાડશો તો મારા ઉપર મોટો ઉપકાર થશે,' કોળી બોલ્યો; 'તેમાં ઉપકાર શાનો? તું મારી સાથે આવ તો અત્યારે જ હું તને તે પત્થર દેખાડું.' લુહાર તુરત જ ઉઠ્યો ને સાથે એક લોખંડનો ટુકડો લઈ તે કોળી સહ અર-

ણ્યમાં ગયો. કોળીના લક્ષમાં તે જગ્યા પક્કી રહેલી હોવાથી તે લુહારને તુરત જ તે પત્થર દેખાઓ. લુહારે સાથે આણેલા લોખંડને પત્થરે લગાવી જોયું, તો તેનો શ્યામ વર્ણ બદલાઈ પીત થયો. તે સાથે લુહારે તે પત્થર ઉંચકયો ને કોળીને રામરામ કરી તે પોતાને ઘેર ગયો.

લુહારને મળેલો આ પત્થર એટલે પારસમણિ હતો. પારસનામાં કયો ગુણધર્મ હોય છે, તે આ બિચારા કોળીને માલમ ન હોવાથી તેને પારસમણિ મળવા છતાં પણ તે તેના દુર્દૈવે તેવો જ દરિદ્રી રહ્યો અને તે લુહાર આના પાસે પોતાની બુદ્ધિથી પારસમણિ મેળવીને પોતાના દારિદ્રથી દૂર થયો. જે લુહારને આ માણુસ મળેલો, તે આ પારસમણિથી શ્રીમંત થયો એટલું જ નહીં પણ મોટો રાજા થયો. પોતાની પાસેના પારસમણિથી અન્ય જનો જ્ઞાત થતાં પોતાની પરિસ્થિતિ બહુ વિકટ થશે, એ જાણી તેણે પોતાના પુત્રને પરદેશમાં મોકલી દીધો ને તે પરદેશમાં વ્યાપારથી દ્રવ્ય મેળવી ઘેર મોકલે છે, એવું તે અન્યને જણાવવા લાગ્યો. પારસથી લુહારની સાંપત્તિક સ્થિતિ જો કે સુધરવા લાગી હતી, છતાં પણ તે તદ્દન ગરિબીએ રહી પોતાનો લુહારનો ઉદ્યોગ કરતો જ હતો. પછી કેટલેક દિવસે તેણે પોતાના પુત્રને ઘેર બોલાવી લઈ પોતાના ગ્રામમાં સોનું, રૂપું, જરજવાહીર વગેરે મૂલ્યવાન્ વસ્તુઓનો વ્યાપાર શરુ કર્યો ને તે ગ્રામમાં વ્યાપાર ચાલતો નથી, એમ કહીને તેણે સાંપ્રત માંડવદુર્ગ જ્યાં છે, તેની પાસેના એક ગ્રામમાં રહેવા માટે કુટુંબમાંના સર્વ મનુષ્યો સહ આવ્યો. ત્યાં તે પિતા પુત્રે સંકેત કરીને માંડવદુર્ગની પાર્વતીય જગ્યા વિક્રિત લઇને સ્વતઃમાટે મકાન બાંધવાનો પ્રારંભ કર્યો. વાસ્તવિક દુર્ગ બાંધવાની શરુઆત કરી; પણ તે પ્રદેશના રાજાને સંશય ન આવે, માટે દુર્ગનું નામ મહાલય (રાજવાડો) રાખ્યું. દ્રવ્યની કશી અડચણ ન હોવાથી તે દુર્ગનું કાર્ય કરવા માટે લક્ષાવધી મજુરો એકઠા કર્યાં ને તેને મોં માગી મજુરી મળવા લાગી. તે સમયે હિંદુસ્થાનમાં જે પ્રસિદ્ધ શિલ્પીઓ હતા, તે પૈકી ઘણાઓને તે લુહારે દુર્ગ બાંધવા માટે આણ્યા હતા. તે સમયની યુદ્ધપદ્ધતિ પ્રમાણે દુર્ગમાં કશી પણ ઉણપ રહે નહીં, એ ઉદ્દેશે શિલ્પીઓને બોલાવ્યા હતા. આશરે વીસ બાવીસ કોશનું વિસ્તૃત ક્ષેત્ર આ દુર્ગથી વ્યાપિત હોઈ ત્રીશ વર્ષે તે પૂર્ણ થયો હતો. દુર્ગનું એકંદર વિશાલત્વ જોતાં આટલો કાળ એ અલ્પ છે. આટલી ઉતાવળે દુર્ગ તૈયાર થવાનું પ્રયોજન એવું કહેવાય છે કે, શિલ્પીઓએ દુર્ગ બાંધવા માટે સ્થળ પસંદ કર્યા પછી તેમણે દુર્ગ બાંધવાનું બે ભિન્ન ભિન્ન દિશાઓથી એક જ વખતે આરંભ્યું અને તેમનો સાંધો જ્યાં એક એકને આવી લાગ્યો ત્યાં એક દોરીભર પણ તેમણે ફરક પડવા દીધો નહીં.

આ ઉપરથી તે સમયે હિંદુસ્થાનમાં શિલ્પશાસ્ત્ર પૂર્ણાવસ્થામાં હતું એવું દેખાય છે. આ દુર્ગને ચાર ગુપ્તદ્વાર હોઈ દશ સિંહદ્વાર છે. લુહારે અંદર પોતાને તેમ જ અન્ય સરદારો સિપાઈ વગેરેને રહેવા માટે પુષ્કળ મોટમોટાં મહાલયો બંધાવ્યાં. શિવાય પુષ્કરિણીઓ, ઉદ્યાનો, ફુવારાઓ, દેવાલયો ને બજાર વગેરેની પણ કિલ્લામાં ગોઠવણ કરીને તેણે કિલ્લામાં એક નગર વસાવ્યું. પછી તેણે યુદ્ધોપયોગી સામગ્રી એકઠી કરીને કુશલ યોધાઓને વેતન દઇને નોકરીમાં રાખ્યા. લુહાર બહુ ગુણગ્રાહક હોઈ તે યોગ્ય વેતન આપે છે, એવું પ્રસિદ્ધ થવાથી દેશ પ્રદેશના વીર તથા લડવૈયા સિપાઇઓ તેની નોકરીમાં રહેવા લાગ્યા. આ ક્રમે તેણે ઘણું સૈન્ય જમાવ્યા પછી તેને પોતાનો પારસમણિ હવે સુરક્ષિત થયો એમ જણાયું. તેણે શનૈઃ શનઃ ઘણા પ્રદેશ જિતીને તે એક સ્વતંત્ર રાજા થયો. રાજા થવાથી તેના કેટલાક રાજા શત્રુ થયા, તો કેટલાક તેના મિત્ર પણ થયા. બુરાનપૂરનો રાજા તેના મિત્રો પૈકી એક હતો. તે રાજાના પુત્ર સાથે પોતાની પુત્રીના વિવાહનું તે લુહારે ઠરાવ્યું ને તે બીના બુરાનપૂરના રાજાએ કબૂલ કરી. લગ્ન સમારંભ પૂર્ણ થઇને તેની કન્યા જયારે સાસરે જવા નીકળી, ત્યારે લુહારે તેને પારસમણિમાંથી થોડો ટુકડો એક જરીના વસ્ત્રમાં બાંધી દીધો. તે કન્યા નર્મદા કિનારે આવ્યા પછી તેના પતિએ તારા પિતાએ તને શું આપ્યું છે એમ પૂછ્યું ત્યારે તે કન્યાએ પોતાના પતિ સમક્ષ તે જરીની પોટલી દીધી. તે તેણે છોડી જોતાં તો અંદર પત્થર! તે પત્થર જોતાંની સાથે જ તેને વિલક્ષણ સંતાપ થયો ને તે સંતાપના ઉભરામાં તેણે તે પત્થર નર્મદામાં ફેંકી દીધો. તે તેણે એટલી બધી તીવ્રતાથી ફેંકી દીધો કે, તે બાળાને તે સંબંધી કાંઈ બોલવાનો અવકાશ મળવા દીધો નહીં. પોતાનું અપમાન કરવાના ઉદ્દેશે માંડવ દુર્ગાધિપતીએ આ વર્તન કર્યું, તેથી તેની સાથે યુદ્ધ કરીને તેને તેની કૃતિનું યોગ્ય પ્રાયશ્ચિત્ત દેવાનો નિશ્ચય કર્યો ને પોતાની નૂતન વિવાહિત પત્નીને ગૃહે લઈ ન જતાં તેને ત્યાંથી જ તેના પિતા પ્રતિ પાઠવી દીધી. ઉક્ત ઘટનાથી લુહારને અતિ ખરાબ લાગ્યું. તેણે પોતાના જામાત્રને જણાવ્યું કે, તમે અવિચારથી ભળતું જ વર્તન વર્તીને અત્યંત નુકસાન કરી લીધું. કારણ કે મેં સોંપેલી વસ્તુ આપને દીધેલી ન હોઈ મારી પુત્રીને દીધી હતી. તેથી તેમાં તમારા માનાપમાનનો કાંઈ સંબંધ નહોતો. તે પત્થરનું મહત્વ મારી પુત્રીને સારી રીતે માહિત હતું ને તેણે તે પત્થર શતકોટી રૂપિયાની કિંમતે પણ કોઇને વેચ્યો નહોતો. પિતાએ પોતાની એકની એક પુત્રીને કાંઈ અલંકાર ન દેતાં, આ પત્થર દીધો, ત્યારે આ પત્થર દેવાનો હેતુ શો? એવો જો આપે થોડો વિચાર

કર્યો હોત, તો આવું ભયંકર નુકસાન તમો વહોરી લેત નહીં. મહારાજ! આ પત્થર ન હોઈ પારસમણિ હતો. અક્ષય સુવર્ણોત્પત્તિનું તે એક સાધન હતું. તે ગુમાવીને તમોએ કેટલું નુકસાન પ્રાપ્ત કરી લીધું, તેનો વિચાર કરો.

બુરાનપૂરના રાજાનો આ નિરોપ સમજાયા પછી રાજપુત્રને પોતાની ભયંકર ભૂલ માટે અત્યંત અનુતાપ થયો ને તેણે તે સ્પર્શમણિ મેળવવા માટે તેની શોધ કરવા હજારો માણસોને નર્મદામાં ઉતાર્યાં; પણ તે પુનઃ મળ્યો નહીં. રાજપુત્રે માંડવદુર્ગમાં જઈ લુહારની ક્ષમા માગીને તે પોતાની પત્ની સહ બુરાનપૂર આવ્યો.

આ આખ્યાયિકા બહુ પ્રાચીન કાળની છે, છતાં પણ તે સત્ય હશે, એમ મને જણાય છે. માંડવદુર્ગ તો આ બનાવનો સાક્ષીભૂત છે જ; પણ સ્પર્શમણિ સંબંધી બાબા અકબરને પણ ખબર મળી છે. બાબા અકબરના તખ્તનશીન થવા પૂર્વે આ દુર્ગ નેમાડમાંના એક રાજપૂત રાજાના તાબામાં હતો; પણ બાબા અકબર પાદશહા થવા પછી તેમણે તે જિતી લીધો. રાજપૂત રાજાનું સૈન્ય અલ્પ હતું; પણ દુર્ગનો તેને આશ્રય હોવાથી તેણે મોગલ સૈન્યને છ માસ પર્યંત દાદ દીધી નહીં. બીજા પણ ઘણા દિવસ તેણે તે દુર્ગ તાબે રાખ્યો; પણ અન્ન સામગ્રી ખૂટવાથી તે નાઇલાજ થઈને શરણ આવ્યો. બાબાએ તેને સરદાર બનાવી તે દુગ પાડી નાંખવાનો હુકમ કર્યો. કારણ કે તે દુર્ગ પાર્વતીય પ્રદેશમાં હોવાથી બંડખોર માણસોનું તે મોટું આશ્રયસ્થાન હતું; પરંતુ બાબાના હુકમનો ભળતો જ અર્થ કરીને દુર્ગ પાડનારા માણસોએ કિલ્લાની સાથે કિલ્લામાંહેની ઇમારતો પણ ભાંગી નાંખી. આ યુદ્ધમાં વિજય સંપાદન કરીને બાબા સસૈન્ય નર્મદા નદી ઉતરતા હતા ત્યાં એવો ચમત્કાર થયો કે, એક હાથીના પાછળના પગમાં ભેરવી તેના ગળામાં નાંખેલી લોઢાની સાંકળ એકાએક સોનાની થઈ; માવતે તે ચમત્કાર તાબડતોબ બાબાને જણાવ્યો, ત્યારે બાબાએ તે સાંકળની પરીક્ષા કરીને તે સુવર્ણ હોવાની ખાત્રી કરીને જે જગ્યાએ આ ચમત્કાર થયો, તે નર્મદાના પટમાં પુષ્કળ માણસો સ્પર્શમણિ શોધવા માટે મોકલ્યા, પણ મણિ મળ્યો નહીં. જે શૃંખલા સુવર્ણની થઈ, તે બાબાએ પોતાના પ્રદર્શનાગારમાં મૂકીને મેં પણ અદ્યાપિ જેમની તેમ જ રાખી છે.

ઉત્તર હિંદુસ્થાનમાં દક્ષિણમાં જવાનો હાલમાં જે મુખ્ય માર્ગ છે, તે માર્ગ ઉપર જ આ દુર્ગ હોવાથી તે પુષ્કળ વખત મારા જોવામાં આવ્યો ને અનુભવથી તે દુર્ગમાં કાંઇક વિશેષત્વ છે, એવી મારી ખાત્રા થઈ. દુર્ગ ઉપર હવા વિશેષ સ્વાસ્થ્યકારક હોઈ મન પ્રસન્ન કરવાની

અજબ શક્તિ તે સ્થાનમાં છે, એવો મારો તેમ જ ઇતર સરદારોનો પણ મત હોવાથી ગ્રીષ્મ ઋતુના દિવસોમાં ચાર માસ દરસાલ તે કિલ્લા ઉપર રહેવાનું ઠરાવ્યું ને ત્યાંના નિવાસમાટે મેં ને મારા અનેક સરદારોએ ત્યાં સુન્દર સુન્દર ઇમારતો બંધાવી. પૂર્વ સમયની પુષ્કરિણી વગેરેનો જીર્ણોદ્ધાર કરાવી કેટલાંક ઉપવનો તૈયાર કરાવ્યાં. ત્યાં એક અત્યંત સુન્દર એવી મસ્જિદ પણ બંધાવી. સારાંશ તે ઉધ્વસ્ત થયેલો દુર્ગ થોડા જ દિવસોમાં રમણીય નગરસમ દેખાવા લાગ્યો. જે લુહારે આ દુર્ગ બંધાવ્યો હતો, તેણે કિલ્લા ઉપર આવવામાટે ટેકરીઓ ખણીને જે પાયરીઓ તૈયાર કરાવી હતી, તે અદ્યાપિ સારી સ્થિતિમાં છે. આ પગથીયાંની એકંદર સંખ્યા પચાસ હજારથી અધિક છે, એ ઉપરથી તે દુર્ગ જમીનથી કેટલી ઉંચાઇએ છે, એનું અનુમાન સહજ થઈ શકશે.

## ૪૪ દાક્ષિણાત્ય રાજા સાથે મિત્રતા

મારા પુત્ર ખુરમ, અને સરદાર આદિલખાં એ ઉભય પોતાની સાથે પુષ્કળ સૈન્ય લઇને દક્ષિણમાંની સુવ્યવસ્થામાટે ગયા હતા. કોઈ પણ રાજા સાથે શત્રુત્વ ન જોડતાં મિત્રત્વ સંપાદન કરવું, એવી મારી તેમને આજ્ઞા હતી ને તે પ્રમાણે તેણે યુદ્ધનો પ્રસંગ ન આણતાં સામોપચારથી ઘણા પ્રાંતો ઉપર બાદશાહી અમલ બેસાડ્યો હતો. અહમદનગર પાસે પૈઠણ નામક એક શહેર છે. તે મારા વર્ચસ્વ તળે આવે એવી મારી ઘણા દિવસની ઉત્કટ ઇચ્છા હતી, તે આ વખતે પૂર્ણ થઈ. પૈઠણ એ બહુ પ્રાચીન શહેર હોઈ પૂર્વે આ શહેરને સિદ્ધપૂર કહેતા, એવું કેટલાક માણસો કહે છે. આ શહેર ગોદાવરી નદીને કિનારે હોઈ ત્યાં સોનાનું જરી જીક તૈયાર કરનારા ને જરીના વસ્ત્રો વણનારા બહુ કુશલ કારીગરો છે. કિનખાબી કાપડ તૈયાર કરનારા પૈઠણ જેવા કુશલ કારીગરો હિંદુસ્થાનમાં કયાંય નથી. હિંદુસ્થાનના ઘણાખરા રાજાઓને જોઇતા જરીના કાપડની ખરીદી આજ શહેરમાં થાય છે. એટલુંજ નહીં, પણ બહાર દેશના રાજાના દૂતો પણ બહુમૂલ્ય વસ્ત્રો તૈયાર કરાવી લેવામાટે આ શહેરમાં હમેશાં આવે છે. બાબાની એવી ઇચ્છા હતી કે, પૈઠણ શહેર હસ્તગત થતાં તે શહેરની આસપાસ રૂપાનો કોટ કરાવી કોટ ઉપર ઠેક ઠેકાણે સોનાના કળશ બેસાડવા. આ તેની ઇચ્છા પૂર્ણ થઇ નહીં, ને તે કાર્ય હું કરીશ એવું મને ભાસતું નથી. કારણ મને તે અસંભાવ્ય જણાય છે. પૈઠણ શહેર પહેલાં હુસેન નિજામશાહના તાબામાં હતું, તે ખુરમે તેની સાથે તહ કરી મિત્રત્વ જોડાવાથી હવે મારા વર્ચસ્વ નીચે આવ્યું છે. આ નવીન સલાહની રુએ અહમદનગર, ખાનપૂર ને વરાડ એ ત્રણ પ્રાંત મને મળ્યા. તેમાં વરાડ પ્રાંત સર્વમાં વિસ્તૃત હોઈ બહુ સંપન્ન છે.

આ પ્રાંતમાં અનેક શહેરો હોઈ તે સર્વ શહેરોમાં બહુ મોટો વ્યાપાર ચાલે છે. વરાડ પ્રાંતની એક દિશાએથી બીજી દિશાએ જતાં એક માસ થાય છે. તે ઉપરથી તે પ્રાંતનું વિશાલત્વ સહજ લક્ષમાં આવશે. ખાનપૂર પ્રાંત સૃષ્ટિસૌન્દર્યની દૃષ્ટિએ બહુ મહત્વનો છે. નગરપ્રાંતમાં પૈઠણ જેવાં કારીગિરિનાં અનેક સ્થાનો હોઈ તેમાં બે ચાર કિલ્લા બહુ મજબૂત ને મહત્વના છે. આ વખતે હુસેન નિજામે મને અત્યંત સુન્દર ચારસો હાથી સુવર્ણાલંકાર સજિત નજર કર્યા. પ્રત્યેક હાથી ઉપર ઓછામાં ઓછું સત્તર શેર સુવર્ણ હોઈ પ્રત્યેકના માથા ઉપર મોતીથી ગુંથેલા પશુ પક્ષીઓનાં ચિત્રો હતાં. ઉક્તં ત્રણે પ્રાંત મારા તાબામાં આવ્યાથી તેમાંના શ્રીમાન્ વ્યાપારીઓ મને ભેટવામાટે આગ્રામાં આવ્યા ને તે સર્વેએ જવાહિરથી ભરેલો એક તાટ મારી સમક્ષ મૂકીને મોતીની ત્રણ માળાઓ મને દીધી. પ્રત્યેક માળાની કિંમત સાઠ હજાર રૂપિયા તો હશે જ, એવી મારી સમજ છે. ખુરમે આ પ્રમાણે દક્ષિણમાં પુષ્કળ રાજ્યો, જિત્યાં પણ તેણે કોઇની સાથે વૈર બાંધ્યું નહીં. સર્વ સાથે માંડલિકત્વના તહો કરીને જિતેલો મુલક જેનો તેને પાછો દીધો. મારા માંડલિકોએ મારા નામનાં નાણાં પોતાના રાજ્યમાં ચલાવવાં જોઇએ, એવો મારો હુકમ છે ને તે પ્રમાણે કોણ વર્તતું નથી, તે ઉપર દેખરેખ રાખવામાટે ખાંખાનની દક્ષિણમાં નિમણુક કરી છે ને આ નિમણુકથી ખાંખાન એક બહુ મોટો હુદ્દેદાર થયો છે.

## ૪૫ એક અતિ લોભી ગાયક

બુરાનપૂરમાં મહમદનેઈ નામક એક અતિ કુશલ સંગીતશાસ્ત્રજ્ઞ છે, એવું મેં સાંભળ્યું છે. યુવરાજ ખુરમ જ્યારે દક્ષિણમાંથી આગ્રામાં પાછો આવ્યો, ત્યારે તેનો મુકામ બુરાનપૂરમાં થતાં તેને ને મહમદનેઇનો મેળાપ થયો ને તેનું સર્વોત્કૃષ્ટ સંગીત સાંભળ્યાથી તે તેને મારી પાસે લેતો આવ્યો. મહમદ આગ્રામાં આવ્યાથી મેં મારા સરદાર વગેરેને બોલાવી તેનાં અનેક ગાયનો સાંભળ્યાં, તેથી તે અપ્રતિમ ગાયન વાદનપટુ છે, એવી અમો સર્વની ખાત્રી થઈ ચૂકી. સંગીતશાસ્ત્ર શિખવવામાટે તો તેણે સ્વતઃના પ્રયત્નની પરાકાષ્ઠા તો કરી છે; પણ મુખ્ય વાત એ છે કે, ખુદાએ તેને જે કંઠ દીધો છે, તે વિલક્ષણ મધુર દીધો છે. આટલા મધુર સુસ્વરનો ગાયક અદ્યાપિ મેં સાંભળ્યો નથી. વાદ્યમાં બંસરી નામક મુખથી ફુંકીને વગાડવાનું જે એક વાદ્ય છે, તે વાદ્ય વગાડવામાં તેણે જે નૈપુણ્ય પ્રગટ કર્યું, તે જોઈ અમો સર્વ તદ્દન વિસ્મિત થયા. વાસ્તવિક બંસરી એ વાદ્ય એવું છે કે, તે વગાડનાર ગમે તેટલો કુશલ હોય, તોપણ તેમાંથી તેને પ્રત્યેક ક્ષણે અલ્પવિરામ તો લેવો જ પડે. પણ

મહમદે મારી તે સમજમાં ભૂલ પડાવીને પોતાના અપ્રતિમ વાદન કૌશલ્યથી મને તદ્દન મુગ્ધ કરી નાંખ્યો. તે કેવળ ગાયન વાદનપટુ ન હોઈ કવિ પણ છે. દરબારમાં તેનો વિશેષ જવર અવર થયા પછી તેણે મારા સંબંધી અન્ય સરદારો પાસેથી માહિતી મેળવી સૌયત–ઈ–જહાંગિર નામક એક સુન્દર કાવ્ય તૈયાર કર્યું ને તે તેણે બહુ લિજ્જતથી ગાઈ સંભળાવ્યું. તે દિવસે તેણે જે સુસ્વર ગાયન કર્યું, તે સાંભળી હું ને સર્વ સરદારો બહુ ખુશ થયા. મેં તેને તેના વજન પ્રમાણે સુવર્ણ બક્ષીસ દેવાનું ઠરાવ્યું. સરકારી ચોકસીને ત્રાજવું લઇને બોલાવ્યો ને મહમદનેઇને એક પલ્લાંમાં બેસવાની આજ્ઞા કરી. ત્યારે તે 'કાંઈ સબબ કહી બહાર ગયો ને એક હાથમાં એક છ વર્ષની કન્યાને ને બીજા હાથમાં મારા ચરિત્રાત્મક કાવ્યના કાગળો લઇને તે મારી પાસે આવ્યો ને મને બોલ્યો; 'હું જ્યારે આ કવિતા લખવા બેસતો, ત્યારે આ મારી પુત્રી મારી સામે આવી બેસતી ને તેથી ગમે તે થાય, પણ મને બહુ સારી કાવ્ય સ્ફૂર્તિ થઇને કાવ્ય પણ સત્વરતાએ પૂર્ણ થયું અર્થાત્ તે માટે આ બાલકીને પણ કાંઈ પુરસ્કાર મળે, એવી આપ જહાંપનાહને મારી વિનતિ છે.' તેનો લોભ જોઇને મને તેના પ્રતિ થોડો તિરસ્કાર આવ્યો, પણ તે મેં વ્યક્ત ન કરતાં ચોકસીને તે કન્યાના વજન પ્રમાણે તેને પણ તેટલું સુવર્ણ દેવાની આજ્ઞા કરીને હું ઇતર સુભટોસહ દરબારમાંથી ચાલ્યો ગયો. આ તરફ ચોકસીએ ઉભયનું વજન કરી તેટલું સુવર્ણ તેને દીધું; પણ તેણે પોતાનું વજન વધવા અધિક સુવર્ણ મેળવવા માટે તેણે જે લબાડી કરી તે યોગ્ય નથી. ચોકસી પણ બહુ હુશિયાર હોવાથી જ્યારે મહમદે કાંઇક લબાડી કરી કે તુરત તે તેણે તાબડતોબ પકડીને કેવળ યોગ્ય જ સુવર્ણ તેને દીધું. તે ઉપરથી તે ચોકસીને ગાળો દઇને તેણે લબાડી કરી પોતાને બહુ ફસાવ્યાનું અન્યને જણાવવા લાગ્યો. એટલું જ નહીં, પણ તે મારીએ નિંદા કરવા લાગ્યો. મારા મનમાં તેને દરબારમાં કાયમનો આશ્રય આપવાનો હતો; પણ તેનો તે વિલક્ષણ લોભિષ્ટ સ્વભાવ જોઈ મેં તેને રજા દીધી. છતાં પણ તે મારી પાસે વારંવાર આવીને કાંઈ પણ માગવાનો ક્રમ સરખો જ ચલાવતો હતો; પણ મારા અંતઃકરણમાં તેના વિષયી પૂર્ણ તિરસ્કાર થયેલો હોવાથી મેં તેને પ્રત્યેક વખતે ના પાડી. છેવટે તેણે એવી વિનતિ કરી કે, નિદાન મને રોજ એક ઉંટ ઉપર પખાલીનું પાણી તો મળવું જોઇએ જ. મેં આ વિનતિ માન્ય કરીને રોજ એક પખાલભર પાણી દેવા માટે ભિસ્તિખાતાને હુકમ કર્યો. મહમદનેઇએ પોતાની સંગીત વિદ્યામાં વિલક્ષણ કુશલ છે; પણ તેના અતિ લોભી સ્વભાવથી તેનો તે ગુણ નષ્ટ થાય

છે. પછી તેના માટે મને એવું સમજાયું કે, સુલતાન આદિલખાંના દરબારમાં એ રાજ્યગાયક હતો; પણ તેના અતિલોભી સ્વભાવથી ત્રાસિત થઈ સુલતાન આદિલખાંએ તેને રજા દીધી. પુષ્કળ માણસો એવા હોય છે કે, તે બહુ ગુણી હોય, સમાજને તે અતિ ઉપયોગી હોય; પણ તેના અંગે કાંઇક એવો એકાદ ચમત્કારિક દોષ હોય છે કે, તેના તે ગુણોનો ઉપયોગ થાય નહીં, તો હરકત નહીં, પણ એવા મનુષ્યનો સહવાસ ન કરવો ઉત્તમ મનાય છે. એમાટે સર્વની પરીક્ષા કરી શકાય છે; પણ માણસની પરીક્ષા પ્રસંગ વિના કરી શકાતી નથી, એવું કહેવાય છે તે અસત્ય નથી. વિશેષતઃ મનુષ્યપરીક્ષાની વિદ્યાથી રાજાએ અવશ્ય જ્ઞાત થવું જોઇએ. તેને પોતાનું રાજ્ય જે મંત્રીમંડળ ઉપર ચલાવવાનું છે, તે મંત્રીઓની પરીક્ષા બરોબર ન કરવાથી તેનું રાજ્ય ક્યારે નષ્ટપ્રાય થશે, તેનો કાંઈ નિયમ નથી. કેવળ અસત્ય મંત્ર મળવાથી પુષ્કળ રાજ્યો લય પામ્યાં છે.

મારા દરબારમાં મિરજાંરુસ્તમ પાંચ હજાર સૈન્યનો સેનાપતિ છે. તે સ્વતઃ અપ્રતિમ યોધો છે; પણ તેને માણસોની પરીક્ષા કરવાનું જ્ઞાન ન હોવાથી તેની સાંપત્તિક સ્થિતિ બહુ અનુકંપનીય થઈ છે. માંડવદુર્ગે ઉપર એક વખત ગ્રીષ્મ ઋતુમાં મારો મુકામ થતાં મારી જાણમાં આવ્યું કે, તેને છ લાખ પાંચ હજાર રૂપિયાનું કર્જ હોઇને તેના માગનારાના તગાદાથી તે બહુ અડચણમાં પડ્યો છે. તેને પાંચ હજાર સનની મુનસફ્દારી બલદ દરસાલ બોંતેર લક્ષ રૂપિયા સરકારમાંથી મળતા હોઈ શિવાય હું પણ તેને વચ્ચે વચ્ચે કાંઈ પુરસ્કાર દેતો હતો. આવી આવક છતાં તેને કર્જ શાથી થયું તેના વિચારમાં પડ્યો ને મેં તેની બારીકાઇથી શોધ ચલાવી. વાસ્તવિક તેને કાંઈ પણ વ્યસન નહોતું. એકાદ ગાયક કિંવા અન્ય એવી મનરંજક વિદ્યા જાણનારા ઉપર પ્રસન્ન થઈ તે તેને મોટી બક્ષીસો દે છે, એવું પણ નહોતું. અંતે મને એવું સમજાયું કે, દાસ માણસોની સારી પરીક્ષા ન કરવાથી ને તેના ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી તેના ઉપર દયા કરવી, એ જ મિરજાંરુસ્તમનો સ્વભાવ દોષ છે ને તેજ દોષથી તે ઉક્ત મુશીબતમાં આવ્યો છે. અનુચરો તેનો આ સ્વભાવ જોઈ નાનાં પ્રકારની થાપ મારીને તેની પાસેથી દ્રવ્ય ઉચાપત કરે છે. વિશેષ શું; પણ કોઈ કોઈ તો લગ્ન તથા મૃત્યુનાં જુઠાણાં બોલીને મિરજાંરુસ્તમ પાસેથી દ્રવ્ય હરે છે ને તે પણ તેનાપર વિશ્વાસ રાખીને ખુશીથી મદદ કરે છે. દયા એ મનુષ્યનું ભૂષણ ખરું; પણ તેનો અતિરેક કરીને સ્વતઃની સ્થિતિ લોકદયાને પાત્ર કરવી, તેમાં માત્ર સત્ય મનુષ્યત્વ નથી. મિરજાંરુસ્તમના લેણદારો તેને બહુ ત્રાસ આપે છે, તેથી

તે બહુ ત્રાસિત થયો છે, એ મને જાણ થતાં મેં તેનું કર્જ દઈ દીધું, અને તેને આવી રીતે ન વર્તવા માટે કહીને રાજ્યમાંના સર્વ શાહુકારોને જાહેર કર્યું કે, હવે પછી મિરજાંરુસ્તમને કોઇએ દ્રવ્ય કર્જે દેવાથી તેની જવાબદારી મિરજાંરુસ્તમપર પડનાર નથી. એટલું જ નહીં, પણ જેટલાઓ તેને કર્જે દ્રવ્ય દેશે, તેટલો જ દંડ પણ તે શાહુકારને કવચિત્ પ્રસંગે દેવો પડશે!

## ૪૬ ગુર્જરરાષ્ટ્ર ગમન

ગુર્જરરાષ્ટ્ર પ્રાંતમાં ઘણા દિવસથી ન ગયો હોવાથી તે પ્રાંતમાંની લોકસ્થિતિ કેવી છે, તે મારે સ્વતઃ એક વખત જોવા જવી, એવું ઠરાવી હું મારા સર્વ સરદારસહ પરભાર્યો માંડવદુર્ગથી જ ગુર્જરરાષ્ટ્રમાં ગયો. આ કિલ્લાથી ગુર્જરરાષ્ટ્રપ્રાંતની સરહદ બહુ પાસે છે. પૂર્વે ગુર્જરરાષ્ટ્ર પ્રાંત નાના નાના રાજપૂત મુસલમાન રાજાઓના તાબામાં હતો. તે બાબા અકબરે અનેક સ્વારીઓ કરી મેળવ્યો. સર્વ ગુર્જરરાષ્ટ્ર તાબામાં આવ્યા પછી ત્યાંના લોકોની વિલક્ષણ સુસંપન્નતા જોઇને તે સર્વ દેશ અત્યંત રમણીય કરાવવાનો તેમણે વિચાર કર્યો ને તે પ્રમાણે ગુર્જરરાષ્ટ્રની સરહદપર ને પ્રાંતોમાં રમણીય ઉદ્યાનો તૈયાર કરાવ્યાં. કેટલેક સ્થળે ક્રીડાસ્થળો ને સ્નાનાગારો પણ તૈયાર કરાવ્યાં. બાબાનું સ્મારક ને દેશની શોભા, આ રીતની દૃષ્ટિએ આ ઉદ્યાનો વગેરે કાયમ રાખી, તેના સંરક્ષણમાટે પૂર્વપ્રમાણે જ પાણી મુલ્યે પૈસા ખર્ચાય છે. આટલા પૈસા ખર્ચવાનું પ્રયોજન એ કે, ગુર્જરરાષ્ટ્ર પ્રાંતના કેટલાક ભાગોમાં પાણીની દુર્ભિક્ષતા બહુ હોઇને વિશેષતઃ એવા જ ભાગોમાં ઉદ્યાનો છે. હું ગુર્જરરાષ્ટ્રના પ્રવાસે નીકળ્યો ત્યારે હિમંતઋતુ હોવાથી ઘણાંખરાં ઉદ્યાનો હિમની વૃષ્ટિથી શુષ્ક દેખાતાં હતાં. અહમદાવાદ શહેર પાસે ખાંખાંનનો મોટો બાગ છે, તે બાગમાં મને ઉતરવાનો અતિ આગ્રહ થવાથી ત્યાં ઉભા કરેલાં કંતાનગૃહોમાં મેં ઉતારો કર્યો. ખાંખાન એ મારા મોટા સુભટો પૈકીનો હોઈ તેની પુત્રી ખેઊર–ઉલ–નીસા બેગમ એ મારી પત્ની છે. તે આ વખતે અહમદાબાદમાં હોવાથી તેના બોલવાને મેં માન આપી હું ખાંખાનના બાગમાં ઉતર્યો. તે વાટિકામાં વિશેષ દિવસ રહી તેના પિતાની પરોણાગતનો સ્વીકાર કરવો એવી તેની ઇચ્છા હતી, ને તેણે તે પ્રમાણે મારા આદરાતિથ્યની તૈયારી પણ બહુ અવર્ણનીય કરી રાખી હતી. મારા માટે ઉભો કરેલો તંબૂ સોનેરી સાચા કિનખાબથી મઢીને તે શૃંગારવામાં કારીગરોએ ઘણો શ્રમ લીધેલો દેખાતો હતો. મારા સરદારો ને નોકર ચાકરો માટે ઠોકેલા તંબૂઓ પણ ઉચ્ચ પ્રતિના હતા. આ વખતે ઠંડી બહુ સખ્ત પડતી હતી; પણ એક વખત તંબૂમાં પ્રવેશ કરતાં ઠંડી છે કે નહીં, તે જણાતું

પણ નહીં. તે વખતે અતિ હિમઋતુ હોવાથી ઘણીખરી વૃક્ષલતા પુષ્પ-પત્રવિહીન થયેલી જ્યાં ત્યાં દેખાતી હતી; પણ ખાંખાનના બાગમાં પ્રવેશ કરી જોતાં તો બાગ વસંતકાળી નવીન પત્રોથી હરિયાળીયુક્ત થયેલો તથા વૃક્ષ લતાથી ગાઢી રહેલો દેખાતો હતો. ફૂલઝાડો ઉપર ફૂલોના ગુચ્છે ગુચ્છા હતા તથા ફળઝાડોપર ફળોના ઝુમખે ઝુમખા ઝુલતા હતા. જમીન લગોલગ આવેલા તૃણાંકુરો ને મોટાં વૃક્ષો પણ તદ્દન લીલાંછમ દેખાતાં હતાં. બાગમાં કેટલાક ફૂવારા હોઈ તેમાંથી જોરથી પાણીની વૃષ્ટિ આસપાસના વૃક્ષો ઉપર થતી હોવાથી તે બહુ મનોહર દેખાતા હતા. સારાંશ કે સર્વ માર્ગપરના ઠંડીથી કરમાયેલાં ઉદ્યાનોનું નિરીક્ષણ કરીને આવેલો હોવાથી ખાંખાનનું આ ઉદ્યાન જોતાંની સાથે મનને મોટો આનંદ થયો, ને તે આનંદ ખેઊર-ઉલ-નીસા પાસે વ્યક્ત પણ કર્યો. કેટલાંક ઝાડોપરનાં ફળો એટલાં બધાં સુન્દર દીસતાં હતાં કે, મને તે ખાવાની ઇચ્છા થઇ ને મેં તે તોડી લાવવા માટે નોકરોને આજ્ઞા દીધી. ત્યારે ખેઊર-ઉલ-નીસાએ નોકરને ફળો ન તોડવા સંબંધી સૂચવીને તે મારા પ્રતિ કાંઇક ચમત્કારિક દૃષ્ટિએ જોઇને મોટેથી હસવા લાગી. તે વખતે મને બહુ આશ્ચર્ય લાગ્યું ને મારું આ અપમાન કરે છે કે શું, એવો મને સંશય આવ્યો; પણ તે સંશય ઝાઝો વખત રહ્યો નહીં. તે હસતી હસતી બોલી, 'આ ફળો શોભાનાં છે, ખાવાનાં નથી.' તેના તે શબ્દો સાંભળી મને અધિક આશ્ચર્ય લાગ્યું ને મને પૂર્વે મળેલા જાદુગરો પ્રમાણે એકાદા જાદુગરે આ બાગ મંત્રવિદ્યાથી શું તૈયાર કર્યો હશે? એવી પણ શંકા મનમાં આવી. એટલામાં ખેઊર-ઉલ-નીસાએ જ એક ગુલાબના છોડ ઉપરથી એક પુષ્પ આણીને મારા હાથમાં આપ્યું ને આ સર્વ ઉદ્યાન કાગળનો તૈયાર કર્યો છે, એવું તેણે કહ્યું. તે સાથે સત્ય ઉદ્યાન માટે મનમાં ઉદ્ભવેલો આનંદ નષ્ટ થઇને એક પ્રકારનું કુતુહલ ઉત્પન્ન થયું. મેં તે સર્વ ઉદ્યાન બહુ બારિક દૃષ્ટિએ જોયો. સુમારે ચારસો કારીગરે સાત દિવસ અહોરાત્ર વ્યતીત કરીને તેમણે તે બાગ તૈયાર કર્યો હતો. પાતળા કરેલા મીણમાં પ્રત્યેક વર્ણના કાગળો બૂડાવી કાઢી તે કાગળોનો નાના તૃણાંકુરથી મોટ મોટાં વૃક્ષો પર્યંત ઉપયોગ કર્યો હતો. કારીગરોએ પોતાના કૌશલ્યની એટલી પરાકાષ્ઠા કરી હતી કે, પ્રત્યેક બાબતમાં નિસર્ગ સાથે તેનું પ્રતિસ્પર્ધિત્વ સ્પષ્ટ દૃગ્ગોચર થતું હતું. પુષ્પો, પુષ્પની પાંખડીઓ, તેમાંનું કેસર, તેની દાંડલી વગેરે સર્વ આબેહુબ તૈયાર કર્યાં હતાં. વૃક્ષને તેનાપરનાં ફળો જોઈને હું છકકડ થઈ ગયો. જે ફળો જોતાંની સાથે તોડી લાવી ખાવાની ઇચ્છા થઈ, તે ફળોનાં આબેહુબપણા બદલ અધિક તે શું કહેવું! ત્રણ દિવસ આ ઉદ્યાનમાં મારો મુકામ રહ્યો. તે

ત્રણ દિવસમાં ખાંખાને અમો સર્વને મિષ્ટાન્નની મીજબાની દઈને નાના નોકરથી તે મારી સુધી સર્વના તેણે પરામર્ષ લીધા. મારી સાથે મારી ચારસો સ્ત્રીઓ હતી. તે પ્રત્યેકને ખેઊર–ઉલ–નીસાએ એકેક રેશમી જરતારી સાડી ને નવ હજાર નવસેં રૂપિયાના અલંકાર દીધા. તેમજ તેણે મને એક મૌક્તિકગુંફિત પોશાક, કેટલાક રત્નખચિત અલંકાર, એક સુન્દર તલવાર ને કેટલાક અત્યંત ચાલાક ઘોડાઓ દીધા. જતી વખતે મેં તેને પાંચ લક્ષ રૂપિયાની કિંમતની એક મૌક્તિક સ્રક્ ને ત્રણ લક્ષ રૂપિયાના કિંમતનો સ્ત્રીઓનો શિરપેચ દીધો. શિવાય તેના પિતાને પૂર્વ કરતાં અધિક એક હજાર સ્વારોની મુનસફદારી દીધી. ખેઊર–ઉલ–નીસાને મારા ગુર્જરાષ્ટ્રાગમનના સમાચાર મળતાં સાત આઠ દિવસના અલ્પ સમયમાં તેણે મારા આદરાતિથ્યની જે તૈયારી કરી, તે જોઈ મને બહુ આનંદ થયો ને તે સંબંધી તેની પ્રશંસા મેં અનેક પાસે વ્યક્ત કરી. ત્યાંથી અહમદાવાદ બહુ પાસે હોવાથી ગુર્જરાષ્ટ્રની વ્યવસ્થા કેવી છે, તે ત્યાં રહીને પણ સમજાણી હતી; પણ શહેરમાં જઇને લોકસ્થિતિ કેવી છે, તે પ્રત્યક્ષ જોવાનો મારો સંકલ્પ હોવાથી ખેઊર–ઉલ–નીસાને કાંઇક નાખુશ કરીને હું અમદાવાદમાં ગયો.

અમદાવાદ એ બહુ પ્રાચીન શહેર હોઈ સમૃદ્ધપણામાટે તે પૂર્વકાળથી સુપ્રસિદ્ધ છે. વ્યાપારી દૃષ્ટિએ સાંપ્રતમાં હિંદુસ્થાનમાં જે શહેરો પ્રસિદ્ધ છે, તેમાં અહમદાવાદ એ પ્રથમ પ્રતિનું શહેર છે. તેમ જ આ શહેર પ્રથમ અલ્પ સંખ્યામાં હશે, એવું મને જણાય છે. કારણ કે શહેરના એકંદર એકસઠ ભાગ હોઈ પ્રત્યેક ભાગ નાના ગામ પ્રમાણે છે. પ્રત્યેક ભાગમાં પાંચ હજારથી અધિક નાની મોટી દુકાનો છે. તે ઉપરથી એકંદર શહેરની કલ્પના સહજ આવશે. પહેલાં આ શહેર પાંચ સ્વતંત્ર રાજાના તાબામાં હોઈ તેમણે શહેરના પાંચ ભાગ કર્યા હતા, ને પ્રત્યેક ભાગમાં પ્રત્યેકનું પ્રવેશદ્વાર હોઈ તે ઉપર મોટી નૌબતો મૂકી હતી. આ પ્રવેશદ્વારો ને નૌબતો અહમદાવાદમાં તેમના જ કેટલાક સરદારોએ ફિતુરી થઇને બંડ કર્યું હતું, ત્યારે તોડી નાખ્યાં હતાં. આ શહેર વિશાળ ખરું; પણ ત્યાં અનેક શ્રીમાનોનો વસવાટ છતાં પણ મોટી અને સુશોભિત ઇમારતો એક પણ નહોતી. તેથી આ શહેર સ્થૂલદેહી વામન મનુષ્ય પ્રમાણે દેખાતું. બાબાએ અત્રે સરકારી કામકાજ માટે જે ઇમારતો બંધાવી છે, તે પણ શહેરની ઇતર ઇમારતો પ્રમાણેની જ છે. મને તેમાંની જે ઇમારતો ગમી નહીં, તે મેં તાબડતોબ પાડવાનો હુકમ કરીને ત્યાં વિશાલ ઉંચ ને સુન્દર ઇમારતો બાંધવાનો હુકમ કર્યો. ઇમારતો તૈયાર થયા પછી શહેરમાંના શ્રીમાનોએ પણ તેનું અનુકરણ

કરવાનો પ્રારંભ કર્યો. તેથી અલ્પાવધિમાં અહમદાવાદનું સ્વરૂપ પલટાઇને તે બહુ સુન્દર દેખાવા લાગ્યું. મેં તે વખતે અહમદાવાદમાં પાંચ માસ મુકામ રાખીને ગુર્જરરાષ્ટ્રમાંના પ્રસિદ્ધ સ્થળો જોયાં ને રાજ્યકારભારની દૃષ્ટિએ જે જે સુધારણા કરવી ઇષ્ટ હતી તે સઘળી કરી.

સાધારણતઃ સર્વમાં ગુર્જરરાષ્ટ્રપ્રાંત સમૃદ્ધ છે; પણ તે પ્રાંતમાં અરણ્યો બહુ હોવાથી ચોરોનો પ્રસ્થ પણ બહુ છે. તેમાંનાં કેટલાંક અરણ્યો ક્રૂર શ્વાપદોથી ગર્જિત હોવાથી શિકારીની દૃષ્ટિએ તે બહુ મહત્વનાં છે. ગુર્જરરાષ્ટ્રમાં મારો મુકામ રહેતાં હું પણ તે અરણ્યોમાં મૃગયા માટે ગયો હું. મૃગયા જવાના મારા બે હેતુ હતા. એક તો મૃગયા ખેલવા અને બીજો ચોરોનો બંદોબસ્ત કેમ કરી શકાય, એ શોધી કાઢવું. ઉક્ત અરણ્યો જોયા પછી મારા લક્ષમાં એવું આવ્યું કે, અરણ્યમાંથી જતા માર્ગોની આસપાસ હજારો ચોરોની વસ્તી હોઈ સંધિ મળતાં જ તે પ્રવાસીઓને ને વ્યાપારીઓને લુંટે છે. મેં મારા પુષ્કળ ઘોડેસ્વારોને અરણ્યમાં છૂપા રાખી આ ચોરો પકડવાની આજ્ઞા કરી ને તેને સારી ધાક બેસાડવા માટે જે હાથ લાગે, તેને પ્રાણદંડની શિક્ષા કરવાનો ક્રમ શરુ કર્યો. આ ક્રમથી પ્રત્યેક દિને બસો ત્રણસો ચોરોની કતલ થવા લાગી, છતાં આજ અમુક વ્યાપારી લુંટાયો નહીં, એવું સંભળાવું બંધ ન થયું. અંતે કંટાળીને તે પ્રયત્ન છોડ્યો ને અરણ્યમાંથી જનારા માર્ગો પાસેની ઝાડી કાઢી નાંખીને અધિક વિસ્તૃત કરવાનો હુકમ કર્યો. તેમ જ વચ્ચે વચ્ચે સિપાઇઓની ચોકીઓ રાખી. વાગ્વાદિની ભારતીનું અધિષ્ઠાન એવું જે સિરાજ શહેર, ત્યાંથી એક ગૃહસ્થ ગુર્જરરાષ્ટ્રપ્રાંત જોઇને આગ્રા આવ્યા પછી મને મળ્યો ને બોલ્યો, કે 'ગુર્જરરાષ્ટ્રમાં જઇને જે પાછો આવ્યો, તેનો પુનર્જન્મ થયો' એમ કહેવું જોઇએ.

ગુર્જરરાષ્ટ્રપ્રાંતની આસપાસનો પ્રદેશ ઝાઝો ભાગે પાર્વતીય હોઈ અરણ્યોથી આચ્છાદિત હોવાથી ચોરોને લુંટ કરી અન્યની હદમાં જવાનું મોટું સાધન મળે છે. માંડવદુર્ગ ગુર્જરરાષ્ટ્રપ્રાંતની સાધારણ સીમાપર હોઈ તે દુર્ગથી ગુર્જરરાષ્ટ્રની બીજી સીમા પર્યંત માર્ગક્રમણ કરતાં એક માસ સહજ થાય છે. તે પરથી ગુર્જરરાષ્ટ્રપ્રાંતના વિશાલત્વની કલ્પના થશે માંડવદુર્ગથી અહમદાવાદ પર્યંતનો માર્ગ અરણ્ય વગેરેની અડચણોથી નિષ્કંટક કરીને એક ઉત્તમ માર્ગ તૈયાર કરવાની નૌરુદ્દિન કુલીખાંની નિમણુક કરી ને તેણે અલ્પાવધિમાં એક ઉત્તમ માર્ગ તયાર કર્યો. આ માર્ગ તૈયાર કરવામાં બહુ દ્રવ્યવ્યય થયું છે; પણ મારાં પ્રજાજન તે માર્ગેથી સુખથી પ્રવાસ કરે છે, એ જોઈ મારા દ્રવ્યવ્યયનો બમણો બદલો મળ્યા સમાન મને લાગે છે.

## ૪૭ સમુદ્રદર્શન

અહમદાવાદમાં પાંચ માસ નિવાસ કર્યા પછી કેટલાક દિવસ સમુદ્ર કિનારાપર જઈ રહેવાની મને ઇચ્છા થઈ ને તે પ્રમાણે મેં મારા દાસ-દાસીઓને મુકામ ઉપાડી સ્તંભતીર્થ (ખંભાત) જવાની આજ્ઞા કરી. સ્તંભતીર્થ એ એક મોટું બંદર હોઈ ત્યાં અનેક પ્રદેશી વ્યાપારી પોતાનાં જહાજો ભરીને માલની લાવજાવ કરે છે. આ બંદરમાં મુખ્યતઃ અહમદાવાદમાંના વ્યાપારીઓની પેઢીઓ હોઈ તે પેઢીઓદ્વારા પ્રદેશી વ્યાપારીઓનો વ્યવહાર ચાલે છે. સ્તંભતીર્થના અધિકારીઓને મારા ત્યાંના આવાગમનના સમાચાર મળતાં, તેમણે સમુદ્રકાંઠે એક સારું સ્થાન જોઈ ત્યાં તંબૂઓ ઠોકયા ને સમુદ્રમાં મછવા પાસે મછવાઓ જોડીને સાધારણ અર્ધ કોસ વિસ્તૃત એવો એક અત્યંત સુંદર મંડપ તૈયાર કર્યો. અહમદાવાદ ને સ્તંભતીર્થ વચ્ચે ત્રણ દિવસનો માગ છે. ત્યાં હું પહોંચતાં જ ત્યાંના અધિકારી ને શ્રીમાનવ્યાપારી મને લેવાને સામા આવ્યા ને મોટા સત્કારથી તે મને કિનારાપરના મારા ઉતારાના તંબૂમાં લઈ ગયા. તે વખતે વ્યાપારીઓએ મને જે નજરાણું દીધું, તે અત્યંત બહુમૂલ્ય હતું. તેમાં કેટલાક પાશ્ચાત્ય વ્યાપારીઓની બહુમૂલ્ય વસ્તુઓ હતી. મેં દુર્મિળ વસ્તુઓ રાખી લઈ બાકી સર્વ નજરાણું સ્વીકારી તે પાછી આપી દીધી ને લીધેલી વસ્તુઓની ભરપૂર કિંમત પણ તેના માલિકોને દીધી. બીજે દિવસે સમુદ્રમાં તૈયાર કરેલા મંડપમાં ગયો ને ત્યાં સાત દિવસ રહ્યો. આ મંડપને પાણીમાં સ્થિર રાખવા માટે જ એક હજાર મણ લોખંડનાં લંગરો તૈયાર કરાવી, તે સમુદ્રમાં નાંખ્યાં હતાં

## ૪૮ ઉજ્જયિની

સ્તંભતીર્થમાં સાત દિવસ રહ્યા પછી મારે કાર્યવશાત્ ઉજ્જયિની જવું પડયું. આ અત્યંત સુપ્રસિદ્ધ વિશાલ શહેરનો બહિરાંતર્ભાગનું નિરીક્ષણ કરતાં તે પોતાની પુરાણપ્રસિદ્ધતાની સાક્ષી પૂરે છે. શહેરમાં અત્યંત પ્રાચીન કાળની ઇમારતો અદ્યાપિ પૂર્વ સ્થિતિએ જ ઉભી છે. આ શહેર ક્ષિપ્રા નદીના કિનારે હોઈ તેનું પાણી નામ પ્રમાણે જ બહુ મધુર છે. સાધારણ આ ભાગમાંનું પાણી પાચક ને સ્વાસ્થ્યકર હોવા માટે પ્રસિદ્ધ છે. શહેરની આસપાસ કેટલાંક તળાવો છે, તે પૈકી એક તળાવને કિનારે મારે રહેવા માટે સુન્દર મંડપ ઉભો કર્યો હતો. ઉજ્જયિની ને તેની આસપાસના પ્રસિદ્ધ સ્થળો જોવા માટે હું ત્યાં ચાલીશ દિવસ રહ્યો હતો.

## ૪૯ સીકંદ્રાદર્શન

ઘણો સમય બહારના પ્રાંતોમાં વીતાડવાથી આગ્રા જવાનો નિશ્ચય કર્યો ને તે પ્રમાણે મુકામ ઉપાડ્યો; માર્ગમાં આગ્રા શહેરની આ બાજુ

બાબા અકબરે તૈયાર કરાવેલો દોરાનામક બાગ આવ્યો છે. તે બાગમાં કેટલાક દિવસ મુકામ કરી પછી શહેરમાં જવું, એવો કેટલાકનો મત હોવાથી મેં દોરા બાગમાં થોડા દિવસ મુકામ કર્યો. આ બાગ અત્યંત વિસ્તૃત હોઈ તેમાં અહીંથી તહીં જવા માટે પ્રશસ્ત રસ્તા તૈયાર કર્યા છે. દુર્મિળ અને કવચિત જ દૃષ્ટિએ પડનારાં એવાં અનેક વૃક્ષો આ બાગમાં કેવળ પ્રદેશમાંથી આણેલાં છે. બાબા આ વાટિકાની જેવી વ્યવસ્થા રાખતા હતા, તેવી મેં અદ્યાપિ પર્યંત રાખેલી છે. દોરા બાગ ને આગ્રા વચ્ચે માર્ગપર બાબાનું સમાધિક્ષેત્ર છે. બાબાનું કબ્રસ્થાન જે જગ્યામાં છે, તેનું સીકંદ્રા એવું નામ હોઈ, તે જગ્યામાં મેં કેટલાંક વર્ષ પૂર્વે બાબાના કબ્રસ્થાન ઉપર અત્યંત રમણીય ને વિશાલ મંદિર બાંધવાનો હુકમ કર્યો હતો. તે પ્રમાણે મંદિર આજ સમયે પૂર્ણ થયાના સમાચાર મળવાથી હું સીકંદ્રા ગયો ને નવીન બાંધેલું સમાધિગૃહ જોયું. તે મંદિર જોઈ મને સત્યતઃ અતિ આનંદ થયો. તે મંદિર બાંધવામાં કારીગરોએ પોતાનું ઘણું કૌશલ્ય દાખવ્યું છે. મુખ્ય સમાધિસ્થાન ખુલ્લું રાખી તેની આસપાસ ચારેદિશાએ એક જ વર્ણના અત્યંત સુન્દર સ્તંભો ઉપર આ મંદિર બાંધ્યું છે. તે એટલું વિસ્તૃત છે કે, તે જગ્યામાં આઠ હજાર હાથી ને તેટલા જ ઘોડા સહજ રહી શકે છે. પ્રવેશદ્વાર એટલું બધું મોટું છે કે, છ સાત હાથી તેમાંથી એક જ વખતે સહજ જઈ શકે છે. આ દરવાજો એક સો વીશ હાથ ઉંચો હોઈ તેની અંદરની બાજુએ છ માળ છે. છેક ઉપરના માળ ઉપર બરોબર મધ્ય ભાગે ચાર સ્તંભી એક બહુ કૌશલ્યથી ગોળ ઘુમટ છે. તે ઘુમટની ઉપરથી નીચે જમીન સૂધી સોનેરી રંગની સુંદર નકશીને રંગેલી છે. પ્રવેશદ્વારની ચતુર્દિશાએ ચાર મિનારા હોઈ પ્રત્યેક મિનારો બે માળનો છે. પ્રવેશદ્વારથી સમાધિપર્યંત જે માર્ગ તૈયાર કર્યો છે, તે રક્તવર્ણી પત્થરનો હોઈ તે પત્થર અત્યંત મોહક કરી બહુ કુશલતાથી બેસાડ્યા છે. માર્ગની બંને બાજુએ વિસ્તૃત ને મનોહર વાટિકા તૈયાર કરેલી હોઈ તેમાં દેશોદેશનાં અનેક વૃક્ષો રોપાવ્યાં છે. વચ્ચે વચ્ચે નાની નાની પુષ્કરિણી ને ફૂવારાઓ પણ તૈયાર કરાવ્યા છે. પ્રવેશદ્વારથી સમાધિપર્યંત માર્ગની બંને બાજુએ વીશ ફુવારાઓ તૈયાર કર્યા છે. બાબાના સમાધિમંદિરમાં એકંદર ખર્ચ એક કોટિ એંશી લક્ષ રૂપિયા થયો છે.

હું પ્રવેશદ્વારમાંથી અંદર સમાધિ પાસે ગયા પછી મને બાબાનું સ્મરણ થઇને મારું હૃદય ભરાઈ આવ્યું ને નેત્રોમાંથી એક સરખી અશ્રુધારા વહેવા લાગી. સમાધિને મેં સાષ્ટાંગ નમસ્કાર કર્યાં ને પાસે બેસી તેનાપર અશ્રુ ઢાળવા લાગ્યો. ત્યારે મને એવો ભાસ થયો કે, બાબા જાણે

સિંહાસનપર બેઠેલા હોઈ હું તેમનાં ચરણુમાં બેઠો છું અને તે મને સદુપદેશ કરે છે. સીકંદ્રામાંથી પાછા જતી વખતે ફકીર વગેરે એકઠા થયેલા દરિદ્રીજનોને પચાસ હજાર રૂપિયા ખેરીયાત કર્યાં. ત્યાંથી મેં મારો સર્વ સામાન ને પરિવાર વગેરે આગ્રામાં મોકલી દઈ પાછળથી હું ઘોડાપર બેસીને બહુ થોડા માણુસો સાથે આગ્રાના રાજપ્રાસાદમાં ગયો. મેં મારા સ્વતઃમાટે રાજપ્રાસાદમાંની યમુનાની બાજુએ આવેલા દરવાજાપર એક સુન્દર મહેલ તૈયાર કરવાનો હુકમ કર્યો હતો. તે મહેલ આ જ વખતે તૈયાર થયો હતો. આ મહેલને પચીસ સુવર્ણુસ્તંભો હોઈ પ્રત્યેક સ્તંભ ઉપર મોતી, હીરા વગેરે બહુમૂલ્ય રત્નો કુશલતાથી બેસાડ્યા છે. મહેલની ઉપરનો ભાગ ઘુમટ પ્રમાણે ગોળ હોઈ અંદરની બાજુએ સર્વ સુવર્ણુનું નકશી કામ કર્યું છે. આ નકશી કામ એટલું સુંદર થયું છે કે, તે જોતાંની સાથે કોઈ પણુ મુગ્ધ થાય છે. આ મહેલની આસપાસ ચાર મિનારા હોઈ પ્રત્યેક મિનારે ચાર માળ છે. એ પૈકી એક મિનારો કેવળ યમુનાતટે હોઈ તેમાંથી યમુનાનું પ્રાકૃતિક સૌંદર્ય બહુ આલ્હાદક દેખાય છે. ખાસ ખાનગી મસલતની જગ્યા આ જ મિનારાના પ્રથમ માળપર હોઈ વિશેષ વિશ્વાસનીય સરદારો સાથે ત્યાં જ વાર્તાલાપ કરું છું. જેનાપર હું વિશેષ પ્રેમ રાખું છું, એવા સરદારોને કદી કદી બોલાવીને પ્રેમની યાદી તરીકે અમો સર્વ એક જ પાત્રથી મદ્યપાન કરીએ છીએ.

આગ્રાના કિલ્લામાં રાજપ્રાસાદ શિવાય જે પ્રસિદ્ધ ઇમારતો છે, તેમાં દિવાન–ઈ–આમ ને દિવાન–ઇ–ખાસ નામક બે ઇમારતો વિશેષ પ્રસિદ્ધ છે. દિવાન–ઈ–આમ એ ખાનગી ને વિશેષ મહત્વની સલાહ મસલતનું સ્થાન હોઇ, દિવાન–ઈ–ખાસ એ સર્વ સાધારણુ દરબારનું સ્થાન છે. આ ઇમારતોમાં વારંવાર દરબારો ભરાય છે ને તે માટે મોટા મોટા સરદારોથી તે સાધારણુપ્રતિના મનુષ્ય પર્યંતના સર્વેને આવવાની પરવાનગી છે. આ ગૃહોમાં જ્યારે જ્યારે દરબાર ભરાય છે, ત્યારે ત્યારે બબ્બે સ્તંભો વચ્ચે મખમલ ને કિનખાબના પડદા ટાંગે છે ને રાજકુમાર સરદાર વગેરે અમીરઉમરાવને બેસવાની જગ્યાની આસપાસ મનુષ્યકદની સુવર્ણુની જાળી ગોઠવે છે. જેની પાછળ સાધારણુ લોકસમૂહ બેસે છે. અમીરઉમરાવને બેસવા માટે ચાંદી ને સુવર્ણુનાં જૂદાં જૂદાં આસનો હોઈ મુખ્ય સિંહાસન સુવર્ણુ, મૌક્તિક, રત્નો વગેરે બહુમૂલ્ય વસ્તુઓનું તૈયાર કર્યું છે. સિંહાસનનો પોકળભાગ અનેક પ્રકારનાં સુગંધી દ્રવ્યોથી ભરેલો છે. દરબારની આ સર્વ વસ્તુઓ કુશલ કારીગરોએ તૈયાર કરેલી હોઈ તેના નાના મોટા ભાગો એકમેકથી છૂટા તથા ભેગા સરલતાથી કરવાની ગોઠવણુ રાખી છે. આ રીતની સોયી હોવાથી દરબાર ક્યાંક બહાર સ્થળે હોય તો આ સર્વ સામાન થોડે શ્રમે ત્યાં લેવાય ને અલ્પ વખતમાં

અરણ્યમાં પણ ભવ્ય ને સુન્દર દરબાર ભરાય છે. ઉક્ત સર્વ સામાન તયાર કરવામાટે એક હજાર પચાસ મણ તો ફકત સુવર્ણનો જ વ્યય થયો છે.

## ૫૦ પરબ્હીજ

સ્તંભતીર્થ, ઉજ્જયિની, સીકંદ્રા વગેરે સ્થળોએ જઈ આગ્રા પાછો આવ્યા પછી રાજધાની છોડીને બનતા પ્રયત્ને બહાર ન જવાનો મેં નિશ્ચય કર્યો. આ વખતે મારો પુત્ર પરબ્હીજ અલ્લાહબાદ શહેરમાં રહી તે પ્રાંતનો સર્વ કારભાર ચલાવતો હતો. તેને કાંઇક મહત્વની માહિતી આજ વખતે જણાવવાની આવશ્યકતા હોવાથી મેં તેને આગ્રામાં બોલાવવામાટે સાંઢણી સ્વાર મોકલી દીધો. પત્રદ્વાર તેને તે બાબત હું જણાવી શકત, પણ મારો ને તેનો વિયોગ ઝાઝા દિવસથી થયો હોવાથી ને તે માહિતી સ્વતઃ કહેવામાં કાંઇક મહત્વ હોવાથી મેં તેને આગ્રે બોલાવ્યો હતો. મારી આજ્ઞા પ્રમાણે તે અલ્લાહાબાદથી નીકળીને આગ્રાથી એક દિવસના માર્ગપર દૂર હતો, તેવામાં મેં મારા સર્વ સરદારોને તેના ચુંટેલા સૈન્યાધીશોસહ પરબ્હીજ સામે જવાનો હુકમ કર્યો. આ સરદારોને મારી એવી આજ્ઞા હતી કે, પરબ્હીજના માણસોને તેમનો મેળાપ થતાં જ તેમણે ઘોડા ઉપરથી ઉતરીને પરબ્હીજ ને સલામી દેવી ને પરબ્હીજની આજ્ઞા થતાં પર્યંત તેમણે અશ્વપર રુઢ ન થતાં કુર્નિશ કરતાં કરતાં પરબ્હિજ સાથે ચાલવું. આ હુકમ સર્વ સરદારો પૈકી ઇતમાત-ઉદ્દૌલા જો ન પાળે તો ચાલશે, એવી મેં તે વૃદ્ધ હોવાથી સવડ દીધી હતી. પરબ્હિજને જોતાંની સાથે તેણે ઘોડા ઉપરથી ઉતરીને કુર્નિશ કરી પુનઃ ઘોડા ઉપર બેસવું, એવું મેં તેને કહ્યું હતું. પરબ્હિજને લાવવામાટે જે સરદારો વગેરે ગયા હતા, તેની સંખ્યા વીશહજારની હતી. જે દિવસે તેઓ પરબ્હિજસહ આગ્રામાં આવી પહોંચ્યા, તે દિવસે તેમણે નગર પ્રવેશ ન કરતાં, શહેર બહારના ગુલાફસાન નામક જે ઉદ્યાન છે, તે ઉદ્યાનમાં મુકામ કરી બીજે દિવસે પ્રાતઃકાળમાં નગરપ્રવેશ કરવો, એવી તેને મારી આજ્ઞા હતી.

ઉપર કહ્યા પ્રમાણે પરબ્હિજને સરદારોનો મેળાપ થતાં જ સર્વ સરદાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યા ને પરબ્હિજને કુર્નિશ કરી. સરદારોનું તે વર્તન જોઇને પોતાને જોઇએ તેથી અધિક સન્માન થાય છે, એવું પરબ્હિજને ભાસવાથી સરદારો પાસે પોતાની શાલીનતા પ્રગટ કરીને તે સર્વને અશ્વારુઢ થવાનું કહ્યું ને તેમાંના વિશેષ પરિચિત સરદારો સાથે વાતચીત કરતો તે ગુલાફસાન ઉદ્યાનમાં આવી ઉતર્યો. આ વર્તમાન મને મળવાથી ઉદ્યાનથી રાજપ્રાસાદ પર્યંત જે માર્ગ છે, તે ધ્વજા પતાકા, તોરણો વગેરે લગાવી શૃંગારવાની તજવીજ કરી. આ માર્ગપર

ને તેની પાસે જેનાં જેનાં ગૃહો હતાં, તેઓએ મારી આજ્ઞાની રાહ ન જોતાં પોતાનાં ગૃહોનો દર્શનીય ભાગ ઉત્તમ પ્રકારે શૃંગારી રાખ્યો. બીજે દિવસે ત્રણ હજારથી અધિક હાથીઓને શૃંગારી તે સર્વ હાથીને માર્ગની બંને બાજુએ હાર કરી ઉભા કર્યાં. પછી કેટલાક સરદારોને પરવિઝને રાજપ્રાસાદમાં લઈ આવવામાટે મોકલ્યા. આ સર્વ સુભટોની સાથે મેં એક ઉત્કૃષ્ટ પોશાક રત્ન જડિત એક કમરબંધ, જેમાં એક મોટો હિરો છે તે ચાર લક્ષ રૂપિયાથી અધિક કિંમતનો છે, એક લક્ષ રૂપિયાનાં મૂલ્યનો એક શિરપેચ, પાંચ લક્ષ રૂપિયાની કિંમતની એક મૌક્તિક સ્રક્ અને એક રત્ન જડિત સુંદર તલવાર મોકલી દીધાં. પરવિઝને આ પોશાક દીધા પછી કેટલાક સરદારોએ પણ અનેક બહુમૂલ્ય વસ્તુઓ પરવિઝને નજર કરી. તે સર્વેની કિંમત બે કોટી રૂપિયા સહજ થાય. નજરાણાની ક્રિયા ખતમ થવા બાદ પરવિઝ સહ સર્વ સરદારો અશ્વારૂઢ થઈ રાજભવનમાં આવ્યા. ત્યાં ખાસ દરબારની જગ્યા પાસે તે આવ્યો ને હું જે સિંહાસન ઉપર આરૂઢ થયો હતો ત્યાં આવતાં તેણે પોતાનું મસ્તિષ્ક ખુબ ઝુકાવી મને પ્રણામ કર્યા. આ પ્રમાણે સિંહાસન પાસે આવતાં સૂધીમાં તેણે મને સાત વખત ઝુકી ઝુકીને સલામ કરી. તદ્દન સિંહાસન પાસે આવ્યા પછી તેણે મારા ચરણપર મસ્તિષ્ક મૂકી મારાં ચરણનું ચુંબન લીધું. મારા બીજો પુત્ર ખુરમ મારી પાસે બેઠો હતો, તેણે પરવિઝને ઉભો કરી મારી પાસે બેસાડ્યો. પછી પરવિઝના નિવાસમાટે મહોબતખાંને મહાલય દેવામાટે સરદારોને આજ્ઞા કરી ને તેને બરદાસીમાં યત્ કિંચિત્પણ ન્યૂનતા ન આવવા માટે સખ્તાઈ કરીને દિવસનો દરબાર ખલાસ કર્યો. બીજે દીવસે દરબાર ભર્યાં પછી પોતે બાદશાહનો એક કિંકર છે એવા સરદારી ઠાઠથી તે દરબારમાં આવ્યો ને મારી અનુમતિ મેળવી તેણે મને નજરાણું દીધું. આ નજરાણામાં પૂર્ણ શિક્ષિત એંશી હાથી, અરબસ્થાનમાંના ને અન્યદેશના અત્યુત્કૃષ્ટ બસો ઘોડા, વિદ્યુત્ગતિમાન એક હજાર ઉંટ અને ગુર્જરાષ્ટ્રમાંના હય ગતિ સમાન કાર્યકરનારા અત્યંત સુન્દર સો બળધર ( બળદ ) આટલાં જનાવર હોઈ આ સર્વ જનાવરો ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકારથી શૃંગારેલાં હતાં. તે શિવાય કલાબુતી કિનખાબ, મખમલ ને રેશમી કાપડના ચારસો તાકા, હીરા મોતી મૂકેલા બાર સુવર્ણના તાટો ને ભિન્ન ભિન્ન દેશમાંની અત્યુત્કૃષ્ટ તલવારો મળીને ચાર કોટી રૂપિયાનો અવેજ તેણે મને નજર કર્યો. આ નજરાણું દેતી વખતે પરવિઝની લીનતા ને સ્વાબ જોઇને હું બહુ ખુશ થયો ને તેને દશ લક્ષ રૂપિયાની કિંમતની એક માક્તિક સ્રક્ બક્ષિસ દીધી. શિવાય તે આટલા

દિવસ દશ હજાર સૈન્યનો સૈનાધ્યક્ષ હતો, તેને હવે ત્રીશહજાર સૈન્યનું સૈનાપતિત્વ દીધું.

પરવ્હિજને આગ્રામાં આવીને એક માસ થયા પછી તેણે એક દિવસે પોતાના ઉદાત્ત અંતઃકરણની, તદ્દન ચમત્કારિક રીતિએ જાણ કરી. ઉપર કહેલા એક દિવસે તે પોતાને ગળે એક રુમાલ બાંધીને મારી પાસે આવ્યો ને મારાં ચરણોપર મસ્તિષ્ક મૂકી મોટેથી વિલાપ કરવા લાગ્યો. તેનું તે વર્તન જોઈ મને બહુ આશ્ચર્ય થયું ને તેનાપર આટલું બધું શું દુઃખ આવી પડ્યું છે, એ વિચારથી મારા મનમાં અનેક કુશંકા આવવા લાગી. તેનું સાંત્વન કરતા છતાં ને તેના દુઃખનું કારણ પૂછતાં છતાં ઘણે વખતે તે કરુણ સ્વરે બોલ્યો, અમે ચારે બંધુ રાજપુત્ર એ દૃષ્ટિએ મોટા ગર્વિષ્ઠ છીએ, પણ ખુશરુ એ રાજપુત્ર હોઈ તે આજ પંદર વર્ષથી તુરંગવાસી છે, તે માટે મને બહુ ખરાબ લાગે છે. તેણે મહાન્ અપરાધ કર્યા ખરા; પણ તે અપરાધની શિક્ષા પણ તેને પુષ્કળ મળી છે. ક્ષુદ્ર બુદ્ધિના મનુષ્ય પ્રતિથી એવા અપરાધ થવા સાહજિક છે. પણ તેને ક્ષમા કરવી, એ મહત્ પુરુષનું કર્તવ્ય છે. કોઇને પણ તેના અપરાધનું શાસન આજન્મ બંદિવાસ એ મળ્યું, પણ એવા અપરાધીને પુનઃ પોતે સમાજમાં ચાલનાર છે, ને તે વખતે અત્યંત સૌજન્યતાથી ચાલીને ભૂતકાળના કૃતકર્મ ધોઈ નાંખવા વગેરે ઉન્નત વિચારો તેના અંતઃકરણમાં આવવાનો કયાં અવકાશ છે? અપરાધીને તેનો દોષ સુધારવાનો પ્રસંગ દેવો, એ જ સત્યદંડ છે. આ શિક્ષા ખુશરુએ પૂર્ણતાએ ભોગવી છે, તેથી તેને હવે છોડવાની કૃપા કરવી, એટલી જ આપને વિનતિ છે.

પરવ્હિજનાં આ શબ્દો સાંભળી મને ખરેખર બહુ આશ્ચર્ય જણાયું. કારણ કે ચાર પુત્રો ઓછા વધતા ગુણ સંપન્ન હોય, તોપણ પિતા સાધારણતઃ સર્વપર સમાન પ્રીતિ રાખે, એવો અનુભવ છે; પણ ભાઈ ભાઈ વચ્ચે જ માત્ર એવો સ્નેહ હોય નહીં અને પુષ્કળ પ્રસંગે બંધુ બંધુ શત્રુ પ્રમાણે વર્તે છે. એવું હોવા છતાં પરવ્હિજ ખુશરુ જેવા પિતૃદ્રોહી બંધુ માટે આટલો પ્રેમ વ્યક્ત કરે છે. એ જોઈ મને સતતઃ અતિ આશ્ચર્ય જણાયું ને પરવ્હિજ સંબંધી મારા અંતઃકરણમાં અધિક સદ્ભાવ ઉત્પન્ન થયો. હું બોલ્યો, 'ખુશરુને બંધનમુક્ત કરવામાં કશી હરકત નથી; પણ તે બહુ ચંચલવૃત્તિનો છે. તે માટે તે પુનઃ એવું વર્તન કરનાર નથી, તે માટે જો કોઇનો જામીન આપે, તો હું તેને આ ક્ષણે મુક્ત કરું.' મારા આ શબ્દો સાંભળતાં જ પરવ્હિજે એક કાગળ લીધો અને હું ખુશરુનો જામીન છું, એવું લખીને તે તેણે મારે સ્વાધીન કર્યો. પરિ-

બ્હિજ સ્વતઃ જામીન થવાથી હું નાઇલાજ થયો ને મેં ખુશરુને મુક્ત કરવાની આજ્ઞા કરી.

ખુશરુને જે દિવસે મુક્ત કર્યો, તે દિવસે આગ્રાના કિલ્લામાં દરબાર દોરાબાગમાં ભર્યો હતો. આ બાગને આગ્રાકિલ્લા પર્યંતનો માર્ગ ઉત્તમ રીતે શૃંગારીને દરબારની સર્વ વ્યવસ્થા થયા પછી ખુશરુને બંધન મુક્ત કરી તેને ત્યાં લાવવા માટે અસફખાં ને ખાં-ઈ-જહાન એ ઉભય સરદારોને મોકલ્યા. તેની સાથે ખુશરુ માટે એક ઉત્તમ પોષાક, રત્ન જડિત કમરપટ્ટો, એક સર્વોત્કૃષ્ટ તલવાર, એક સાલંકૃત ઘોડો ને 'કોપારા' નામક હસ્તી મોકલી દીધાં. 'કોપારા' હસ્તી એ સર્વ હાથીઓમાં પ્રસિદ્ધ હોઈ તે બાબા અકબરે ચાર લક્ષ રૂપિયા કિંમતે વેચાતો લીધો હતો. આ હસ્તીપર આરૂઢ થવાનો જે હોદ્દો તૈયાર કરેલો છે, તે ત્રીશ લક્ષ રૂપિયાની કિંમતનો છે. સર્વ રાજપુત્રોમાં ખુશરુ વડીલ હોવાથી તેનું સન્માન કરવાની મેં સર્વને આજ્ઞા કરી હતી. મારા ખાસ શિબંદીપૈકી બસો ત્રણ ઘોડેસ્વારને ખુશરુ સાથે ચાલવાની આજ્ઞા કરી. સર્વ સરદારોએ તેની સામે જવું ને તેની સાથે પગપાળા થઈ દોરાબબાગ પર્યંત આવવું, એવું પણ તેમને કહ્યું હતું. તે પ્રમાણે ખુશરુ મુક્ત થતાં જ ઘણાખરા સામંતો તેની મુલાકાતે ગયા ને તેમણે તેને યોગ્ય નજરાણું દીધું. ખુશરુ દોરાબબાગમાંના દરબારમાં આવ્યો, ત્યારે મને જોતાં જ તેણે દરબારના પ્રવેશદ્વારમાં જ કુર્નિશ કરતો કરતો તે સિંહાસન પાસે આવીને તેણે મારાં ચરણમાં મસ્તિષ્ક મૂક્યું ને તે નાના બાળક પ્રમાણે રડવા લાગ્યો. મેં તેને ત્રણ ચાર વખત સ્નેહથી ઉઠઉઠ એમ કહ્યું, તો પણ તે તેવી જ સ્થિતિમાં મારાં ચરણપર અશ્રુ ઢાળતો હતો. 'તને તારા અપરાધની ક્ષમા કરી છે,' એમ બે વખત તેને કહ્યા પછી પરબ્હિજ ને ખુરમે તેને ઉઠાડી તેના આસનપર બેસાર્યો. પછી મેં એક રત્નખચિત પ્યાલો મંગાવી તે મદ્યથી ભરીને પરબ્હિજના હાથમાં દીધો. તે લઇને પરબ્હિજ, ખુશરુ, ખુરમ ને શહેરીયાર એ ચારે એક વિશિષ્ટ આસનપર બેઠા ને તે પાત્રમાંનું મદ્ય થોડું થોડું ચારેએ પ્રાશન કર્યું. પછી તે ચારેએ એકમેકને આલિંગન દઇને તેઓ પોતપોતાના આસનાધિષ્ઠ થયા. આ સ્નેહિક દૃશ્ય જોઈ મારું અંતઃકરણ દ્રવિત થઈ આનંદાશ્રુ વહેવા લાગ્યાં. તે વખતે મારો પાંચમો પુત્ર સુલતાન બખ્ત અત્રે નહોતો. તે બંગાલમાં બંગાલની સુબેદારી પર હતો. તે પછી પરબ્હિજે મારાં ચરણમાં મસ્તિષ્ક નમાવી મને એક વિનતિ કરી. તે બોલ્યો; 'અમો ચારે ભ્રાતા જેમ ત્રીશ ચાલીશ હજાર સૈન્યના સરદાર છીએ, તેવી સરદારી ખુશરુને પણ દેવી. નહીં તો બંધન-

મુક્ત થઈ કેવળ આવી અપમાનકારક સ્થિતિથી તેને કોઇની પણ દૃષ્ટિએ ન પડતાં દિવસ કંટાળેલા લાગશે, તેથી તેને પણ કેટલાક હજાર સૈન્યની સરદારી દેવી.' પરબ્હિજની તે વિનતિ મેં માન્ય કરી. પરબ્હિજના અંત:કરણનું તે ઔદાર્ય જોઇને હું અતિહર્ષિત થયો ને મેં ખુશરુને વીશ હજાર સૈન્યની સરદારી દીધી. શિવાય મેં તે વખતે એવું જાહેર કર્યું કે, 'અમારા તૈમુર વંશના નિયમાનુસાર મારી પશ્ચાત્ રાજ્યપર ખુશરુનો હક્ક છે ને આજથી તે યુવરાજ છે, આ દૃષ્ટિએ તેને માન દેવું; પણ ખુશરુએ જો પુનઃ પૂર્વક્રમ સ્વીકારીને બદસલાહકારની સલાહથી ફંદ ફિતૂર કર્યાં, તો તેનો રાજ્યપરનો હક્ક નષ્ટ થશે.' આટલું કહીને દોરાબાગમાંનો દરબાર બરખાસ્ત કર્યો. ખુશરુ, ખુરમ વગેરે ચારે પુત્રોમાં બંધુપ્રેમ અધિક વધે, માટે મેં તેને એક જ જંગલમાં ચારેએ જઈ વીશ દિવસ મૃગયા ખેલવામાં વ્યતીત કરવાની પરવાનગી દીધી.

## ૫૧ કાશ્મિરપ્રવાસ

ઘણા દિવસોથી કાશ્મિરમાં ન ગયો હોવાથી મને તે દેશમાં જવાની સાહજિક ઇચ્છા થઈ ને મેં ત્યાં ખુશ્કી માર્ગે ન જતાં નદીમાં નૌકારૂઢ થઈ જવાનું ઠરાવ્યું. આ પ્રવાસ માટે નુરુદ્દીન કલીબેગને દશ લાખ રૂપિયા દઇને ચારસો નૌકાઓને નદીને કાંઠે આવેલા જંગલો વગેરે સાફ કરવાનો હુકમ કર્યો. આજ્ઞાનુસાર નુરુદ્દીને અલ્પ સમયમાં સર્વ તૈયારી કરી. નૌકાઓ બહુ સારી તૈયાર કરેલી હોઈ તેમાંનાં નિવાસસ્થાનો અત્યંત સુશોભિત ને કૌશલ્ય પૂર્ણ હતાં. ઉક્ત નાવોમાં બેસીને યમુનામાંથી દિલ્લીએ આવ્યા પછી આગળ જતાં તો કનોજમાં બંડ થયાના વર્તમાન મળ્યા. તે વખતે કનોજમાં રહેલા સુબેદારે કનોજના રહેવાસી તથા સરદારો સાથે મસલત કરી ઘણું સૈન્ય જમાવ્યું ને બંડનું નિશાન ઉભું કરી કનોજ પ્રદેશમાં આવેલા ઘણાખરા કિલ્લાઓ હસ્તગત કર્યાં. આ સમાચાર મને મળતાંની સાથે જ અત્યંત સાહસી, પરાક્રમી ને રણકુશલ એવા સરદાર અબદુલ્લાખાંને બંડ સમાવવાના કાર્યમાં યોજ્યો ને બને તેટલું સૈન્ય અલ્પ સમયમાં ભેગું કરી તેને કનોજ જવાની મેં આજ્ઞા કરી. તેની તૈયારી થયા પછી મેં તેનું સૈન્ય જતાં જોયું તો તે અપૂર્ણ સામગ્રીયુક્ત દૃગ્ગોચર થયું. તેમાં એક પણ હાથી નહોતો, માટે મેં તેને પાંચ હાથી દીધા. શિવાય ઉત્તમ પ્રકારના ત્રણસો ઘોડા, એક હજાર ઉંટ અને બાકીની તૈયારી માટે તેને દશ લક્ષ રૂપિયા રોકડા દીધા. મારો એવો નિયમ છે કે, જે ઇમાન ઇતબારથી વર્તીને પ્રસંગવશાત્ સ્વામિકાર્ય માટે પ્રાણ દેવા માટે તૈયાર હોય, એવા સ્વામિભક્ત સેવકને અસંતુષ્ટ કદી પણ કરવો નહીં.

એવા ઇમાની સરદારને પ્રદેશમાં યુદ્ધ માટે મોકલવાનો જ્યારે જ્યારે પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે હું તેને બોલાવીને યોગ્ય એવી વસ્તુઓ ભેટ તરીકે દઉં છું ને ઉત્સાહયુક્ત શબ્દોથી તેનું ગૌરવ કરું છું. સુવર્ણ કિંવા રત્નો કરતાં મનુષ્યની કિંમત કેટલી બધી અધિક છે, તેથી એવા મનુષ્યોને સુવર્ણ કિંવા રત્નો પારિતોષિક માટે દેવાં, તેમાં કાંઈ વિશેષ નથી. હું એવા સામન્તો સાથે સદા યુક્ત હસ્તથી વર્તું છું. કારણ મારી એવી પક્કી ભાવના છે કે, એ જ સુભટો રાજ્યના સત્ય આધાર સ્તંભ છે. અબદુલ્લખાનો ભાઈ મારી પાસે સરદાર હોઈ અબદુલ્લા જ્યારે કનોજ જવા માટે નીકળ્યો, ત્યારે તેણે સ્વતઃને અબદુલ્લા સાથે મોકલવો, એવી મને વિનતિ કરી. કેવળ તદ્દન પારકા મુલકમાં અમો ઉભય એકમેકની સહાય માટે એક સ્થળે હોવું અધિક ઉત્તમ છે, એવું તેણે મને સૂચવ્યું હતું ને તે તેનું બોલવું સત્યાતાયુક્ત હોવાથી તે મેં કબૂલ કરીને અબદુલ્લા પ્રમાણે તેનો પણ ગૌરવ કર્યો ને તેના સન્ય વગેરેની વ્યવસ્થા કરીને તે ઉભયને માર્ગસ્થ કર્યાં. એ ઉભય વિશેષ શૂર ને રણકુશલ હોવાથી તે કનોજમાં જઇને તેણે કદી યુક્તિથી તો કદી લુચ્ચાઇથી શત્રુસૈન્યનો ઉચ્છેદ કરવાનો આરંભ કર્યો. શત્રુઓની પણ તૈયારી ઉત્તમ હતી. એક લક્ષ ઘોડેસ્વાર તેના સૈન્યમાં હોઇ સર્વ સૈન્ય પૂર્ણ તૈયારીમાં હતું; પરંતુ તે સૈન્યને અનુભવ ને ઉત્તમ નેતૃત્વના અભાવે તે સૈન્યમાં વારંવાર અંધાધુંધી થતી ને તે સંધિ સાંધીને અબદુલ્લે તેની સારી કતલ કરી. તેમ થતાં થતાં શત્રુસૈન્ય અલ્પ રહ્યું ને અંતે નાઇલાજ જાણીને શત્રુસૈન્ય કિલ્લામાં જઈ ભરાયું. કનોજનો કિલ્લો પૂર્વકાળથી મજબૂત હોઈ તેને શત્રુઓએ સમરાવી મોર્ચેબંદી બહુ સારા કરી, તેમાં દારૂગોળો પુષ્કળ ભરી રાખ્યો હતો. એવી સ્થિતિ હોવાથી અબદુલ્લાએ પોતાના સૈન્યને જણાવ્યું કે, 'પ્રસંગ બહુ કઠિન છે. કિલ્લા પાસે જતા સૂધીમાં પ્રત્યેક પગલે સો સિપાઈ એ હિસાબે આપણે આપણો બળિ દેવો પડેશે. તેથી આ માન લેવા જે તૈયાર હોય, તેણે આગળ આવવું!' તેના આ શબ્દો સાંભળી સિપાઇઓ કદાચિત્ ગભરાશે એવું કેટલાકને જણાયું; પણ અબદુલ્લાના સિપાઇઓ તેની પ્રમાણે વજ્રહૃદયના હતા. તે સર્વ અબદુલ્લાની આજ્ઞા થતાની સાથે જ તોપના ગોળાઓનો પ્રહાર અંગપર લેતા લેતા કિલ્લા પાસે ગયા ને છેવટે હજારો સૈનિકોએ રણબળી દઇને અબદુલ્લાએ કિલ્લો પુનઃ હસ્તગત કર્યો. શત્રુસૈન્યનું તો તે પ્રસંગે વિલક્ષણ નુકસાન થયું હતું. તેના દશ હજાર સૈનિકો મરણશરણ થયા મુખ્ય સુબેદાર, કેટલાક સેનાપતિ ને સેંકડો વીર જીવતા હાથ લાગ્યા. અબદુલ્લો સંતાપથી ભ્રમિત થયો હતો. તેણે કિલ્લામાં જેટલા મરણ પામેલા

જણાયા, તે સર્વનું માથું ને બાકીના બચેલા જનો, એ સર્વને મારી પાસે મોકલી દીધા. કિલ્લામાંથી જે લૂંટ મળી, તે પૈકી એક કપર્દિકા પણ તેણે ન રાખતાં તે સર્વ મારાપ્રતિ મોકલી દીધી. મેં કેદીઓને પ્રાણદંડની શિક્ષા ફરમાવીને લુટમાંનાં ઉત્કૃષ્ટ રત્નો રાખી લઈ બાકીની લૂંટ યુદ્ધમાંના સિપાઇઓને વહેંચી દીધી. અબદુલ્લો પછી ઘણા દિવસ કનોજમાં રહ્યો હતો. રાજાની વિરુદ્ધ બંડ કરવાથી તેનું પરિણામ શું થાય છે, એ બંડખોર વૃત્તિના માણસોના લક્ષમાં આવે, માટે અબદુલ્લાએ બંડ પછી શત્રુનાં જેટલાં પ્રેતો હાથ લાગ્યાં, તે સર્વ જૂદાં જૂદાં વૃક્ષોમાં ટાંગી રાખ્યાં.

બાબા અકબરના રાજ્યારૂઢ થવાથી સાંપ્રતના કાળ પર્યંતમાં જે બંડો થયાં, તેમાં સુમારે બે લક્ષ જનોના પ્રાણ દેહથી જૂદા પડ્યા છે, એવી મારી ધારણા છે. આ પ્રાણનાશ જો કે બંડખોરોની ભૂલથી થયો, તો પણ બે લક્ષ શૂરવીરજનો સામ્રાજ્યમાંથી નષ્ટ થાય, એ સામ્રાજ્યને મહાન્ હાનિ છે. આ જ લોકોએ બંડમાં સામીલ ન થતાં પોતાના પ્રાણનો ઉપયોગ જો સામ્રાજ્યનો અભિવૃદ્ધિમાટે કર્યો હોત, તો આજ મોગલ સામ્રાજ્ય સમસ્ત પૃથ્વીપર પ્રસર્યું હોત.

## ૫૨ મથુરાનો દરવેશ

કનોજનું બંડ સમાયા પછી હું દિલ્લીથી આગળ ચાલ્યો. આ પ્રવાસ ધીમે ધીમે ને મોજ મજાહથી થતો હતો. સાથે અંતઃપુરમાંની ચારસો સ્ત્રીઓ ઉપરાંત અન્ય પરિવાર પણ હતો. જ્યાં જ્યાં મૃગયા માટેનાં અરણ્યો દૃષ્ટિએ પડતાં, ત્યાં ત્યાં નૌકામાંનો મુકામ કરીને ત્રણ ચાર દિવસ મૃગયાના આનંદમાં જતા. પ્રવાસમાં અમોને દુષ્ટ માણસોથી કાંઈ ત્રાસ થાય નહીં, માટે નદીની બન્ને બાજુએ થોડું થોડું સૈન્ય અમારી સાથે ચાલતું હતું. આ ક્રમે પ્રવાસ કરતા કરતા અમે મથુરામાં આવી પહોંચ્યા. ત્યાંગયા પછી 'ત્યાં કોઈ દરવેશ હોઈ તે પોતાનો સર્વ સમય ઈશ્વરસેવામાં વ્યતીત કરે છે ને દર શુક્રવારના દિવસે તેના મસ્તિષ્કપર સુવર્ણવૃષ્ટિ થાય છે.' એવા વર્તમાન મળ્યા. હું મારી સાથે થોડાં માણસો લઇને તે દરવેશના મઠપાસે ગયો ને હું આપનાં દર્શનાર્થે આવ્યો છું, એવો નિરોપ દરવેશના શિષ્યોદ્વારા અંદર પાઠવ્યો. દરવેશ જમીનમાં એક ગુહા તૈયાર કરાવી તેમાં રહેતો હતો ને ગુહાના દ્વારપર તેના ચારસો શિષ્યો શરીરપર જૂદા જૂદા પશુઓનાં ચર્મવસ્ત્રાચ્છાદિત થઈ ઉભા હતા. તે પૈકી એક શિષ્ય મને દરવેશ પાસે લઈ ગયો. દરવેશ અંદર આસનપર બેઠો હતો. મેં જતાંની સાથે ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો. તે મને બેસવાની આજ્ઞા કરશે, એવું મને જણાયું હતું; પણ ઘણો વખત થયા સુધી તો તે કાંઈ પણ બોલ્યો નહીં, એવું જોઈ હું નીચે બેઠો ને બોલ્યો,

'મહારાજ હું આપની કૃપાભિક્ષામાટે આવ્યો છું, તેથી મને કાંઈ પણ સદુપદેશ કરો.' મેં તેને આવી વિનતિ કરી, તો પણ થોડો વખત તે કાંઈ બોલ્યો નહીં. પછી મારાપ્રતિ જોઈ બોલ્યો, 'તું રાજા છે. હું પણ એક રાજાનો સેવક છું; પણ મારો રાજા મહાન્ છે. તારા જેવા સેંકડો રાજા તેના રાજ્યમાં છે. તું પોતાનું કર્તવ્ય કર. એથી અધિક અન્ય તને શો સદુપદેશ હું કરી શકું? પ્રત્યેકે પોતાનું કર્તવ્યપાલન કરવું, એ જ પાપક્ષાલન ને પુણ્યસંચયનું સાધન છે. તું રાજા છે, તેથી તારે પોતાની પ્રજાનું સારી રીતિએ પાલન કરવું, દુષ્ટોનું દમન કરવું અને સુશીલ ને પાપભીરું અધિકારી પ્રજાના સંરક્ષણ માટે નીમવા, એ તારું કર્તવ્ય છે. આ કર્તવ્યનું પાલન તું સારી રીતિએ કર, એ જ મારો તને સદુપદેશ છે.'

તે દિવસે શુક્રવાર હતો, તેથી કિંવદંતી પ્રમાણે દરવેશના શિરપર સુવર્ણવૃષ્ટિ થશે કિંવા નહીં, એ જોવા માટે મુદ્દામ નિમાજનો વખત થતાપર્યંત હું ત્યાં બેસી રહ્યો. સંધ્યાકાળનો સમય થતાં જ દરવેશના સર્વ શિષ્ય નિમાજ પઢવા લાગ્યા. દરવેશે પણ પોતાની સામે આવેલા દીપકમાં ચાર પાંચ દીવેટ નાંખી તે પ્રદીપ્ત કર્યો. અને તે નિમાજ પઢવા લાગ્યો. તેણે આઠવાર પોતાનું મસ્તિષ્ક ભૂમિપર અડકાવ્યું પછી જ્યારે તે ઉભો રહ્યો, ત્યારે પાંચ શિષ્ય તેની આગળ હાથ જોડી ઉભા રહ્યા. પછી તે કુરાનમાંની કેટલીક સુરા ભણીને પોતાના ઉભયહસ્ત ઊર્ધ્વ કરતાં જ તેના મસ્તિષ્કપર સુવર્ણવૃષ્ટિ થવા લાગી. આ વૃષ્ટિ બંધ થતાં દરવેશ સુરા ભણવી બંધ કરી નીચે બેઠા. તે સુવર્ણ તેના શિષ્યવર્ગે એકઠું કર્યાં પછી મેં વજન કરી જોયું, તો તે સાડાદશ હજાર રૂપિયાનું છે, એવું જણાયું. આ ચમત્કારિક ઘટના જોઇને મને અતિ આશ્ચર્ય જણાયું, ને તે દરવેશપર મારી બહુ શ્રદ્ધા બેઠી. દરવેશે તે સુવર્ણના સમાન ભાગ કરીને તે પૈકી એક મથુરાના સરકારી અધિકારી પ્રતિ મોકલી દઈ, બાકીનું સર્વ એકઠા થયેલા ફકીરો ને શિષ્યોએ વહેંચી દીધું. હું તે દરવેશપ્રતિ બોલ્યો, 'મહારાજ! આપનું યોગક્ષેમ સારી રીતિએ ચાલે, માટે આપને એક પચાસ હજાર રૂપિયાના ઉત્પન્નની જાગીર કરી દેવાની મારી ઇચ્છા છે. આપ આ પુરસ્કારનો સ્વીકાર કરશો કે?' દરવેશ બોલ્યો, 'મને તેની કાંઈ આવશ્યકતા નથી. કારણ હું ખુદાપર વિશ્વાસ રાખી ચાલનારો મનુષ્ય છું. જે મનુષ્યની કૃપાએ પોતાનું યોગક્ષેમ ચાલે એવું ઇચ્છે છે, તેને તે દે એટલે થયું.' દરવેશના આ પ્રત્યુત્તર મળવા પછી હું તેના મઠમાંથી નીકળ્યો ને યમુનાના ઘાટ પર જવા લાગ્યો; પણ માર્ગમાં દરવેશના હાથનું ચુંબન ન લેવા માટે અનુતાપ થયો ને તે માટે હું પાછો ફર્યો. એવામાં દરવેશનો એક શિષ્ય મને મળ્યો ને બોલ્યો, 'બાદશાહની ઇચ્છાથી અમારા મહારાજ જ્ઞાત થતાં

તેને બહુ આનંદ થયો. તેથી હવે હાથનું ચુંબન લેવા માટે બાદશહાને આવવાનું કાંઈ પ્રયોજન નથી.' આ નિરોપ સાંભળતાં મને અધિક આશ્ચર્ય જણાયું ને હું ત્યાંથી પાછો ન ફરતાં દરવેશના દર્શનાર્થે આગળ વધ્યો. માર્ગમાં પોતાને બહુ શહાણો કહેવડાવનારો એક શ્રીમાન્ મુસલમાન ગૃહસ્થ મળ્યો ને તે દરવેશ સંબંધી મારી પાસે નિંદા કરવા લાગ્યો. તે બોલ્યો 'તે દરવેશ કેવળ ઢોંગી હોઈ તે કેવળ હસ્તકૌશલ્યથી જ સુવર્ણ ઉત્પન્ન કરે છે. એવા લફંગાના નાદમાં બાદશહાએ અજ્ઞાન બાળક પ્રમાણે લાગવું, એ અત્યંત અનુચિત છે.' વગેરે તે ઘણું બોલ્યો. તેમાં તેણે તે સાધુ સાથે મારી પણ યથાસ્થિત નિંદા કરી, તે સાંભળી મને તો બહુ ક્રોધ આવ્યો ને મેં મારા એક અનુચરને હુકમ કર્યો કે, 'આ નિંદાખોરની જીભનું ટેરવું કાપી નાંખ.' તે સાથે અનુચરે તેમ કર્યું. ત્યારે તે મનુષ્ય મારી ક્ષમા માગી બોલ્યો, 'ઉક્ત દરવેશનું બોલવું સત્ય થયું. મેં તેની પુષ્કળ દિવસ નિંદા કરી છે. એક પ્રસંગે તો મેં તેના મઠમાં જઈને તેને ગાળો દીધી. ત્યારે તે મારા પ્રતિ જોઈ હસ્યા ને બોલ્યા, 'તારી જીભ બહુ લાંબી છે. તેથી તું એવા લોકોની નિંદા કરે છે, તે જરા નાની થવા સંબંધી મેં ખુદાને વિનતિ કરી છે. અલ્પ સમયમાં જ તારી જીભ ટુંકી થશે,' તે વખતે દરવેશના ઉક્ત શબ્દોનો કાંઈ પણ અર્થ મને સમજાયો નહીં, પણ હવે તે સારી રીતે લક્ષમાં આવ્યો ને દરવેશ સત્ય સાધુ હશે, એવી મારી ખાત્રી થઈ.' મેં પછી સાધુનું દર્શન લીધું ને પુનઃ પ્રવાસના ઉદ્યોગમાં લાગ્યો.

મારા સર્વ પુત્રોમાં પરબ્હિજ વિશેષ કાર્યદક્ષ, વિશ્વાસુ ને શૂર છે; પણ તેનો સ્વભાવ કિંચિત્ માની છે. કનોજથી વિજય સંપાદન કરી અબદુલ્લાખાં અલાહબાદમાં આવ્યો. ત્યાં તેણે છાવણી ઠોકીને તે પોતાના સૈન્યની કવાયત કરતો હતો. પરબ્હિજ પોતાના ખાસ શિરબંદીઓને લઈ છાવણી જોવા માટે ગયો. આ વખતે અબદુલ્લાખાં અશ્વારૂઢ થઈને સર્વ સન્યની કવાયત કરી લેતો હોવાથી તેણે પરબ્હિજપ્રતિ લક્ષ દીધું નહીં. તે માટે પરબ્હિજને ખરાબ લાગવાથી તેણે તે ઘટના મને જણાવી અને આ ઉન્મત્તતા બદલ અબદુલ્લાને કાંઇક શાસન કરવું, માટે મને વિનતિ કરી. આ જ વખતે અબદુલ્લાપ્રતિથી એવું પત્ર આવ્યું કે, 'હું બાદશાહી અર્ધચંદ્રાંકિત નીલ નિશાન પાસે ઉભો રહી સન્યની કવાયત લેતો હતો, એવામાં શાહજાદા આવ્યા ને ગયા. તેણે બાદશાહી ઝુંડાને યોગ્ય માન દીધું નહીં, એ હજુરને નિવેદિત કરૂં છું.' અબદુલ્લાનો આ પત્ર જોઈ મારું મન સમાધાન થયું ને મેં તેની બે હજાર સૈન્યની સરદારી વધારવાની આજ્ઞા કરી, ને તે સર્વ પત્રવ્યવહાર પર-

બ્હિજ પ્રતિ મોકલી દીધો. તે સાથે પરબ્હિજના લક્ષમાં પોતાની ભૂલ આવીને જે સ્થાનમાં અબદુલ્લો છાવણી નાંખી પડ્યો હતો, ત્યાં જઈ તેણે પ્રથમ શહાનશાહી ઝુંડાને માન દીધું, તે સાથે અબદુલ્લાએ પોતાનું સર્વ સૈન્ય ખડું કરીને પરબ્હિજને સલામતી દીધી. પછી પરબ્હિજે તેને મેં મોકલેલો બે હજાર સન્યની સરદારીનો હુકમ દઇને તેણે સ્વઃહસ્તે કાંઈ પુરસ્કાર કર્યો.

## ૫૩ પક્ષી પકડવાની વિલક્ષણ રીતિ

હું યમુનામાં પ્રવાસ કરતો ચાલતો હતો, તેવામાં એક દિવસે એક જંગલમાં કેટલાક શિકારી પક્ષીઓ પંકડતા દૃષ્ટિએ પડ્યા. તેના વિષે વિશેષ શોધ કરતાં એવું જણાયું કે, આ માણસો કાશ્મિરના પાર્વતીય પ્રદેશના રહેનારા હોઈ તેમની પક્ષીઓ પકડવાની રીતિ બહુ ચમત્કારિક છે. તે એક પ્રકારનો મંજુલસ્વર પોતાના કંઠમાંથી કાઢતા ને તેથી પક્ષીઓ મુગ્ધ થઇને જમીનપર આવતા, પછી તે પક્ષીઓને તે લોકો પકડતા. આ હકીકત સાંભળી મને બહુ આશ્ચર્ય જણાયું ને મેં નૌકાઓ કાંઠે નાંગરાવી તે પક્ષીઓ પકડવાનો પ્રકાર જોવા માટે જ મુકામ કર્યો. તે શિકારીઓ સાથે જંગલમાં જઈ તેને મેં પક્ષીઓ પકડવાની આજ્ઞા કરી. તેઓ સર્વ પક્ષીઓ પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે શિકારીઓ લગભગ એક હજારની સંખ્યામાં હશે. તેણે પોતાની નાની નાની ટોળીઓ કરી તે ટોળીઓ છેટે છેટેના અંતરપર જઇને સુન્દર પક્ષીઓનો સમૂહ દૃષ્ટિએ આવતો કે, તેઓ એક પ્રકારના મંજુલ સ્વરથી ગાવું શરુ કરતા. તે શબ્દોની શું ખુબી હશે, તે તો માલીકને માહીત; પણ એ તો સત્ય કે, તે શબ્દો સાંભળતાં જ પક્ષીઓ આકાશની ઉડ્ડાન શક્તિ છોડીને ધીમે ધીમે નીચે જમીનપર બેસતા ને તે પ્રમાણે નિર્ભયતાએ જમીનપર બેઠા પછી તે શિકારીઓ તે પક્ષીઓને પકડતા. આ ક્રમે સંધ્યાકાળપર્યંતમાં તેણે વીશ હજાર પક્ષીઓ પકડી તેમને પેટારામાં ઘાલી મારી સમક્ષ આણી મૂકયા. આવડો મોટો ખગસમુહ કેવળ આ માણસોના વિશ્વાસઘાતથી તેના હાથમાં પડેલા જોઈ, મને તે પક્ષીઓની બહુ દયા આવી ને મેં તે સર્વ પક્ષીઓને છોડી દીધા. પછી તે શિકારીઓને બક્ષિસ દઈ બીજે દિવસે હું આગળ ચાલ્યો.

## ૫૪ અતિલોભી તહસીલદાર

ત્રણ ચાર દિવસ પ્રવાસ કર્યાં પછી હું સેહરિંદમાં આવી પહોંચ્યો. તે વખતે ત્યાં ખોજાજેઇસી મુખ્ય સુબેદાર હતો. તે શૂર તથા મુત્સદી હતો, તેવો કેટલી કળામાં બહુ નિપુણ હતો. વિશેષત ઉદ્યાનો તૈયાર કરવામાં તેના જેવો કુશલ કોઈ નથી, એમ કહેવું, તે તેને માટે અતિ-

શયોક્તિ થશે નહીં. ઉક્ત કલામાં તે નિષ્ણાત હોવાનું મારી જાણમાં હોવાથી મેં તેને ઘણા દિવસથી સેહરિંદમાં મારા માટે એક નાનું ઉદ્યાન તૈયાર કરવાનું કહ્યું હતું. મારું સેહરિંદમાં જઈ પહોંચ્યાં પહેલાં પંદર દિવસ અગાઉ આ ઉદ્યાન પૂર્ણ થયું હતું. આ ઉદ્યાનમાં મારા નિવાસાર્થે એક શ્વેત સ્ફટિકનો નાજુક રાજમહેલ બાંધ્યો હતો. આ મહેલમાં હું સાત દિવસ રહ્યો હતો.

તે દિવસોમાં ત્યાં એક તહસીલદાર મારી પાસે આવ્યો ને મારી પુષ્કળ સ્તુતિ કરી મને બોલ્યો; 'બાદશાહાએ 'જેકત' કર પ્રજાપરથી માફ કરવાથી રાજ્યને ઘણું નુકસાન થયું છે. આ નુકશાન ભરી લેવા માટે શહાનશાહને મારી એ વિનતિ છે કે, તેમણે તેવા પ્રકારનો એક બીજો કર ફક્ત હિંદુ પ્રજાપર જ નાંખવો, એટલે રાજ્યને પુષ્કળ લાભ થશે. હિંદુઓ બહુ શ્રીમાન્ હોઈ તેને આવા પ્રકારનો કર દેવામાં સહજ પણ અડચણ આવશે નહીં. આ કર વસૂલ કરવાનું કામ આપને ગમે તો ત્રણ વર્ષ પર્યંત હું સંભાળું છું ને તેની ખાત્રી માટે બાદશહા કહે તે નજરાણું ને જામીનગીરીની રકમ આણી મૂકું.' તહસીલદારની આ સલાહ મને પસંદ પડી નહીં. એટલું જ નહીં, પણ તે માટે મને બહુ ગુસ્સો આવ્યો; પણ તેને તે ક્રોધ ન જણાવતાં, ઉલટું તેના બોલવાપ્રતિ સહાનુભૂતિ દર્શાવી નજરાણા ને જામીનગીરિની રકમ લઈ આવવાનું તેને કહ્યું. તે પ્રમાણે તે ગયો ને તેણે એક ઉંટ પર સુવર્ણમુદ્રાની સાત મોટી મોટી થેલીઓ લાદીને તે મારા પ્રતિ મોકલી દીધી. તેની તે સંપત્તિ જોઈ મને બહુ આશ્ચર્ય થયું ને ઈશ્વરકૃપાથી આ મનુષ્ય આટલો બધો શ્રીમાન્ હોઇને તેનો સ્વાર્થી સ્વભાવ તેને ગમે તેવા પાપમાર્ગે દોરવવાને પ્રવૃત્ત કરે છે, એ જોઈ મને તેટલું જ ખરાબ લાગ્યું. તે તહસીલદારને તું આ સંપત્તિ ક્યાંથી લાવ્યો, એવું પૂછતાં તેણે જવાબ આપ્યો કે, 'આ સંપત્તિ વડિલોપાર્જિત છે. મારા ગૃહમાં સુવર્ણમુદ્રા ભરેલી અનેક ગાગરો છે, તે પૈકી એક ચતુર્થાંશ સંપત્તિ મેં આપને દીધી છે,' તેના એ બોલવાના સત્યાસત્યનો નિર્ણય કરવા માટે મેં સાદિક મહંમદખાંને મોકલ્યો, ત્યારે તહસીલદારના કહેવા પ્રમાણે તેના ગૃહમાં દ્રવ્ય ભરેલું છે, એવી સાદિક મહંમદખાંની ખાત્રી થવાથી તેણે તે બાબત મને જણાવી. આટલી વિપુલસંપત્તિ તેના ગૃહમાં હોવા છતાં એકાદા અતિલોભી જન પ્રમાણે બીજી વિશેષ સંપત્તિ મેળવવા માટે ગમે તે કષ્ટકારક કૃત્ય કરવાને તૈયાર થાય છે, એ જોઈ તેના સંબંધી મારા મનમાં અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો ને મેં તેને સારી રીતે શાસન કરવાનું ઠરાવ્યું. મેં તેને રજા આપી, તે દિવસથી ત્રીજે દિવસે તને કર વસુલ કરવાની સનંદ લખી દેવામાં આવશે

એમ કહ્યું. પછી તે ત્રણ દિવસની મુદતમાં મારી સમજમાં એમ આવ્યું કે, ઉક્ત તહસીલદારને લાંચખાઉ વૃત્તિ તેના પૂર્વજોથી વારસામાં મળેલી હોઈ, આ સર્વ સંપત્તિ તેણે ને તેના બાપદાદાઓએ અન્યાયાચરણથી મેળવી છે. કહ્યા પ્રમાણે ત્રીજે દિવસે તે તહસીલદાસ મોટા ભભકાથી અશ્વારૂઢ થઈ મારી પાસે આવ્યો. તે વખતે તેના ગળામાં જે મૌક્તિકસ્રક્ હતી, તે કમીમાં કમી ચારથી પાંચ લક્ષ રૂપિયાની કિંમતની હશે. તેના આવ્યા પછી મેં દરબાર ભરી તેમાં તેને ખડો કર્યો, ને 'હિંદુ મુસલમાનોમાં ભેદાભેદ માનવાની અત્યંત કષ્ટ એવી સલાહ તું રાજાને આપે છે, તે બદલ તને પ્રાણદંડની શિક્ષા દેવામાં આવે છે.' એવું તેને કહ્યું. જલ્લાદોને આજ્ઞા કરી કે 'તેનું મસ્તિષ્ક તોડી તેનો પ્રાણ ન લેતાં તેનું પેટ ચીરીને તેનો પ્રાણ લેવો. કારણ કે જે પેટમાં કુટિલ સ્વાર્થ છે, તે પેટને શિક્ષા મળવી જોઈએ અને જે ઊંટ પર તેણે નજરાણું મોકલ્યું, તે ઊંટ ઉપર તેનું પ્રેત મૂકી શહેરના પ્રત્યેક વિભાગમાં ફેરવવું ને પ્રજાજન સંબંધી રાજાનું મન કલુષિત કરનારને કેવી ભયંકર શિક્ષા કરવામાં આવે છે, તે ઠેકઠેકાણે ભીષણ ધ્વનિથી સર્વને સંભળાવવું.' મારી આજ્ઞા પ્રમાણે તેને શિક્ષા થયા પછી મને નજર કરેલી ને તેના ગૃહમાં રહેલી તેની સર્વ સંપત્તિ મેં ગરીબ હિંદુઓને વહેંચી દીધી.

સમાધાનની વાત એ કે, મારા રાજ્યમાં એવી ભલતી જ સલાહ દેનારા સ્વાર્થી ને ચુગલખોરોનું અસ્તિત્વ બહુ અલ્પ છે. એવા મતલબખોર કોઈ પણ અધિકારીને ક્ષમા કરવી નહીં, એવી બાબા અકબરની મને આજ્ઞા છે ને તે બહુ યોગ્ય હોવાથી હું આજ પર્યંત તે આજ્ઞાનુસાર વર્ત્યો છું. જેકત કર કાઢી નાંખવાથી રાજ્યને નુકશાન થાય છે, તે બદલ કેટલાકોએ ઉહાપોહ કર્યો હતો; પણ સત્યતાએ જોતાં રાજ્યને આ કર કાઢી નાંખવાથી સહજ પણ નુકશાન થયું નથી. પણ પ્રજાના સંતોષનો અમુલ્ય લાભ મળ્યો છે. જેના હાથમાં થોડી ઘણી સત્તા છે, એવા સ્વાર્થી ને નીચવૃત્તિના અધિકારીઓ પોતે પ્રજા પૈકીના એક છે ને પ્રજાનું કલ્યાણ એ જ પોતાનું કલ્યાણ છે, એવું તે કેમ ભૂલી જાય છે, તે તો પાક પરવરદિગાર જાણે. એવી નીચવૃત્તિના મનુષ્યોના હાથમાં અધિકાર જઇને પ્રજાનું ને રાજ્યનું કલ્યાણ થાય નહીં, માટે હું બહુ કાળજી લઉં છું ને તેવું માનસિક ધૈર્ય દેવા માટે હું તે ખુદાવિંદ કરીમની વારંવાર કરુણા માગું છું.

### ૫૫ રાજપુત્ર ખુરમનું લાહોરાગમન

સેહરિંદથી મુકામ ઉપાડી માર્ગે ચાલતાં થતા રાજપુત્ર ખુરમે લાહોર શહેર જોવાની ઇચ્છા દર્શાવ્યાથી મેં તેને યોગ્ય સ્વારીસહ લાહોર પ્રતિ

દશ દિવસ માટે મોકલી દીધો. રાજપુત્ર ખુરમ લાહોરમાં આવે છે, એ સાંભળી લાહોરમાંના સર્વ જનોને બહુ આનંદ થયો ને તેણે ખુરમના સત્કારની જે તયારી કરી, તે અત્યંત અપૂર્વ છે. મેં ખુરમને લાહોર બસો સુસજ્જ ઊંટ, પાંચસો ઘોડા, ને અત્યંત સૈન્ય દઇને મોકલ્યો હતો. ખાસ તેને જ માટે મૌક્તિક રત્નો વગેરેથી ખચિત એક ઉત્કૃષ્ટ પોષાક તયાર કરાવી દીધો હતો અને 'શહેરમાં હાથીપર બેસીને જતાં માર્ગની બન્ને બાજુએ ઉભા રહેલા ગરીબોને રૂપિયા, સોનાના સિક્કા એક સરખા ફેંકતો જા,' એવું તેને મેં કહ્યું હતું. તે માટે દશ લાખ રૂપિયા ને સોળ કરોડનાં સુવર્ણ સિક્કા દીધા હતા. લાહોરમાં ખુરમની સ્વારી જેવા દમામથી નીકળી હતી, તેવી આજ પર્યંત બાદશાહી વંશમાં કોઇની પણ નીકળી નહોતી. લાહોર પાસે અલમગંજ–નામક એક ગ્રામ છે, ત્યાં ખુરમના નિવાસની લાહોરી જનોએ વ્યવસ્થા કરી હતી. અલમગંજથી લાહોરના દ્વારપર્યંત સર્વ માર્ગ અત્યંત ઉત્કૃષ્ટ રીતિએ શણગારેલો હોઈ, શહેરમાંના સર્વ રાજમાર્ગો અને ભવનો દીપમાળથી દેદીપ્યમાન કર્યાં હતાં. આ સ્વારી અર્ધ કોષથી અધિક લંબાઇની હોઈ તેને અલમગંજથી શહેરમાં જતાં ચાર તાસ થયા. સર્વને મોખરે રણશિંગા વગાડનારા પચાસ માણસો, તેની પાછળ સુવર્ણાલંકારથી સજ્જ એવા ત્રીશ હાથી, તેની પાછળ હાથીથી ઉત્કૃષ્ટ શૃંગારિત પંદરસો ઘોડા, તેની પાછળ એક અત્યુત્તમ સુશોભિત હાથીપર સુવર્ણની અંબાડીમાં રાજપુત્ર ખુરમ, તેની પાછળ વીશ હજાર અશ્વારોહી સૈન્ય અને તેની પાછળ હાથીપર ભિન્ન ભિન્ન પ્રકારની તોપો, એ પ્રમાણે આ સ્વારી હોઈ તેના માટે લાહોરી જનોએ સ્વસંતોષથી મુક્ત હસ્તે દ્રવ્યવ્યય કર્યો હતો. ખુરમે લાહોરના રાજપ્રાસાદમાં દરબાર ભરી શહેરમાંના પ્રતિષ્ઠિત જનોને બોલાવી જૂદા જૂદા ખિતાબો ને તે ખિતાબને યોગ્ય એવાં ઇનામો દીધાં. આમંત્રિત જનોએ પણ રાજપુત્રને બહુમૂલ્ય નજરાણાં દીધાં. પછી રાવી નદીના કિનારાપર ઠોકેલા શામિયાણામાં તે જઇને રહ્યો. ત્યાં તે ત્રણ દિવસ રહ્યો. તે ત્રણ દિવસમાં ખુરમ પાસે જે કોઈ કાંઈ પુરસ્કાર મળવાના ઉદ્દેશથી આવ્યા, તેને ખુરમે વિન્મુખ જવા દીધા નહીં. ત્યાં તે ત્રણ દિવસ રહીને નિશ્ચય પ્રમાણે દશ દિનમાં મને તે હાસન અબદાલમાં આવી મળ્યો. ત્યાં આવ્યા પછી પ્રથમ તેણે મને કુર્નિશ કરીને વીસ લક્ષની કિંમતના રત્નાલંકાર, ત્રણસો ઉત્કૃષ્ટ ઘોડા, એક હજાર ઉત્તમ ઉંટ અને પાંચ સુન્દર હાથી નજર કર્યાં. તે બદલ મેં તેને પીસ્તાલીશ હજાર સૈન્યની સરદારી દઇને અડતાલીશ લક્ષની કિંમતની મૌક્તિક સ્રકો બક્ષીસ દીધી.

## ૫૬ એક દુઃખકારક પ્રસંગ

હાસન અબ્દાલથી પ્રવાસ ખુષ્કીના માર્ગે શરુ કર્યો. ત્યાંથી જે દિવસે મુકામ ઉપાડ્યો, તે દિવસથી જ આકાશ મેઘાચ્છાદિત થઇને કદી કદી વૃષ્ટિ પણ થવા લાગી. આ વૃષ્ટિ થોડી થતી હોવાથી તે થોડા જ વખતમાં બંધ થશે, એવું અમને ભાસ્યું હતું, પણ તેમ ન થતાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ એક સરખી મુસળધાર વૃષ્ટિ થઈ. આ વૃષ્ટિ બંધ થઈ આકાશ સ્વચ્છ થએ મેં મારો મુકામ ઉપાડ્યો ને કાલાનૌરમાં જઈ પહોંચ્યો. ત્યાં પહોંચતાં તો સરિતા એ પૂર હોઈ સામે કિનારે જવું અશક્ય જ થયું હતું. અર્થાત્ પાણી ઓછું થતાં સૂધી નદીકિનારે જ મેં મુકામ કરવાનું ઠરાવ્યું ને તે પ્રમાણે તેની તૈયારીમાં લાગ્યા; પરંતુ તે નદીની સારી માહિતીવાળા માણસોએ પોતાના હાથી ને ઘોડા પાણીમાં ઉતારી સામે કિનારે ગયા ને આ કિનારાપરના માણસોને બોલાવવા લાગ્યા. તેનું પરિણામ બહુ ખરાબ આવ્યું, મિરજાંરુસ્તમનો બાર તેર વર્ષનો બાળક, ઘણાં માણસો અશ્વારૂઢ થઈ નદી ઉતરી સામેપાર જાય છે તે જોઈ તેણે પોતાનો ઘોડો નદીમાં ઉતાર્યો. આ છોકરો વિશેષ હુશિયાર, ચતુર ને બહુ બુદ્ધિમાન્ હતો. તે તેના બાલ્યકાળથી મારી પાસે હતો. તેના અંગના અનેક ગુણોથી હું તેના ઉપર પુત્ર પ્રમાણે વ્હાલ રાખતો હતો. તે નદી ઉતરીને સામેપાર જાય છે, એ મને ખબર હોત તો તો હું તેને તેમ વર્તવા ન દેત, પણ ગર્દીમાં તેની જાણ મને થઈ નહીં. એટલું જ નહીં પણ તેના સંરક્ષણ માટે જે દશસ્વારની નિમણુક કરી હતી, તે બીના તેને જણાવવી જોઇએ, તે પણ તેને તૂર્તમાં જણાવી નહોતી. ઇતર જનો જે જગ્યાએથી પોતાના ઘોડાઓ પાણીમાં ઉતારતા હતા, તે જગ્યાએથી તેણે પોતાનો ઘોડો પણ પાણીમાં ઉતાર્યો હતો; પણ તેનો ઘોડો ન્હાનો હોવાથી તે નદીના મધ્ય ભાગમાં જતાં જ પાણીના પ્રબળવેગી પ્રવાહમાં તણાવા લાગ્યો ને છેવટે ઘોડો પ્રચંડ પ્રવાહમાં જતાં મિરજાંરુસ્તમનો બાળક એક તરફ અને ઘોડો બીજી તરફ એવી સ્થિતિ થઈ. તે બાળકને સારું તરતાં આવડતું હતું, પણ સરિતાના પ્રચંડ વેગમાં તે નાઇલાજ થયો ને એવી શોચનીય અવસ્થામાં તેનો અંત આવ્યો. તે બાળકપર તેના સંરક્ષકોનો એટલો બધો પ્રેમ હતો કે, તે બાળકને બચાવવો અશક્ય છે, એટલું જ નહીં પણ તેને બચાવવા જવું, એટલે સ્વતઃના પ્રાણનો બળિ અર્પવો એવું પ્રત્યક્ષ દેખાતું હોવા છતાં તે દશે સ્વારોએ નદીમાં ઝંપલાયું ને તે મિરજાંરુસ્તમના બાળક પાસે જઈ બાળકની માફક નદીગર્ભમાં ગયા. અર્થાત્ ડુબી મૂવા. આ દુઃખકારક વર્તમાન મને વ્યક્ત થતાં જ મારી અવસ્થા ભ્રમિતચિત્તની થઈ. હું મારું મસ્તિષ્ક જમીનપર

પટકી ઘણો વખત સૂધી રહ્યા. એવી સ્થિતિ મારી જ થઈ, એટલું જ નહીં પણ છાવણીમાંના પ્રત્યેક જનોને તે બાળકમાટે ઘણું જ ખરાબ લાગ્યું. જેને માટે અન્ય દશ જનોએ પોતાના પ્રાણની આહુતિ અર્પી, તેને માટે સમસ્ત છાવણીના માણસો દિલગીર થાય તેમાં નવાઈ શું? તે દિવસે છાવણીમાં કોઇએ પણ ચૂલા સળગાવ્યા નહીં; એટલું જ નહીં, પણ કેટલાકોએ તો આખા દિવસમાં પાણી પણ પીધું નહીં. આ બાળકના ગુણોનું વર્ણન જેટલું કરીએ તેટલું ઓછું છે. હાથી ચલાવવામાં આટલી અલ્પવયમાં તેણે જે પ્રભુત્વ મેળવ્યું હતું, તે અત્યંત વિલક્ષણ છે. તેના અનેક ગુણોપર લુબ્ધ થઇને બેગમ નૂરજહાનની એક દૂરની ભગિની સાથે મેં તેના નીકાહ કરી દીધા હતા ને વિવાહકાળે તે ઉભય દંપતીને લગભગ બે કરોડનો અવે જ દીધો હતો, પણ આ લગ્ન પછી તે પૂરા છ માસ પણ જીવતો રહ્યો નહીં. પછી મને એમ જાણ થયું કે, તેણે જ્યારે પાણીમાં ઘોડો ઉતાર્યો ત્યારે તેનો પિતા તેની પાસે હતો. મેં પછી તેને બોલાવી બહુ ઠપકો દીધો. ત્યારે તે બોલ્યો 'તે શૂરવીરનો બચ્ચો હતો, દશ વીશ શૂર મનુષ્યો જ્યારે સામે પાર ગયા, ત્યારે પોતાને પણ જવું એવી ઇચ્છા થવી, તેને સાહજિક હતી ને મેં તેને મોટા આનંદથી પરવાનગી દીધી. તેમાં તેને યશ આવ્યો નહીં, એ ખુદાની મરજી!' આ શબ્દોથી મારું દુઃખ થોડું ઓછું થયું.

નદીનું પાણી પુષ્કળ ઓછું થવાથી હું મારા સર્વ સૈન્યસહ સામે-પાર જઈ તુરત જ કાશ્મિરના સુંદર પ્રદેશોમાં ગયો. આ વખતે ઠંડી બહુ ભયંકર થઈ પડી હતી. માર્ગમાં જનારા કેટલાક ફકીરો ટાઢથી સીજાઈ જઈ તાપવાનું મળવાના હેતુએ મારી છાવણીમાં આવ્યા હતા; પણ છાવણીમાં કાષ્ઠોની કાંઈ પણ વ્યવસ્થા ન હોવાથી મેં એક હજાર ઊંટ જંગલમાં મોકલી બાળવાના લાકડાં મંગાવીને તેમાંથી ફકીરોને આપી પ્રત્યેક ફકીરને એકેક કાશ્મિરી મેંઢાના ચામડાના અંગરખા દીધા. આ થંડીનો પ્રકોપ સરહદ્દપર વિશેષ હતો. અંતર ભાગમાં ગયા પછી થંડી પુષ્કળ ઓછી થઈ ને ભિન્ન ભિન્ન સ્થાનનું ભિન્ન ભિન્ન સૃષ્ટિસૌન્દર્ય જોઈ સૈન્યનો સર્વ થાક ઉતરી ગયો. એકાદું સારું સ્થાન દૃષ્ટિએ પડતાં ત્યાં બે ચાર દિવસ મુકામ કરવો, મૃગયા ખેલવા જવું, ગાયનોની મીજલસો કરવી; એ પ્રમાણે સુમારે એક માસ કાશ્મિરમાં વ્યતીત કરી આગ્રા પ્રતિ પાછા જવાનું ઠરાવ્યું ને તે પ્રમાણે તુરત જ મુકામ ઉપાડ્યા. આ વખતે આગ્રા લાહોર થઈ જવાનું ઠર્યું. કારણ કે લાહોરનો કિલ્લો જીર્ણ થવાથી તે પુનઃ રક્તવર્ણી પાષાણનો બાંધવાની મેં આજ્ઞા કરી હતી. આ કિલ્લો પૂર્ણ થયાના વર્તમાન મળવાથી મેં લાહોરની મુલાકાત લેવાનું ઠરાવ્યું.

* * * * *

વાંચક! ન્યાયપરાયણુ સમ્રાટ્ જહાંગીરશાહનું આત્મચરિત્ર તે આટલું જ! તે કાશ્મિરમાંથી આગ્રા જવા નીકળતાં માર્ગમાં જ લાહોર શહેરમાં તે કૃપાળુ શાહના શાહ સૃષ્ટિના અંતરૂપ પ્રભુના દરબારમાં સદાને માટે ગયો. વાંચક! સર્વ સૃષ્ટિના જીવ પ્રાણીને નસર્ગિક નિયમાનુસાર તે પ્રભુ પાસે જવાનું છે અને પુણ્ય પાપના ભોક્તા થવું છે અને તે જોનારા અંતઃકરણમાં સત્ય ભાસતું હોય તો શાહાનશાહ જહાંગીર પ્રમાણેની તે માલીકની બીક રાખી પ્રત્યેક કાર્ય તેના નોકર તરીકે કરજે અને તેવો બોધ જો તને આ દૈવી વિભૂતિમાન જહાંગીરશાહના જીવનમાંથી મળતો લાગે તો આ અન્ય ભાષાના અવતરણમાં લીધેલ શ્રમની હું સફળતા માનીશ. ઇત્યોમ્.



## "ગુજરાતી" છાપખાનામાંથી પ્રકટ થયેલા ગ્રંથો

## ઐતિહાસિક નવલકથા

| પુસ્તકનું નામ | કિમ્મત |
|---|---|
| ૧ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ) ... ... ... | ૧- ૦-૦ |
| ૨ દિલ્લીપર હલ્લો (૨ જી આવૃત્તિ) ... ... ... | ૧- ૦-૦ |
| ૩ અઢારમી સદીનું હિંદુસ્તાન ... ... ... | ૧- ૮-૦ |
| ૪ ઔરંગજેબ અને રાજપૂતો ... ... ... | ૨- ૦-૦ |
| ૫ શાહજાદો અને ભીખારી ... ... ... ... | ૧- ૮-૦ |
| ૬ હેસ્ટીંગ્સની સોટી ... ... ... ... | ૨- ૦-૦ |
| ૭ બાજીરાવ બલ્લાળ ... ... ... ... | ૨- ૦-૦ |
| ૮ બેગમસાહેબ ... ... ... ... | ૨- ૦-૦ |
| ૯ પાણીપતનું યુદ્ધ ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૦ નૂરજહાંન ... ... ... .. ... | ૨- ૦-૦ |
| ૧૧ રૂપનગરની રાજકુંવરી ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૨ ઈન્દુકુમારી... ... ... ... ... | ૧- ૮-૦ |
| ૧૩ પ્લાસીનું યુદ્ધ ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૪ શિવાજીનો વાઘનખ ... ... ... ... | ૦- ૮-૦ |
| ૧૫ હળદીઘાટનું યુદ્ધ ... ... ... ... | ૦- ૮-૦ |
| ૧૬ નંદનવનનો નાશ ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૭ પેશવાઇની પડતીનો પ્રસ્તાવ ... ... ... | ૨- ૦-૦ |
| ૧૮ ઔરંગઝેબનો ઉદય ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૯ પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... ... | ૨- ૦-૦ |
| ૨૦ કત્લેઆમ (નાદિરની દિલ્લીપર ચઢાઈ)... ... ... | ૨- ૦-૦ |
| ૨૧ ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... ... | ૨- ૦-૦ |
| ૨૨ જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... ... | ૨- ૦-૦ |
| ૨૩ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો ... ... ... | |
| ૨૪ જનાનખાનાની બીબીઓ ... ... ... | ૦-૧૨-૦ |
| ૨૫ લીલા-(યોગની એક વાર્ત્તા) ... ... ... | ૧- ૦-૦ |
| ૨૬ ચાંદબીબી ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| ૨૭ કિલયોપેત્રા-મિસરની મહારાણી ... ... ... | ૦-૧૨-૦ |
| ૨૮ આર્ય આદિત્ય બાપ્પારાવળ ... ... ... | ૦- ૪-૦ |
| ૨૯ ભારતલોક કથા (ભાગ ૧ લો) ... ... ... | ૦-૧૨-૦ |
| ૩૦ „ (ભાગ ૨ જો) ... ... ... | ૦-૧૨-૦ |
| ૩૧ રજીયા બેગમ ... ... ... ... | ૦- ૮-૦ |
| ૩૨ ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... ... | ૦-૧૨-૦ |
| ૩૩ ધર્મવિચાર-અદ્વિતીય નિબંધોનો સંગ્રહ ... ... | ૧- ૪-૦ |

## સસ્તું સાહિત્ય-"ગુજરાતી"ના ગ્રાહકોને જ

| પુસ્તકનું નામ | કિમ્મત |
|---|---|
| ૧ જૂનું નર્મગદ્ય-વધારા ને કવિની છબી સાથે ... ... | ૧- ૪-૦ |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ-કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો... | ૧- ૦-૦ |
| ૩ દેશવ્યવહાર વ્યવસ્થા-કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... ... ... | ૦-૧૪-૦ |
| ૪ નર્મકવિતા-સુરત મીશન પ્રેસમાં છપાયલી ... ... | ૦- ૨-૦ |
| ૫ નર્મકવિતા-સુરત સોદાગર પ્રેસમાં છપાયલી ... ... | ૦- ૧-૦ |
| ૬ રામજાનકી દર્શન-(નાટક) ... ... ... | ૦- ૬-૦ |
| ૭ સારશાકુન્તલ (નાટક) ... ... ... ... | ૦- ૪-૦ |
| ૮ બાળકૃષ્ણવિજય (નાટક)... ... ... ... | ૦- ૪-૦ |
| ૯ ગંગા-ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ) ... ... | ૦- ૮-૦ |
| ૧૦ ઘાસીરામ કોટવાલ-પેશ્વાના વખતની બહુ રમુજી ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા ... ... ... ... | ૦- ૪-૦ |
| ૧૧ વેદોક્ત ધર્મપ્રકાશ-વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત. એ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યે જ વાંચવામાં આવશે. ... | ૦-૧૪-૦ |
| ૧૨ ધાતુસંગ્રહ-ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... ... ... | ૦- ૬-૦ |
| ૧૩ એમ. એ. બનાકે કર્યો મેરી મીટ્ટી ખરાબકી ... ... | ૧- ૦-૦ |
| ૧૪ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા ... ... | ૧- ૦-૦ |
| ૧૫ વિલાયતી વિલાસમાં ફેશનગાઈ ખલાસ ... ... | ૧- ૦-૦ |
| ૧૬ ભાગવત એકાદશસ્કંધ-મૂળ-ભાષાંતર-ચિત્ર પાકું પુઠું. સુંદર કાગળ | ૦- ૬-૦ |
| ૧૭ ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિન્દુસ્તાન ... ... ... | ૦- ૮-૦ |
| ૧૮ બોધવચન-પરમહંસ રામકૃષ્ણનાં ... ... ... | ૦- ૬-૦ |
| ૧૯ શુક્રનીતિ ... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૨૦ જનાનખાનાની બીબી ... ... ... ... | ૦- ૮-૦ |
| ૨૧ મુક્તમાળા... ... ... ... ... | ૦- ૮-૦ |
| ૨૨ રાસેલાસ ... ... ... ... ... | ૦- ૭-૦ |
| ૨૩ દિનાર્બસ ... ... ... ... ... | ૦- ૭-૦ |

**ઉપરની સઘળી ચોપડીઓનો ટપાલ ખર્ચ જૂદો પડશે.**

**અમારા એજંટો પાસેથી લેનાર ગ્રાહકને રૂપિયે એક આનો વધુ ટપાલનો આપવો પડશે.**